# શાળોપયોગી પુસ્તકો

| | |
|---|---|
| આત્મકથા ભા. ૧–૨ | ૧–૦–૦ |
| હિમાલયનો પ્રવાસ (ટિપ્પણ સાથે) | ૧–૦–૦ |
| ઓતરાતી દીવાલો ( ,, ) | ૦–૬–૦ |
| લોકમાતા | ૦–૪–૦ |
| સ્મરણયાત્રા | ૧–૦–૦ |
| જીવતા તહેવારો | ૦–૧૨–૦ |
| આપવીતી | ૧–૪–૦ |
| બુદ્ધલીલા | ૦–૮–૦ |
| મધપૂડો | ૦–૧૦–૦ |
| કાવ્યપરિચય ભા. ૧–૨ | ૧–૬–૦ |
| નામાનાં તત્ત્વો | ૨–૮–૦ |
| નવલગ્રંથાવલિ | ૨–૦–૦ |
| સાર્થ ગૂજરાતી જોડણીકોશ | ૪–૦–૦ |
| રાષ્ટ્રભાષાનો ગૂજરાતી કોશ | ૧–૮–૦ |
| જેકિલ ઍન હાઈડ | ૦–૮–૦ |
| અપંગની પ્રતિભા | ૦–૧૨–૦ |
| સંત ફ્રાન્સિસ | ૦–૩–૦ |
| મારી જીવનકથા ( જવાહરલાલ નેહરુ ) | ૩–૦–૦ |
| જીવનવિકાસ | ૨–૮–૦ |
| સીતાહરણ | ૦–૧૨–૦ |
| ખરી કેળવણી | ૦–૧૨–૦ |
| કેળવણીનો કોયડો | ૧–૦–૦ |
| વર્ધાશિક્ષણ યોજના | ૦–૧૦–૦ |
| વર્ધાકેળવણીનો પ્રયોગ | ૦–૬–૦ |

**નવજીવન પ્રકાશન મંદિર**
**અમદાવાદ**

જમનાદાસ ભગવાનદાસ સ્મારકમાળા ગ્રંથ–૪

# કેળવણીના પાયા

લેખક
કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા

નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

મુદ્રક અને પ્રકાશક
જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ
નવજીવન મુદ્રણાલય, અમદાવાદ

પહેલી આવૃત્તિ, પ્રત ૧,૦૦૦, સન ૧૯૨૫
બીજી સુધારેલી-વધારેલી આવૃત્તિ, પ્રત ૧,૦૦૦, સન ૧૯૩૪
ત્રીજી સુધારેલી આવૃત્તિ, પ્રત ૨,૦૦૦

એક રૂપિયો

જુલાઈ, ૧૯૩૯

માણસજાત વેપાર, યુદ્ધ, સુલેહ, વિજ્ઞાન, કળા એ બધાં કાર્યોમાં ગુલતાન હોય એમ લાગે છે; પરંતુ માણસજાતને ખરું મહત્ત્વનું એવું તો એક જ કાર્ય છે, અને તે જ કાર્ય તે કરે છે. જે નૈતિક સિદ્ધાંતો વડે પોતે જીવે તેમનો સાક્ષાત્કાર કરવો તે એ કાર્ય. નૈતિક સિદ્ધાંતો પરાપૂર્વથી અસ્તિત્વ ધરાવતા આવે છે. માણસજાત માત્ર પોતાના લાભની ખાતર તેને વિશદ (=એની સ્પષ્ટ સમજણ) કરી લે છે.

—**ટૉલ્સ્ટૉય** ('ત્યારે કરીશું શું?'માંથી)

ॐ

न होय जें देवा असुरां ।
तें तुझें करणें दातारा ।
समर्थ न देखों दुसरा ।
तुजवांचूनि ॥

आणिका कवणा नमस्कारूं ।
कवणाचें स्तवन करूं ।
जयजयाजी श्री गुरु ।
अगाध महिमा ॥

तुज विण अन्य न देखां कोणी ।
म्हणोनि आणिकांते न मानी ।
हा मस्तक तुझिये चरणीं ।
ठेविला सत्य ॥

( परमामृत )

# ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવના

આ આવૃત્તિમાં ભાષાને વધારે સહેલી કરી છે; બે ત્રણ નિબંધોનો ક્રમ થોડો ફેરવ્યો છે: અને 'ઇતિહાસ વિષેની દૃષ્ટિ'વાળા લેખમાંનો આલેખ બદલ્યો છે. એ આલેખ પ્રજાઓના ઇતિહાસના અનુભવથી શોધેલો છે, તથા તેમાં બતાવેલા કાળવિભાગ કે ગુણવિભાગ પ્રમાણસર બતાવેલા છે એમ સમજવાનું નથી. અભ્યાસની દૃષ્ટિ સમજાવવા પૂરતો જ એનો ઉપયોગ સમજવો.

વર્ધા, ચૈત્ર સુદ ૧૫ સં. ૧૯૯૫

તા. ૪-૪-'૩૯ **કિશોરલાલ ઘ. મશરૂવાળા**

# પ્રસ્તાવના

લગભગ ૧૭–૧૮ વર્ષ પર કૉલેજમાં ભણતો હતો ત્યારે આપણા દેશના પ્રાથમિક કેળવણીના પ્રશ્ન મને પહેલવહેલો આકર્ષ્યો. જેમ નામદાર ગોખલેના થોડી મિનિટના સહવાસે ભાઈ કરસનદાસ ચિતળિયાનો જીવનપંથ બદલી નાંખ્યો, તેમ એમનો પ્રાથમિક શિક્ષણ વિષેનો ખરડો મારા જીવનને કેળવણીના ક્ષેત્રમાં દોરશે એમ તો તે વખતે લાગતું નહોતું, પણ એણે મને વિચારમાં તો નાંખી દીધો હતો જ.

કોઈ એવી બાહ્ય પ્રેરણાથી હું ધર્મમાં રસ લેતો થયો એવું યાદ નથી આવતું. ધાર્મિક માતાપિતાએ તથા સ્વામીનારાયણ સંપ્રદાયના સંતોએ પાડેલા સંસ્કારો પોતાની મેળે ફાલતા ગયા એમ જ કહેવું જોઈએ.

કૉલેજમાં તે વખતે સંપત્તિશાસ્ત્ર અને વિજ્ઞાનશાસ્ત્ર મારા માનીતા વિષય હતા.

આ બધાને પરિણામે મારી શ્રદ્ધા બંધાઈ હતી કે આપણા દેશનું સર્વ દુઃખ દૂર કરવાના ઉપાય ચાર પ્રકારના

છેઃ ફરજિયાત પ્રાથમિક કેળવણી, ધર્મપ્રચાર, વિજ્ઞાનની સહાયથી કરી શકાય એવા નાના નાના ઉદ્યોગો, તથા દેશની આર્થિક સ્થિતિનું અધ્યયન.

પણ આ ચારે વિષે મને કાંઈ તાત્ત્વિક વિચાર સૂઝ્યા હતા એમ નહિ કહી શકાય. હા, તે વખતે પ્રાથમિક કેળવણી વિષે વિદ્યાર્થીઓની સભામાં એક નિબંધ મેં વાંચ્યો હતો, તેમાં એક અભ્યાસક્રમની યોજનાયે ઘડી હતી એમ યાદ છે. એમાં માતૃભાષાને સ્થાન હતું, હિંદીને સ્થાન હતું, ધાર્મિક શિક્ષણને સ્થાન હતું, અને ધંધાઓને સ્થાન હતું. પણ એ બધું રૂઢ માર્ગે જ હશે એમ માનું છું. શિક્ષણ વિષેનો અનુભવ તો હતો જ નહિ એટલે બધું બીજાઓના વિચારોમાંથી દોહેલું અથવા તર્કથી શોધેલું હશે.

મારા હૃદયની પ્રતીતિ તે વખતે એવી હતી કે ધાર્મિક શિક્ષણ એટલે સ્વામીનારાયણ ધર્મનો પ્રચાર. પણ વિવિધ સંપ્રદાયોના બનેલા શ્રોતૃવર્ગમાં એટલું કહેવાની મારી હિંમત નહોતી. એટલે જે નૈતિક ગુણો ઉપર સ્વામીનારાયણ સંપ્રદાયે ભાર મૂક્યો હતો, તે ગુણોની કેળવણી એને હું ધાર્મિક શિક્ષણમાં ગણાવતો; પણ મનમાં રાખી મૂકતો કે એ ગુણો સ્વામીનારાયણ સંપ્રદાયના પ્રચાર સિવાય બીજી રીતે થોડા જ આવવાના છે? એટલે મારે મન સહજાનંદ-સ્વામીનો ધર્મ એ નૈતિક ગુણોનો નિષ્કર્ષ હતો.

ત્યાર પછી ૮–૯ વર્ષો ચાલ્યાં ગયાં. એ દરમ્યાન એ વિષયોમાં કાંઈક રસ તો હતો, પણ એ ક્ષેત્રમાં જ જીવન વળાશે એમ ખબર નહોતી. પણ ગાંધીજીના પ્રસંગમાં આવ્યો, અને મારી જે ચિત્તવૃત્તિનું મને સ્પષ્ટ ભાન નહોતું તે થયું.

જૂની વાસનાઓ પાછી જાગ્રત થઈ: સ્વામીનારાયણ સંપ્રદાયનો અને પ્રાથમિક કેળવણીનો પ્રચાર. એ દ્વિવિધ વાસનાને લીધે અનેક વર્ષ સુધી મેં આશા રાખી કે સંપ્રદાય દ્વારા જ એક વિદ્યાપીઠ સ્થાપવી, જેથી એક પંથ ને દો કાજ થાય. પણ સંપ્રદાયનું વાતાવરણ એવી પ્રવૃત્તિને અનુકૂળ નહોતું; મને મદદ કરે એવા બીજા કોઈને હું ઓળખતો નહોતો, મને નહોતો ધર્મના તત્ત્વનો અનુભવ કે નહોતો કેળવણીનો અનુભવ, એટલે આશ્રમમાં રહીને અનુભવ લેવો એવો નિશ્ચય કરી હું જોડાયો.

કેટલોક વખત શિક્ષક તરીકે કામ કર્યું. હજુ કાંઈ તાત્ત્વિક વિચારની દિશા સૂઝી નહોતી; પણ બે વસ્તુનો મને નિશ્ચય થયો: શિક્ષક તરીકે હું નાલાયક છું; અને ધર્મશાસ્ત્રોનાં અધ્યયન કરતાં ધર્મ એ કાંઈ જુદી જ વસ્તુ છે, જેનું જ્ઞાન બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરુ વિના પ્રાપ્ત ન થઈ શકે.

શિક્ષક તરીકેની મારી નાલાયકી આજે મને ભાસે છે તેવી રીતે તદ્દન નહોતી ભાસી. તે દિવસે મને લાગતું હતું કે મને શિક્ષણ આપતાં આવડતું નથી, કારણ કે હું બહુશ્રુત નથી અથવા મને જ્ઞાન આપવાની કળા આવડતી નથી. અથવા મારો અવાજ કર્કશ છે વગેરે વગેરે. પણ હું પોતે કેળવાયેલો નથી. માટે હું શિક્ષક તરીકે નાલાયક નીવડું છું એ મને તે દિવસે સ્પષ્ટ માલૂમ પડ્યું નહિ.

ભૂતકાળ પર આજની દૃષ્ટિએ વિચાર કરતાં હું જોઉં છું કે પ્રાથમિક તથા ધાર્મિક કેળવણી વિષેનો મારો ખૂબ આગ્રહ હોવાનું કારણ એ હતું કે મેં પોતે એ બે જાતની કેળવણી લીધી નહોતી. મારામાં રહેલી એ ન્યૂનતાઓનું જ્યાં

સુધી મને ઝાંખું ભાન હતું ત્યાં સુધી એના પ્રચાર વિષેનો મારો આગ્રહ પણ તીવ્ર નહોતો. જેમ જેમ એ ન્યૂનતાઓ મને વધારે વધારે સાલવા લાગી, તેમ તેમ એના પ્રચાર માટેનો મારો આગ્રહ તીવ્ર થતો ગયો. અલબત, મારામાં રહેલી ઊણપો જ મને બહાર ભાસે છે એ તો હું જાણતો નહોતો જ.

વર્ગો મેળવતો મેળવતો બી. એ. એલ એલ. બી. સુધી પહોંચેલો હું પ્રાથમિક કેળવણી વિનાનો હતો એ હું શું બકું છું એમ વાચકને લાગશે. ધર્મનું જ્ઞાન મને નહિ હોય એ વાત વાચક કદાચિત્ સ્વીકારશે, પણ મેં પ્રાથમિક કેળવણી નહોતી લીધી એ વાત એ નહિ સ્વીકારે એવો સંભવ છે. હું ભણેલો તો હતો એમાં ના નહિ છતાં પ્રાથમિક કેળવણી — સર્વ કેળવણીનો મૂળ પાયો — જેના વિના સર્વ શિક્ષણ રેતીમાં બનાવેલા બંગલા જેવું ભયંકર થઈ જાય — તે મારી પૂરી થઈ નહોતી. આ મારે સમજાવવું પડશે.

ભવિષ્યમાં દેશના આદર્શ સેવકો થાય એવી આદર્શ કેળવણી આપવા હું કેટલાક વિદ્યાર્થીઓને લઈને બેઠો હતો. સ્વભાષાનું સંગીન જ્ઞાન, હિંદી, સંસ્કૃત, અંગ્રેજી, ઇતિહાસ, ભૂગોળ, ગણિત, નામું, સંગીત, પ્રાર્થના વગેરે વગેરે વિષયોનું શિક્ષણ લઈ વિદ્યાર્થીઓ આદર્શ નાગરિકો બનશે એવા મારા મોઢામાંથી નીકળતા સિદ્ધાંતો તો નહિ પણ અંતઃકરણના વિચારો જણાતા હતા. પણ મેં જોયું કે આ તો બધી જુદી જુદી વિદ્યાઓ થઈ. એવી વિદ્યાઓ તો અનંત હોઈ શકે; અને એવી કેટલી વિદ્યાઓના જ્ઞાનથી આદર્શ નાગરિક બનાય — એ ઠરાવવું મુશ્કેલ હતું. આટલા વિષયોના ગણતરીનાં શાં શાં કારણો છે તે મેં એક લેખમાં

સમજાવ્યાં હતાં, પણ આજે જોઉં છું કે એ કારણો પાછળ કોઈ પણ સિદ્ધાંત હોય તો તે હું સમજ્યો નહોતો. હું માત્ર એટલું જોઈ શક્યો કે હું શિક્ષણ આપવા પરિશ્રમ લેતો હતો, પણ હું અને મારા વિદ્યાર્થીઓ બંનેને સમાધાન મળતું નહોતું. માંદો માણસ જેમ રોગની બેચેની પાસાં ફેરવી, આ બાજુનો તકિયો પેલી બાજુ કરી, સૂતો હોય તો બેઠો થઈ, બેઠો હોય તો સૂઈ જઈ, માબાપ કે ભગવાનને બૂમ પાડી ચેન મેળવવા પ્રયત્ન કરે છે, તેમ અમે વર્ગો બદલી, સમયપત્રકો બદલી, વિષયો બદલી, મારે દોષે વિદ્યાર્થીઓને સજા કરી, અને શારીરિક શિક્ષામાં અનીતિ જણાતાં ઉપવાસને મિષે માનસિક શિક્ષા કરી સમાધાનીનો માર્ગ શોધતા. પણ રોગના મૂળનું ઔષધ કાંઈ લક્ષમાં આવતું નહિ.

એ રોગનું મૂળ આ હતું. હું અને મારા વિદ્યાર્થીઓમાં એવો કશો તાત્ત્વિક ભેદ નહોતો કે જેથી એ કેળવણી લેવા લાયક અને હું કેળવણી આપવા લાયક એવો ભેદ પાડી શકાય. અમારા વિદ્યાર્થીઓ પરસ્પર લડતા હતા, એક બીજાની ઈર્ષા કરતા હતા, ઘણી વાર બોલાચાલી અને કોઈ વાર મારામારી ઉપર આવતા હતા. અમે શિક્ષકો અથવા વ્યવસ્થાપકો પણ પરસ્પર લડતા હતા, એકબીજાની ઈર્ષા કરતા હતા, ઘણી વાર બોલાચાલી ઉપર આવતા હતા. અને જો મારામારી ઉપર આવતા નહોતા તો તેનું કારણ એ હતું કે અમારી પાસે વધારે તીવ્ર ફળવાળું બાણ હતું; તે મર્મભેદી વાણીનું. બાળકોએ કરેલી મારામારી આજે એમને યાદ હશે કે કેમ એ શંકા છે; અમારાં વાગ્બાણોના

ધા જીવનપર્યંત સ્મરણમાં રહેનારા હતા. બાળકોની દૃષ્ટિએ વિચારતાં એમના ઝઘડાના વિષયો અમારા ઝઘડાના વિષયો કરતાં એમના જીવનમાં ઓછા મહત્ત્વના નહોતા. બાળકો એમના વિષયોની તુચ્છતા સમજી શકે એમ નહોતું, અને અમારા વિષયોને તો અમે તુચ્છ માની શકીએ જ કેમ?

વળી બાળકો જે વસ્તુઓથી રીઝે તે વસ્તુથી અમે પણ રીઝતા; એમને મિષ્ટાન્નો ભાવતાં, તો અમને કાંઈ મિષ્ટાન્નો અપ્રિય નહોતાં; એમને સંગીતમાં આનંદ લાગતો; પણ અમને એનો આનંદ હતો માટે જ અમે એમને એ આપવા લલચાતા હતા; ઊલટું કાંઈ ભેદ હોય તો અમારી મોટી ઉંમરને લીધે એમને જે વિષયેચ્છાઓ નહોતી તે અમને હતી. અમારા વિદ્યાર્થીઓ ઉનાળામાં ખરે બપોરે છૂટથી રમતા, પણ અમારી ત્વચા તાપની બાબતમાં નાજુક હતી; કામવાસનાથી વિહ્વળ થવાનું તો અમારું જ હતભાગ્ય હતું; અધિકારની લાલસા, માન-અપમાનના ઝઘડા એ એમના કરતાં અમારામાં જ વધારે તીવ્ર હતા.

આશ્રમની સાંજની પ્રાર્થનામાં સ્થિતપ્રજ્ઞનાં લક્ષણોના શ્લોકો બોલવાનો રિવાજ છે: હું જોતો કે,

હરે મનને ઇંદ્રિયો મસ્ત વેગથી વિષયો ભણી.[1]

વિષયોનું રહે ધ્યાન, તેમાં આસક્તિ ઊપજે:[2]

તેમ જ,

ઇંદ્રિયો વિષયે દોડે, તે પૂંઠે જે વહે મન,

---

૧. इन्द्रियाणि प्रमाथीनि हरन्ति प्रसभं मनः ॥

૨. ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।

દેહની તે હરે બુદ્ધિ, જેમ વા નાવને જળે.[3]

ઇંદ્રિયોને સ્વભોગોમાં, રાગ દ્વેષ રહ્યા ખડા,[4]

વગેરે શ્લોકો જેટલા બાળકોને તેટલા જ અમને લાગુ પડતા હતા. ક્રોધ, લોભ, ઈર્ષા વગેરે વિકારો જેમ બાળકોને વિવશ કરી મૂકતા, તેમ અમને પણ કરી મૂકતા. ભેદ વિકારોનો નહોતો, માત્ર વિકારોના પ્રત્યયો — નિમિત્તો — નો હતો.

મેં જોયું કે આ બાબતમાં એક બાજુએ બાળકો અને બીજી બાજુએ યુનિવર્સિટીની ડબલ ડિગ્રીઓવાળા, યુરોપ, કે અમેરિકાની ડિગ્રીઓવાળા, કવિત્વની ખ્યાતિવાળા, સંગીતમાં પ્રવીણતા મેળવેલા, જુદી જુદી જાતની કારીગરીની કુશળતાવાળા, કળાની દૃષ્ટિવાળા, તત્ત્વજ્ઞાનના અભ્યાસીઓ, યોગના અભ્યાસીઓ, અવધાનીઓ, વિધિ પ્રમાણે દેવાર્ચન કરવાવાળા, સાધુઓને જમાડવાવાળા, બ્રહ્મચારીઓ, સંન્યાસીઓ, દેશને માટે જીવન અર્પણ કરેલાઓ કે સંપ્રદાયને માટે જીવન અર્પણ કરેલાઓ, જુવાનો, વૃદ્ધો, પુરુષો, સ્ત્રીઓ — બધાંયે એક જ માટીનાં પૂતળાં છીએ. આ વિકારોની ગુલામીમાંથી સ્વતંત્ર પ્રજાઓ કે પરતંત્ર પ્રજાઓ કોઈ મુક્ત નથી.

વળી એક બીજી વાત. આશ્રમના શાળાના અખતરા દરમ્યાન કુટુંબનાં કેટલાંક બાળકોને પણ અમે સાથે રાખેલાં. આશ્રમવાસીઓનાં પણ બાળકો હતાં. અને બીજાઓએ

---

३. इन्द्रियाणां हि चरतां यन्मनोऽनुविधीयते ।
तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवांभसि ॥

४. इन्द्रियस्येन्द्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ ।

પણ થોડાંક બાળકો અમને સોંપ્યાં હતાં. મેં જોયું કે ઘણા-ખરા પિતાઓએ મૂંઝાઈને પોતાનાં બાળકો આશ્રમમાં મૂક્યાં હતાં. એમને એમનાં બાળકોથી સંતોષ નહોતો, અને અમારી પાસે સુધરાવવા ઇચ્છતા હતા. એ બાબતમાં ઘણી વાર અમારી પાસે આવી તેઓ બાળકોની બાબતમાં કાળજી દર્શાવતા, અને અમારી 'સલાહ' માગતા. વાલીઓની સાથેની વાતચીતમાં મને માલૂમ પડતું કે બાપ-દીકરા વચ્ચેના અસંતોષકારક સંબંધ તથા દીકરાઓની ખોડો એ ઘરના વાતાવરણને લીધે જ હતાં. બાપને બાળકોની હોંશો, રમતગમતો વગેરે કશા સાથે સહાનુભૂતિ હોય નહિ, કદી હેતથી પાસે બેસાડવા જેટલું મન મોકળું કર્યું હોય નહિ, પોતે ગમે તેમ વર્તતા હોય, પોતે ગમે તેવી ટેવો રાખતા હોય, ગમે તેવા તોછડા શબ્દોથી બાળકોનું અપમાન કરતા હોય, અવ્યવસ્થિત રહેતા હોય, પોતે પોતાનાં માવતર સાથે ગમે તેવી રીતે વર્ત્યા હોય, લગભગ દીકરાના જેટલી જ ઉંમરની સ્ત્રી પરણી લાવ્યા હોય, પોતાની રહેણીકરણીમાં કશો સુધારો કરવાની ઇચ્છા ન હોય, છતાં બાળકો અતિશય વિનયી, મહેનતુ, સંયમી, આંખને ઠારે એવાં બને એમ ઇચ્છતા હતા. 'અમારું તો હવે જીવન ગયું, પણ આ બાળકો સુધરે એટલું ઇચ્છીએ છીએ.' મને આ માગણી વિચિત્ર લાગતી અને જો કે મેં એક બે વાલીઓને કહેલું કે તમે ન સુધરો તો તમારો છોકરો ન સુધરી શકે; છતાં એવું થઈ શકે એવી મને આશા તો હતી.

પણ વાલીને માટે મેં જે નિયમ જોયો તે મને પણ લાગુ પડે છે તે હું સમજી શક્યો નહિ. જેમ બહારનાં

બાળકો એમનું ઘરનું વાતાવરણ શુદ્ધ થયા વિના આશ્રમના ૪–૬ મહિનાના સહવાસથી સુધરી ન શકે, તેમ મારા વાલીપણા નીચે રહેલાં બાળકો મારા ઘરનું વાતાવરણ શુદ્ધ થયા વિના હું અપેક્ષા રાખતો હતો તેવી જાતનાં ન થઈ શકે એ હું જોઈ શકતો નહોતો. એટલે મારી અને મારા ઘરનાં બાળકો વચ્ચે પણ અસમાધાન જ રહેતું હતું. હું મારી પત્ની સાથે બે–ત્રણ દિવસે ક્લેશ કર્યા કરતો હોઉં, એક પણ નિશ્ચયને ઠીક એક માસ સુધી વળગી રહી શકતો ન હોઉં, મને પણ મારી વસ્તુ એના ઠીક સ્થાન પર મેલવાની ટેવ ન હોય, મારું મેજ હમેશાં અવ્યવસ્થિત દશામાં હોય, (આજે પણ એમ જ રહે છે). મને દિવસમાં ભૂખ વિના ૨–૪ વાર ખાવાની ઇચ્છા થયા કરતી હોય, કોઈ અટકાવનાર ન હોવાથી હું એમ બેલાશક કરી શકતો હોઉં,—છતાં મારા ભત્રીજાઓ સંતાપ ન કરનારા, નિશ્ચયી, વ્યવસ્થિત, મિતાહારી હોય એમ હું ઇચ્છતો હતો. અને એમ નથી થતા એમ જોતો એટલે મુંઝાઈ મારા પરનો ભાર કોઈ બીજા શિક્ષકને સોંપી દેતો હતો. ‘પારકી મા કાન વીંધે’ એ વાલીઓના સિદ્ધાંતને હું પણ માનતો હતો.

એ જ પ્રમાણે અમારી એક એવી ઇચ્છા હતી કે અમારા વિદ્યાર્થીઓ કેવળ વિદ્યાવ્યાસંગી ન થાય, પણ ઉદ્યોગવ્યાસંગીયે થાય. એ મજૂરના જેટલી મહેનત કરનારા થાય. વારંવાર મજૂરીને માટે ખૂબ કલાક રાખવામાં આવે એમ અમે અખતરા કરતા; અમારામાંથી એકાદ બે શિક્ષક એમાં વારાફરતી જોડાતા પણ અમે

ગમે તેટલું મજૂરીનું માહાત્મ્ય સમજાવીએ છતાં અમારા વિદ્યાર્થીઓમાં અમે પંડિતજીવન માટે જ પ્રીતિ નિર્માણ થતી જોઈ; મજૂરી પ્રેમથી નહિ પણ વેઠથી જ કરાતી જોઈ. આનાં કારણો આટલું લખ્યા પછી હવે સમજવાં સહેલાં લાગશે, પણ હું સમજી શક્યો નહોતો.

હું ન જોઈ શક્યો કે અમારું જીવન વિદ્યાવ્યાસંગી હતું, ઉદ્યમવ્યાસંગી નહિ; બાળકો સાથે અમે મહેનતના સમયો રાખતા ત્યારે પણ અમારું ચિત્ત તો કોઈ પુસ્તકમાં કે સાહિત્ય-ચર્ચામાં રમેલું રહેતું; વળી બાળકો સાથે એકાદ બે શિક્ષક જ મહેનતમાં ઉપર પ્રમાણે ઉપલકિયો ભાગ લેતા; ત્યારે બીજા શિક્ષકો તો સીધી રીતે સાહિત્યની જ ઉપાસના કરતા હતા. અરે, સાહિત્યનું ખંડન કરવાની અમારી રીતમાંયે સાહિત્યની ઉપાસના જ થતી; અને મજૂરીનું મંડન હાથ–પગથી નહિ પણ મોટે ભાગે લેખો કે પ્રવચનોથી જ થતું. છતાં અમે માનતા કે અમારી પાસે નથી તે અમારા વિદ્યાર્થીઓ અમારી પાસેથી મેળવી શકશે!

પણ આ તો આજની દૃષ્ટિએ કહું છું. તે દિવસે તો એટલું જ ભાન હતું કે મારા ચિત્તને શાંતિ નથી. એટલે વિદ્યાપીઠના નવા અખતરામાં રસભેર ઝંપલાવ્યું. 'सा विद्या या विमुक्तये, એ ગંભીર વાક્યને વિદ્યાપીઠના ધ્યાનચિહ્ન તરીકે કાકાસાહેબે સૂચવ્યું અને વિદ્યાપીઠે સ્વીકાર્યું. ગાંધીજીને એ બહુ જ ગમ્યું. વળી એમણે 'એક વર્ષમાં સ્વરાજ'ની ઘોષણા કરી. આ બંનેએ વળી પાછા મને ચીમટા ભર્યા. વિદ્યાપીઠની સંસ્થા નવી હતી. પણ નવી સંસ્થામાં જોડાવાથી થોડું જ હૃદય પણ નવું બને છે? નવી

સંસ્થામાં હું ઝૂનું, વિવિધ પ્રકારના રાગદ્વેષોવાળા આગ્રહોથી ભરેલું જ હૃદય લઈને ગયો. અને 'શકટનો ભાર જેમ શ્વાન તાણે' તેમ હું પોતાને અપૂર્વ ત્યાગી, દેશભક્તિથી તરબોળ થયેલો, વિદ્યાપીઠના સ્તંભરૂપ માનતો અને મારી જોડે સહમત ન થનારા સાથીઓને સ્વાર્થબુદ્ધિથી રંગાયેલા સમજતો, સર્વેની જોડે ઝઘડવા લાગ્યો. જેમ જેમ મારી ઊણપો મારી નાલાયકીને વધારે તીવ્રપણે આગળ આણુવા લાગી તેમ તેમ પ્રાથમિક કેળવણી અને ધાર્મિક કેળવણીનો મારો આગ્રહ વધતો જ ગયો. પણ મારો આગ્રહ ન ચાલ્યો ત્યારે મારી નાલાયકીથી રિસાવાને બદલે મેં વિદ્યાપીઠમાંથી મન મોળું કર્યું. પણ મારો આગ્રહ ન ચાલવાથી જ હું બચી ગયો. પેલા બે ચીમટાઓના નખ તો વેદના કરી જ રહ્યા હતા. મને એટલું તો સ્પષ્ટ થયું કે મુક્તિની કેળવણી આપવાની લાયકાત પદવીધરોમાં, સાહિત્ય–સંગીત–કળાધરોમાં, કે શાસ્ત્રીઓમાંયે નથી. એ રાષ્ટ્રભાષામાંયે નથી, સ્વભાષામાંયે નથી અને અંગ્રેજીમાંયે નથી. એટલે એ બધાનું ઉચ્ચ શિક્ષણ આપવાની યોજનામાંથી મારી શ્રદ્ધા મોળી હતી તે બિલકુલ ઊઠી ગઈ. આયે એકાંગી દૃષ્ટિ તો હતી જ.

દરમ્યાન ધર્મનાં પુસ્તકોનું મારું વાચન વધતું જતું હતું. ઘણી વાર બને છે તેમ, જે વસ્તુ હું ઓછામાં ઓછી સમજતો, અથવા જેને ઓછામાં ઓછી સિદ્ધ કરી હતી તેને વિષે વધારે ભારપૂર્વક અને ખાતરીના ડોળથી હું બોલતો કે લખતો. કોઈ અચૂક માર્ગદર્શકને જાણતો નહોતો. સંપ્રદાયના સારા સારા સાધુઓ જોડે

પ્રસંગમાં આવ્યા કરતો, અને ગાંધીજી તરફથી યમોના પાલન અને વિચાર બાબત પ્રોત્સાહન અને પ્રેરણા મળતાં.

આ વખતમાં ધર્મવિચાર અને શિક્ષણવિચાર વચ્ચે એક મોટો વિરોધ મારા લક્ષમાં આવ્યો.

ધર્મશાસ્ત્ર કહે, ભોગથી વિષયોની શાંતિ થતી નથી; ઇંદ્રિયોને લાડ લડાવો નહિ; મનને કબજે રાખો; એ કહે તેમ ન કરો; યમ-નિયમોનું પાલન કરો; વિષયોમાંથી રસો ઓછા કરો; રાગ-દ્વેષથી પર થાઓ. વળી ધર્મશાસ્ત્ર કહે, સંગીત-નૃત્ય-વાદ્ય વગેરે વિદ્યાર્થીને, સંયમમાં પ્રયત્નશીલ પુરુષને, બ્રહ્મચારીને વર્જ્ય છે; એક ઇંદ્રિયને પણ મોકળી મૂકવાથી સર્વે ઇંદ્રિયો પરનો કાબૂ ચાલ્યો જાય છે વગેરે. શિક્ષણશાસ્ત્ર કહે,—(અને આ શાસ્ત્ર તો આશ્રમના સંયમી વાતાવરણનેયે માન્ય હતું)—બાળકની સર્વે ઇંદ્રિયોને કેળવો, સંગીત વિના શિક્ષણ અધૂરું છે, કળા એ રાષ્ટ્રનો પ્રાણ છે, સાહિત્ય એ પ્રજાનું જીવન છે, બાળકને તમારું ધાર્યું ન આપો, પણ એને જેનો રસ હોય તે આપો. વિષયોને રસિક કરો; માટે બાળકની પાસે નાટકો ભજવાવો, રાસો રમાડો, શાળાને શણગારતાં શીખવો; વળી બાળકને राष्ट्रदेवो भव એમ કહો, એ રીતે એને ઇતિહાસ આપો, એના જ દેશની સંસ્કૃતિ (એટલે પ્રકૃતિ)ને પોષનારું જ્ઞાન આપો, વગેરે.

આ વિરોધ સમજતો હતો, પણ સ્પષ્ટપણે નહિ; એટલે એ વિરોધ ટાળવાની કૂંચી તો ક્યાંથી જ મળે?

પણ વડીલોના આશીર્વાદથી અને મિત્રોના પ્રેમથી મારી મૂંઝવણો ઝાઝો વખત રહી નહિ. થોડા સમયમાં જ મને મારા સદ્‌ગુરુની ઓળખાણ થઈ; અને ગુરુ તરીકેના મારા એમની સાથેના પહેલા જ ભાષણમાં એમણે મને વિચારની એક એવી દૃષ્ટિ આપી કે જેથી જીવન અને જગતને વિચારવાની મારી પદ્ધતિમાં ક્રાંતિકારક પલટો થઈ ગયો. વળી એમણે મને એક એવી કસોટી બતાવી કે જે કસોટી પર ઘસવાથી જગતની પ્રત્યેક વિભૂતિનો સાચો કસ નીકળી આવે.*

ભાગ્યવશાત્ મારે પાછું વિદ્યાપીઠમાં જોડાવું પડ્યું. મેં હજુ કેવળ એમની પાસેથી કસોટી મેળવી હતી; પણ એનો ઉપયોગ જાણતો નહોતો, અને હજુ પૂરો જાણતો નથી; કારણ કે સરખાવવા માટે જે શુદ્ધ કાંચનનો નમૂનો મારી પાસે સદૈવ રહેવો જોઈએ, તેનો હું હજુ સ્વામી થયો નથી. એટલે હજુ મારી પ્રાથમિક શિક્ષણના પ્રચાર વિષેની ઇચ્છા શમી નહોતી.

પણ હવે એક બીજા અનુભવ પર મારું ધ્યાન ખેંચાયું. અસહકારની શરૂઆતમાં ગાંધીજીના તપોબળથી તે વખતે પ્રવૃત્તિમાં પૈસાનો તો ખ્યાલ જ નહોતો આવતો. પણ પાછો જોડાયો ત્યારે દરેક સંસ્થાના વ્યવસ્થાપકોને પૈસાની ચિંતા કરતા જોયા. ધનિક લોકો ઉપર ઠોક પાડનારાઓને ધન વિના ચાલતું નહોતું.

* આ દૃષ્ટિ તથા કસોટી માટે બીજી આવૃત્તિની પ્રસ્તાવનામાં કરેલો ખુલાસો જુઓ.

વિશ્વભારતીથી માંડીને નાનામાં નાના કુમારમંદિરના આચાર્ય સુધી સર્વે તિરસ્કારપાત્ર થયેલા બાવાઓની માફક, "શેઠજી, પૈસા ધર દો" કરતા હતા. બ્રહ્મદેશથી માંડી આફ્રિકા સુધી દરેક સંસ્થાના ફાળો ઉઘરાવનારા ફરી રહ્યા હતા. મંદિરના મહારાજો અને બાવાઓ કશાંયે સ્થૂળ કલ્યાણની આશા આપતા નહોતા; એમની હૂંડીઓ તો સ્વર્ગમાં જ વટાવવાની હતી; અમે સાક્ષાત્ જનકલ્યાણ બતાવી રહ્યા હતા. તમારાં બાળકોને જ્ઞાન મળશે, તમને સ્વરાજ મળશે, દેશની 'અબુદ્ધિ' ટળશે ઇત્યાદિ, ઇત્યાદિ. પણ લોકો અમારાં વચનોને ગણકારતા જ નહિ. એમને મંદિરના દાનમાં અને બાવાઓના જમાડવામાં વિશેષ શ્રદ્ધા બેસતી હતી તેનું કારણ શું? પોતાના (અમારી દૃષ્ટિએ) દેખાતા સ્વાર્થ ન સમજાય એટલી એમનામાં જડતા હશે, કે અમારો કાંઈ દોષ હશે? આ વિચારમાં હું પડ્યો, અને કેળવણીમાં ગણાતાં પ્રત્યેક અંગનો પેલી કસોટીએ વિચાર કરવા લાગ્યો.

મારા ગુરુદેવે આપેલી દૃષ્ટિથી વળી એક નવી વસ્તુ મારા ધ્યાનમાં આવી. આપણે વિવિધ પ્રવૃત્તિઓ કરનારા સર્વેને આપણી આજની સ્થિતિ વિષે સમાધાન નથી; આપણામાં કાંઈ ન્યૂનતા છે એનું આપણને ભાન છે. પણ એ ન્યૂનતા શી છે તેનું જ્ઞાન નથી હોતું. આપણે આજુબાજુ જોઈએ છીએ; બીજા પરણેલા છે, હું કુંવારો છું: મને લાગે છે કે હું પરણેલો નથી એ જ ન્યૂનતા છે; બીજા વિદ્વાન છે, હું અભણ છું: મને લાગે છે કે મારામાં વિદ્વત્તા જ હોવી જોઈએ; બીજા શ્રીમંત છે, હું ગરીબ છું: હું માનું છું કે મને પૈસાની જ ન્યૂનતા છે; બીજા છોકરાંવાળા

છે, હું વાંઝિયો છું: મને લાગે છે કે પ્રજા વિનાનો હોવાથી જ હું દુઃખી છું. આ રીતે બીજાનો અને મારો મુકાબલો કરી હું મારી ન્યૂનતા શોધવા મથું છું. કેટલાક આના ઉપાયમાં બતાવે છે કે, છે તે સ્થિતિમાં સંતોષ માનવો. પણ એવો સંતોષ ઊપજે જ કેમ શકે? મારામાં ન્યૂનતા છે એ મારું ભાન કાંઈ નિષ્કારણ નથી; એ ન્યૂનતા શાને લીધે છે એનું મને જ્ઞાન નથી; જ્ઞાન ન હોવાથી, જેમ રોગનું ઓસડ બરાબર ન મળે ત્યાં સુધી અખતરા કરવા એ જ ઉપાય, તેમ બીજા સાથે મુકાબલો કરી જે જે બીજાની પાસે હોય અને મારી પાસે ન હોય તે મેળવવા પ્રયત્ન કરવો એ જ સ્વાભાવિક માર્ગ રહે છે. પણ ચોક્કસ ઔષધ ન મળે ત્યાં સુધી અસમાધાન ન જાય એ પણ એટલું સ્વાભાવિક પરિણામ છે.

ઊંડું તપાસીએ તો માલૂમ પડે છે કે જે ન્યૂનતા મને મારામાં ભાસે છે, તે જેમનામાં નથી તેમને પણ કાંઈ અસમાધાન ઓછું નથી. એમને પણ કોઈ બીજા પ્રકારની ન્યૂનતા ભાસે જ છે. વળી પોતાનું જીવન તપાસતાંયે જણાય છે કે જે પદાર્થ માટે પહેલાં વલખાં મારતો હતો, તે મળ્યા પછીયે કાંઈ અસમાધાન ઓછું થતું નથી. ત્યારે એ અસમાધાન શાને લીધે રહે છે? વિચારીને જોતાં માલૂમ પડે છે કે અસમાધાન બાહ્ય પદાર્થોની ન્યૂનતાને લીધે કે શરીર, ઇંદ્રિયો કે બુદ્ધિના ઓછા વિકાસને લીધે હંમેશાં નથી. હઠીલો રોગ, ભૂખમરા જેટલી ગરીબાઈ, ઇંદ્રિયોની વ્યંગતા એને લીધે કોઈને અસમાધાન રહે એ સમજી શકાય એવું હોય છે. પણ એ બધાં કારણો છતાં

સમાધાન રાખી રહેનારા અને પોતાના જીવનનો સદુપયોગ કરનારા માણસો આપણને મળી આવે છે. ત્યારે આવાં નૈસર્ગિક કારણોથી ઉત્પન્ન થયેલી અપૂર્ણતા પણ અસમાધાનનું કારણ નથી એમ આપણે જોઈ શકીએ છીએ.

આ રીતે શોધીને જોતાં માલૂમ પડે છે કે ન્યૂનતાનું ભાન ગુણોત્કર્ષની ખામીને લીધે થાય છે. મારામાં સંયમની ખામી છે, પરિશ્રમશીલતાની ખામી છે, વ્યવસ્થિતતાની ખામી છે, શિસ્ત (discipline) ની ખામી છે, ઉદારતાની ખામી છે, દયાની ખામી છે, પ્રેમની ખામી છે, નીડરતાની ખામી છે, તેજસ્વિતાની ખામી છે, સમભાવનાની ખામી છે, અને એ બધા ગુણોના ઉત્કર્ષને પરિણામે જ પ્રાપ્ત કરી શકાય એવી જ્ઞાનનિષ્ઠાની ખામી છે. ખામીનું ભાન ખોટું નથી, પણ જ્યાં સુધી ખામીનું કારણ સમજાતું નથી, ત્યાં સુધી હું વિવિધ પ્રકારના ધમપછાડા મારતાં છતાં સુહાણ મેળવી શકતો નથી. પોતાની ખામીનું આ કારણ જાણવા માટે એવા ધમપછાડા મારે થોડા દિવસ મારવા પડે કે યુગો સુધી, એને માટે મારે નાનકડી પ્રવૃત્તિમાં જોડાવું પડે કે જગતને ખૂંદી નાંખવું પડે, એક ઇશારામાં સમજી જાઉં કે જગતનાં સર્વ પુસ્તકો વાંચીને સમજું, જ્યારે હું એ બરાબર સમજું ત્યારે જ તે સુહાણ મેળવી શકીશ.

આ નિબંધોમાં મેં એ કસોટીએ કેળવણીનાં કેટલાંક અંગોને કસી જોતાં જે માલૂમ પડ્યું તે માંડ્યું છે. કેટલીક કસણી અધૂરીયે માલૂમ પડશે. એટલે આમાં સુધારવા-વધારવા જેવું નથી એમ નહિ કહી શકાય.

આ જ કારણથી 'જેમ સોય કેડે દોરો ચાલી આવે' તેમ આ નિબંધોની પાછળ એક જ પ્રધાન વિચાર માલૂમ પડી આવશે. તે દૈવી સંપત્તિઓના ઉત્કર્ષનો; ચિત્તના ગુણવિકાસનો; વિવેકબુદ્ધિની શુદ્ધિનો. આથી કેટલાકને નિરાશા થશે. આટલા બધા નિબંધોમાંથી આટલો એક લીટીનો સાર નીકળે એ ચોખ્ખું યુરોપિયન પદ્ધતિનું પુસ્તક ગણાય. પણ એમ છે ખરું.

મને એક દહેશત છે કે આ નિબંધો—એની ભાષાને લીધે, એના વિષયોને લીધે અને એની અંદર કેટલુંક 'બહુ ઝીણું કાંતેલું' હોવાથી—પ્રજાના સામાન્ય વર્ગ સમજી ન શકે એવા છે. ભાષાને સહેલી કરવા મેં ઠેકાણે ઠેકાણે પ્રયત્ન કર્યો છે; પણ 'પડી ટેવ તે તો ટળે કેમ ટાળી?' વિચારના કેટલાક વિષયો બહુ તાત્ત્વિક હોવાથી અઘરા છે, એને સહેલા કરીને કેમ લખવા એ હજુ શીખવાનું રહ્યું છે. વાત એ છે કે આ વિચારો હજુ મને મારા પોતાના જ ઉપયોગાર્થે લખાયેલા જેવા છે. એ વિચારો હજુ જીવનમાં ઓતપ્રોત થયા નથી. 'વણ વિચારે પણ વાતું રે આવે એના અંતરથી,' એ જીવન સાથે વણાઈ ગયેલા વિચારો માટે થઈ શકે. એવા વિચારો બધા સમજી શકે; જે એનું જીવન જુએ તે બાળક પણ સમજી શકે; 'પ્રજાના કલ્યાણની કળકળ ધરાવનાર' એ વિશેષણ માટે પણ એ જ વાત લાગુ પડે છે. એ વિચાર છે; જીવન નથી.

છતાં મિત્રો માને છે કે જે થોડા પણ વાંચશે તેને પુસ્તક ઉપયોગી થશે, એટલે આ નિબંધોને પુસ્તકાકારમાં મૂકવા દીધા છે. આમાંના બે ત્રણ નિબંધો પૂર્વે માસિકોમાં

છપાઈ ગયા છે; તે ફરી સુધારેલા છે. 'એ કેળવણી તે કઈ?' એ નિબંધ સૌથી પહેલો લખાયો હતો, પણ મને લાગે છે કે એમાં એક રીતે સર્વે નિબંધોનો નિષ્કર્ષ આવી જાય છે.

ગૂજરાત વિદ્યાપીઠ
કાર્યાલય,
અષાડ વદ ૬, ૧૯૮૧

**કિશોરલાલ ઘ. મશરૂવાળા**

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના

સાત વર્ષ પછી આ પુસ્તક સુધારવા માટે હું ફરીથી વાંચી ગયો છું. "કલ્પનાશક્તિની કેળવણી" ના પ્રકરણને અંતે એક વધારાની નોંધ, જે સં. ૧૯૮૩ માં જ મેં લખી રાખી હતી તે જ ખાસ નોંધવા યોગ્ય સુધારો છે. તે ઉપરાંત "સામુદાયિક ઉપાસના" તથા "સ્ત્રીકેળવણી" નાં બે પ્રકરણો નવાં છે અને કેટલીક નાનકડી નોંધો અને ઉમેરા છે. વળી, ભાષાની દૃષ્ટિએ પુસ્તકમાં સુધારા કર્યા છે, પણ તેથી પુસ્તકની વિચારસરણીમાં ફરક પડતો નથી. ભાષાના સુધારાઓ કરવામાં કેટલાક મિત્રોની મદદ મળી છે તેમનો આભાર માનું છું.

આ પુસ્તક પર ઝીણી અને સ્પષ્ટ ટીકા એક બે ખાનગી મિત્રો ઉપરાંત કવિશ્રી નાનાલાલ તરફથી મળી હતી. કવિશ્રીએ પોતાની ટીકાઓવાળી પ્રત જ મને પહોંચાડી આભારી કર્યો હતો. એ માટે એમનો આ સ્થળે ઉપકાર માનું છું અને બીજા સમભાવી વિદ્વાનોને પણ એવી જ મદદ કરવા વિનંતિ કરું છું.

પહેલી આવૃત્તિની પ્રસ્તાવનામાં કરેલા એક ઉલ્લેખ માટે મને વારંવાર પ્રશ્નો પુછાયા છે. એમાં એ મતલબના શબ્દો આવ્યા છે કે મારા ગુરુએ મને વિચારની એક 'દૃષ્ટિ' આપી અને એક 'કસોટી' બતાવી. મેં ધાર્યું નહોતું કે આમ લખવામાં હું કોઈ ગુપ્ત જ્ઞાન મળ્યાનું સૂચવી રહ્યો છું એમ વાચકોને લાગશે. પ્રસ્તાવના અને નિબંધો વાંચતાં એ સ્પષ્ટ જ થશે એમ મને લાગ્યું હતું. પણ એમ મારું લખાણ નથી સમજાયું એમ જોઉં છું, તેથી વધારે ખુલાસો અહીં કરું છું. 'વિચારની દૃષ્ટિ' તે તર્ક, કલ્પના અને અનુભવ વચ્ચેના ભેદની, અને 'કસોટી' તે ભાવનાના વિકાસની. સત્યના શોધન માટે તેમ જ તેમાં દૃઢ સ્થિતિ થવા માટે એ બંને અનિવાર્ય છે. આટલો ખુલાસો પૂરતો થશે એ આશા છે.

મુખપૃષ્ઠ પર જણાવ્યા પ્રમાણે આ પુસ્તકમાં કેળવણી વિષે છૂટક નિબંધો જ છે. કેળવણીને લગતા સર્વ વિષયોનું સાંગોપાંગ વિચાર કરનારું એ શાસ્ત્ર કે પાઠ્યપુસ્તક નથી. એનો મને સારી રીતે ખ્યાલ છે. બીજા વિભાગનાં પ્રકરણોને વિશિષ્ટ પ્રકરણો ગણવાં હોય તો ગણી શકાય. ભિન્ન ભિન્ન વિષયો પર એ જાતના નિબંધો દાખલ કરી 'પાયા' પર ચણવાની 'ઇમારત'ના નકશા પણ મારે રજૂ કરવા જોઈએ એમ એક મિત્ર સૂચના કરી હતી. પુસ્તક લખ્યું તે વખતે જે જાતની શિક્ષણપ્રવૃત્તિમાં હું રોકાયેલો હતો તેમાં ચાલુ રહ્યો હોત તો કદાચ એવું કાંઈક થાત. પણ આજે તો સંભવ લાગતો નથી.

એક પ્રશ્ન પૂછવામાં આવ્યો છે તે આ: કોની કેળવણીના આ 'પાયા' છે? પોતાની કે વિદ્યાર્થીની?

પ્રસ્તાવના અને ૧૭મું પ્રકરણ વાંચીએ તો કેવળ પોતાની જ કેળવણીનું આ પુસ્તક જણાય છે અને બીજાને કેળવવાની આકાંક્ષાનો નિષેધ કરતો હોઉં એમ લાગે છે. પણ બાકીનાં પ્રકરણો શિક્ષક વિદ્યાર્થીના સંબંધને ધ્યાનમાં રાખીને લખેલાં જણાય છે. માટે આમાં વિરોધની શંકા આવે છે.

આવી શંકા ઊઠવી એ મને કમભાગ્ય જણાય છે. મારો પોતાનો મત તો આ પ્રમાણે છે: 'પાયા' માંથી સ્વકેળવણીને ઉપયોગી ઘણું મળી શકે એ સાચું છે. પ્રસ્તાવના એ રીતે વાંચી શકાય એવી છે. જો સ્વકેળવણીને ઉપયોગી આમાં કશું જ ન હોય તો એ કેળવણીનું પુસ્તક પણ ન હોઈ શકે. કારણકે, સાચી કે ખોટી મારી એવી દૃઢ માન્યતા છે કે માણસ જે કાંઈ પ્રવૃત્તિ કરે છે તેમાં પોતાનોયે આધ્યાત્મિક લાભ રહેલો હોય છે જ, અને જો એ લાભ પ્રત્યે દૃષ્ટિ રાખીને તે પ્રવૃત્તિ કરે છે તો એ પ્રવૃત્તિનેયે વધારે શોભાવે છે. એ રીતે જે શિક્ષક બાળકની કેળવણીના પ્રયત્નમાં પોતાની કેળવણી કરવાનું સાધન સમાયું છે એમ સમજે છે, તે બાળકને કેળવવામાંયે વધારે સફળ થાય છે. એ રીતે આ પુસ્તકમાં સ્વકેળવણીને ઉપયોગી સૂચનાઓ મળે તો તે એનો દોષ ન લાગવો જોઈએ.

છતાં, 'પાયા' સ્વકેળવણી કરવા મથનાર માટે લખાયું નથી. દરેક ઠેકાણે કેળવણી લેનાર બાળક અને તેને કેળવવા મથનાર એક શિક્ષક સ્પષ્ટપણે નજરમાં રહેલા છે. પોતાના હાથ તળે રહેલા બાળકને કેળવવા માટે કેળવણી સંબંધી

વિચારોમાં શિક્ષકના મનમાં ધ્યેયની કેવા પ્રકારની સ્પષ્ટતા જોઈએ એ રજૂ કરવાનો આ પુસ્તકમાં પ્રયત્ન છે. એટલે 'પાયા' સ્વંકેળવણીનું પુસ્તક નથી, તેને સહાયક ભલે હોય.

વળી, સ્વંકેળવણીની દૃષ્ટિ લઈએ કે બાળકની કેળવણીની દૃષ્ટિ લઈએ, દરેકમાં કેળવણી લેનારને સામાજિક જીવન ગાળવાનું છે એ વાત એકે નિબંધમાં ભુલાઈ હોય એમ મને લાગતું નથી. કેળવણી લેનાર સમાજનું ઉપયોગી અવયવ કેમ બને—એ બાબતનું ક્યાંયે વિસ્મરણ નથી. ઊલટું, પોતાની ઉન્નતિ અને સમાજોપયોગી જીવન વચ્ચે વિરોધ છે એવી જે ધાર્મિક માન્યતાઓ રહેલી છે એમાં ક્યાંક ભૂલ રહેલી છે એમ દેખાડવા પ્રયત્ન છે. જ્યાં સામાજિક જીવનથી પોતાની ઉન્નતિમાં વિરોધ આવતો લાગતો હોય ત્યાં કાં તો સમાજના કલ્યાણના આદર્શમાં અથવા સ્વકલ્યાણના આદર્શમાં, અથવા પોતાની કેળવણીમાં ક્યાંક ભૂલ રહેલી હોવી જોઈએ.

એક બીજો પ્રશ્ન પૂછવામાં આવ્યો છે કે આખા પુસ્તકમાં ધાર્મિક કેળવણી પર એકે પ્રકરણ ન મળે એ શું? ધર્મની વિશાળ દૃષ્ટિએ જોઈએ તો મને લાગે છે કે એકે પ્રકરણ એવું નથી કે જેમાં ધર્મમય કેળવણી જ હોઈ શકે એનું જરાય વિસ્મરણ હોય. પણ ઉપાસના, ભક્તિ વગેરે ધર્મનાં અંગોની દૃષ્ટિએ જોતાં એ પ્રકરણની ઊણપ લાગવાનો સંભવ હતો ખરો. "સામુદાયિક ઉપાસના" વિષેનું એક નવું પ્રકરણ ઉમેરાયાથી એ ઊણપ ઓછી થશે એમ આશા રાખું છું.

"આંક શીખવવા વિષે સૂચના' એ લેખ પુસ્તકના બીજા નિબંધો કરતાં જુદો પડી જાય એવો છે, પણ વ્યાવહારિક રીતે ઉપયોગી હોવાથી આ સંગ્રહમાં જ એનો સમાવેશ કર્યો છે. એ એક છૂટક નોંધ જેવો પણ ગણી શકાય.

પ્રકરણોની ગોઠવણીમાં થોડો ફેરફાર કર્યો છે તે યોગ્ય લાગશે એમ આશા છે.

**કિશોરલાલ ઘ. મશરૂવાળા**

# અનુક્રમણિકા

## વિભાગ ૨ જો

૧

# કેળવણી અને શિક્ષણ

જન્મથી લઈને મરણ સુધીમાં જુદી જુદી દિશાઓમાં માણસના વિકાસ કરવાની રીતને માટે ભાષામાં જુદા જુદા શબ્દો વપરાય છે. તે બધામાં આપણા સાદા ગુજરાતી 'કેળવણી' શબ્દમાં જેટલો અર્થ સમાયેલો છે, તેટલો બીજા કોઈ પણ સામાન્ય રીતે વપરાતા શબ્દોમાં સમાતો નથી. જો એને માટે કોઈ સંસ્કૃત શબ્દ વાપરવો જ હોય તો સંસ્ક્રિયા અથવા સંસ્કરણ શબ્દ વાપરવો પડે. સંસ્ક્રિયા એટલે શરીર, મન, વાણી, ટેવ, લાગણી, બુદ્ધિ વગેરેમાં જે કાંઈ અવ્યવસ્થા હોય તેને વ્યવસ્થિત કરવાની ક્રિયા. હિંદુસ્તાની 'તાલીમ' શબ્દ કેળવણીના અર્થમાં વાપરી શકાય એમ લાગે છે.

કેળવણી શબ્દનો આ રીતે પૂરેપૂરો અર્થ આપણે બરાબર ધ્યાનમાં રાખવાની જરૂર છે; અને તેથી, બીજા શબ્દો કરતાં એના અર્થમાં શું વધારે સમાય

છે, તે જાણવું ઠીક છે. આપણે શાળામાં કે ઘરમાં આપણાં બાળકો ઉપર જે મહેનત લઈએ છીએ, તેમાં કેટલી કેળવણી થાય છે અને કેટલી રહી જાય છે અથવા નાશ પામે છે, તથા થાય છે એ કેટલી મહત્ત્વની છે અને રહી જાય છે તે કેટલી મહત્ત્વની છે, તે એ ઉપરથી સમજી શકાશે. વળી, કેળવણીનું ધ્યેય અને તત્ત્વ સમજાવાથી આપણને કેળવણી આપવાની કોઈ જુદી દિશા મળવાનો પણ સંભવ છે.

'કેળવણી'ના અર્થમાં આપણે 'શિક્ષણ' શબ્દ વારંવાર વાપરીએ છીએ. 'શિક્ષણ' એટલે શીખવવું; અને સામાન્ય રીતે 'નવું શીખવવું' એમ સમજાય છે. બાળકને લિપિની માહિતી સ્વાભાવિકપણે નથી હોતી; સો કે હજાર વર્ષ ઉપર થયેલા બનાવોની માહિતી નથી હોતી; બીજા દેશમાં ગયા વિના તે દેશનાં આબોહવા, રચના વગેરેની જાણ નથી હોતી; પોતાના સમાજમાં બોલાતી ભાષા સિવાય બીજી ભાષા એ સમજી શકતો નથી. શાળામાં આ બધું મળે છે. ન જાણેલી વસ્તુઓ વિષે માહિતી આપવી એટલે 'શિક્ષણ' આપવું. પણ 'કેળવણી'— 'શિક્ષણ'થી અટકતી નથી; કારણ કે, શિક્ષણ ઘણું કરીને પરોક્ષ રહે છે. જે દેશ વિષે આપણે માહિતી મેળવીએ છીએ, તે માહિતી સાચી છે કે ખોટી, તેની તે દેશને જોઈને આપણે ખાતરી કરેલી હોતી નથી. જે ભાષાના અર્થ કરી જાણીએ છીએ, તે ભાષાના લોકો સાથે પરિચયમાં આવેલા નથી હોતા. જે દેશના ઇતિહાસની વાતો વાંચીએ છીએ, તે વાતોના મૂળ આધાર તપાસ્યા નથી હોતા. આ

રીતે શિક્ષણથી જે આપણે મેળવીએ છીએ તે પરોક્ષ રહે છે. એ પરોક્ષ જ્ઞાનને જ્યારે આપણે આપણી પોતાની તપાસથી ખરું કરીએ ત્યારે એ પ્રત્યક્ષ જ્ઞાન થાય છે. જ્યાં સુધી જ્ઞાન પરોક્ષ છે, કેવળ શીખેલું છે, ત્યાં સુધી એ જ્ઞાન વિષે કેવળ શ્રદ્ધા જ રાખવાની રહે છે. એ શ્રદ્ધા ભૂલ-ભરેલી પણ હોય. જે માહિતી વિષે કેવળ શ્રદ્ધા હોય તે ખરું જોતાં 'જ્ઞાન' એટલે 'જાણેલી' કે 'અનુભવેલી' વસ્તુ નથી. એ તો માન્યતા જ છે. જ્ઞાન મેળવવા માટે માહિતીને પ્રત્યક્ષ કરવાની જિજ્ઞાસા અને ટેવ જોઈએ. પ્રત્યક્ષ કરવાની જિજ્ઞાસા અથવા ટેવ એ સંસ્કારનો વિષય છે. એ સંસ્કાર આપવો એ કેળવણીનું એક અંગ છે.

શિક્ષક કે માબાપ કે મિત્ર વિદ્યાર્થીને પરોક્ષ જ્ઞાન કે શિક્ષણ અનેક વસ્તુનું આપી શકે; પણ અનેક વસ્તુનું પ્રત્યક્ષ જ્ઞાન ન આપી શકે. એ તો મોટે ભાગે વિદ્યાર્થીએ, ગમે ત્યારે પણ, પોતે જ મેળવવાનું રહ્યું. પણ જો કેળવણી આપનારો વિદ્યાર્થીમાં કોઈ પણ જ્ઞાનને — માહિતીને — પ્રત્યક્ષ કરવા જિજ્ઞાસા ઉત્પન્ન કરી શકે, અને એ વિષે પ્રયત્ન કરવાની ટેવ નિર્માણ કરી શકે, તો એણે વિદ્યાર્થીને જ્ઞાન મેળવવાની એક કૂંચી આપી કહેવાય. કેળવણીનો અર્થ માહિતી આપીને અટકવાનો નથી, પણ જ્ઞાનની જુદી જુદી કૂંચીઓ આપવી એ પણ થાય છે. એ રીતે શિક્ષણ કરતાં કેળવણીમાં વિશેષ અર્થ રહેલો છે.

માણસ અનેક વસ્તુઓનું પ્રત્યક્ષ જ્ઞાન નથી લઈ શકતો. કેટલીયે બાબતોમાં એણે માન્યતા અને માહિતીથી જ સંતોષ માનવો પડે છે. એટલી પરોક્ષ માહિતીયે ન

હોય તો એને જીવનવ્યવહારમાં સહન કરવું પડે છે. એટલે શિક્ષણ એ નિરર્થક છે એમ માનવાનું નથી. પણ પોતે જે પરિસ્થિતિમાં જીવન ગાળતો હોય તેનો વિચાર કરી, યોગ્ય પ્રમાણમાં પણ પ્રત્યક્ષ જ્ઞાન મેળવવાની ટેવ ન પાડે, તો એની સર્વ માહિતી નકામી પંડિતાઈ થાય છે; એ એને કે સમાજને ઉપયોગી નથી થતી. એ કેવળ એટલી માહિતીના ટોપલા ઉપાડનારો મજૂર જ થાય છે. જેટલે અંશે એ માહિતી ભૂલભરેલી હોય, એટલે અંશે એ ખોટું જ્ઞાન ફેલાવવામાં પણ નિમિત્ત થાય છે. માટે શિક્ષણરૂપી કેળવણીમાં ત્રણ પ્રકારનું કાર્ય રહ્યું:

૧. પ્રત્યક્ષ જ્ઞાન મેળવવાની જિજ્ઞાસા જાગ્રત કરવી અને તેની ટેવ પાડવી, અને તેટલા માટે,

૨. ઘટે તેટલા વિષયોનું પ્રત્યક્ષ જ્ઞાન આપવું. અને તેની ભૂમિકારૂપે,

૩. સગવડ હોય તેટલા વિષયોનું શિક્ષણ આપવું.

ઓછું શિક્ષણ પામેલા અને ગરીબ માબાપ કે શિક્ષક પણ, ધારે તો ઓછામાં ઓછા સાહિત્યથી, આ પ્રકારે કેળવણી આપવા શક્તિમાન થાય. આમાં જે સાહિત્ય જોઈએ તે એટલું જ કે બાળક અને કેળવણી આપનાર બંનેને જ્ઞાનેંદ્રિયો હોવી જોઈએ, જિજ્ઞાસા હોવી જોઈએ, અને મહેનત કરવાની ટેવ હોવી જોઈએ. જિજ્ઞાસાની જાગૃતિના સંસ્કાર એ જ્ઞાનનું બીજ છે. એમાંથી મહેનતુ વિદ્યાર્થીના હૃદયમાં જ્ઞાનનું વૃક્ષ પોતાની મેળે ઊગી ઊઠે.

# 'કેળવણી' અને 'વિનય'

અંગ્રેજી 'એજ્યુકેશન' શબ્દ અને આપણી માધ્યમિક શાળાઓનાં નામમાં વાપરેલા 'વિનય' શબ્દના અર્થમાં થોડોક જ ફરક છે. 'એજ્યુકેશન' શબ્દનો અર્થ 'બહાર (એટલે અજ્ઞાનની બહાર) દોરવું' એવો થાય. 'વિનય'નો અર્થ 'આગળ (એટલે થોડા જ્ઞાનમાંથી વધારે જ્ઞાનમાં) દોરવું' એવો થાય છે. આપણે સામાન્ય ભાષામાં વિનયનો અર્થ સારી રીતભાત એમ સમજીએ છીએ, અને વિદ્યાથી વિનય આવે એવી આશા રાખીએ છીએ. આનું કારણ એ છે કે, જેનામાં રીતભાતનું જ્ઞાન નથી તે હજુ અણઘડ છે, કારણ કે તે ઓછી સમજવાળો છે. એને વિનય આપવાથી, એટલે એનું જ્ઞાન વધારવાથી, એ સુઘડ એટલે રીતભાત જાણવાવાળો થાય છે. વિનય આપવાને પરિણામે સુઘડતા આવે છે. તે ઉપરથી સામાન્ય પ્રચારમાં વિનયનો અર્થ જ સુઘડતા અથવા સુરીતિ થઈ ગયો છે.

ગયા લેખમાં શિક્ષણનો અર્થ તપાસ્યો તે ઉપરથી, એમાં વિનયનો અર્થ સમાય છે જ એમ જણાતું નથી. એનો અર્થ તો અજાણી વસ્તુની માહિતી મેળવવી એટલો થાય. એ જ લેખમાં 'કેળવણી' શબ્દમાં શિક્ષણ ઉપરાંત શું આવ્યું છે તે જોયું હતું. પણ 'કેળવણી' એટલેથી જ પૂરી થતી નથી. 'કેળવણી'માં 'વિનય'નો અર્થ પણ આવી જાય છે. જેનામાં સુઘડ રીતભાત આવી નથી, તે શીખેલો હોય તોપણ, એને આપણે કેળવાયેલો કહેતા નથી; પણ જે શીખેલો ન હોય છતાં સુઘડ રીતભાત જાણતો હોય, તો એક અંશમાં કેળવાયેલો મનાય છે. એટલે 'શિક્ષણ' કરતાં 'વિનય'નું મહત્ત્વ વધારે છે, અને 'કેળવણી'માં એ બન્નેની આશા રખાય છે.

પણ સારી રીતભાત આવડવાના વિષયમાંયે 'વિનય' કરતાં 'કેળવણી'માં વધારે અર્થ રહેલો છે. કેટલાક માણસો ગમે તેવા સમાજમાં અસભ્ય ભાષા બોલતાં અચકાતા નથી. એમને સભ્ય કે અસભ્ય ભાષા વિષેનું ભાન નથી હોતું, અથવા તે વિષે નિર્લજ્જતા હોય છે. એમને આપણે અણઘડ અથવા અવિનયી કહીએ છીએ. કેટલાકને અસભ્ય ભાષા બોલવાની ટેવ હોય છે, અને સરખેસરખા માણસોમાં એ બોલવામાં આનંદ પણ માને છે. છતાં સ્ત્રીઓ વચ્ચે અથવા પૂજ્ય માણસો વચ્ચે સભ્ય ભાષા વાપરે છે. એમને બાહ્ય દૃષ્ટિએ વિનય આવેલો ગણાય છે. પણ એમની વાણી 'કેળવાયેલી' છે એમ ન કહી શકાય. કેટલાક ખાનગીમાં કે સમાજમાં અસભ્ય ભાષા બોલે નહિ, પરંતુ અસભ્ય શબ્દો એમના મનમાં આવી જાય; અને અતિશય સંતાપમાં

એનો વાણીમાં ઉપયોગ થતો પણ દેખાઈ આવે. એમની વાણીને સામાન્ય રીતે અવિનયી કે અણકેળવાયેલી ન કહી શકાય; છતાં અસભ્ય વાણી પ્રત્યે એમના મને પૂરી તાલીમ નથી લીધી એમ કહેવું પડે; અને એટલી એ અણકેળવાયેલી જ ગણાય.

આ ઉપરથી જણાશે કે, કેળવણી કેવળ વિનય અથવા બહારની રીતભાત અને વાણીમાં પૂરી થતી નથી; પણ રીતભાત અને વાણી વિષે બુદ્ધિથી વિચાર કરી સારું નરસું ઠરાવી, મન, વાણી અને કર્મને તે પ્રમાણે વ્યવસ્થિત કરવાની અપેક્ષા રાખે છે.

આ રીતે કેળવણી એક દિશામાં વિવેકબુદ્ધિ સુધી પહોંચી જાય છે અને બીજી દિશામાં સ્થૂળ કર્મમાં ઊતરે છે. કેવળ અનુકરણથી વિનય આવી શકે છે, પણ વિવેકબુદ્ધિ આવી શકતી નથી. વિવેકબુદ્ધિ વ્યવસ્થિત થયા વિના કેળવણી પૂરી થઈ શકતી નથી.

૩

# કેળવણી અને વિદ્યા

વિદ્ એટલે જાણવું. વિદ્યા એટલે જાણવાનો વિષય. એનો સામાન્ય અર્થ ચતુરાઈ થાય છે. પણ વિદ્યા તો સારીયે હોય અને ખરાબે હોય. ચોરી કરવાની, બીજાનો પ્રાણ લેવાની, છેતરવાની, જુગટાની ચતુરાઈ, વિવિધ પ્રકારની કળાઓ, એ બધાનો વિદ્યામાં સમાવેશ થાય છે. વિદ્યા આવો બહોળો શબ્દ હોવાથી સુવિદ્યા, કુવિદ્યા, પરા વિદ્યા, અપરા વિદ્યા વગેરે ભેદો પાડવા પડે છે.

સર્વે વિદ્યા એ કેળવણી નથી. જેટલા નૃત્યકળા, ગાનકળા કે ચિત્રકળા જાણતા હોય, તે કેળવાયેલા પણ હશે એમ ખાતરી નથી. વધારેમાં વધારે એટલું કહી શકાય કે, એમની કેટલીક ઇંદ્રિયોની, અને કેટલીક દિશામાં બુદ્ધિની ખિલવણી પુષ્કળ થઈ છે. કેટલીક વિદ્યાઓ તો કેળવણીની વિરોધી પણ થઈ શકે છે.

વિદ્યા કરતાં કેળવણી ચડે છે, કારણ કે વિદ્યા નીતિવિહોણી હોઈ શકે. પણ કેળવણીને નીતિના વિચારથી અલગ પાડી શકાતી નથી. જ્યાં એવી રીતે વિદ્યાને અલગ કરીને વિચારવાનો પ્રયત્ન કરવામાં આવે છે, ત્યાં

વિદ્યા (=ચતુરાઈ કે પ્રવીણતા) ભલે થોડો કાળ ટકે, પણ કેળવણી ટકતી નથી. આનાં ઉદાહરણ લઈએ : કાવ્ય, અલંકાર, ગાન, ચિત્ર, શિલ્પના અનેક નમૂના એવા પડેલા છે કે જે વિકારો ઉપર જીત મેળવવા ઇચ્છનાર પુરુષ નિર્ભયતાથી વાંચી, ગાઈ કે જોઈ શકે નહિ; જે બાળકોના હાથમાં નિર્ભયતાથી મૂકી શકાય નહિ; કે મા-દીકરીની સાથે બેસી નિઃસંકોચપણે વાંચી–ગાઈ–જોઈ શકાય નહિ. કેળવણીની દૃષ્ટિએ એવા નમૂનાઓને કેળવણી-મંદિરોમાં સ્થાન હોઈ શકે નહિ. પરંતુ એ દૃષ્ટિનું વિસ્મરણ થાય છે, અને એક શુદ્ધ (?) વિદ્યાની દૃષ્ટિએ એ શીખવા–શીખવવામાં આવે છે.

કેળવણી એ ઇંદ્રિયો કે અન્તઃકરણની શક્તિઓના વિકાસને વિરોધી નથી, પણ માત્ર તેના જ વિકાસથી કેળવણી પૂરી થતી નથી. એની સાથે નીતિના વિચારનો વિકાસ હોય ત્યારે જ, અને તેટલે જ અંશે, એ વિદ્યાને કેળવણીમાં સ્થાન મળી શકે.

વિદ્યા અને કેળવણી વચ્ચેનો ભેદ બીજી રીતે પણ સમજાવી શકાય. એમ કહી શકાય કે, વિદ્યાને એક આંખ છે, અને કેળવણીને બે અથવા બહુ આંખો છે. વિદ્યારસિયો માણસ જેની પાછળ મંડે તેને જ જુએ. ચિત્રની પાછળ મંડયો તો ચિત્રવિદ્યામાં પ્રવીણતા મેળવવી એટલું જ જુએ. ચિત્રને અંગે સત્ય, નીતિ, જનહિત, ઉપયોગિતા વગેરે કેટલાં છે તેનો વિચાર ન કરે. કેળવાયેલો માણસ ચિત્રવિદ્યાની પ્રવીણતાને સ્વીકારે, પણ સત્ય, નીતિ, જનહિત કે ઉપયોગિતાને વિષે બેપરવા રહી ન શકે. તેમ જ, જીવનની બીજી ઉપયોગી બાબતોને ખ્યાલમાં લેતાં, પોતાના કાળમાં કેટલી

હદ સુધીની એ પ્રવીણતા મહત્ત્વની છે, અને કેટલી હદ પછીની પ્રવીણતા કેવળ શોભારૂપ કે કેવળ આશ્ચર્યકારક કે નિરર્થક છે, એનો વિચાર ભૂલી ન શકે.

એટલે, કેળવણી કોઈક વિષયમાં યોગ્ય પ્રવીણતા આપીને અટકે નહિ પણ, તે ઉપરાંત, અન્ય વિષયો સાથેની અને જીવનના સર્વ વિષયો સાથેની સરખામણીમાં એનું કેટલું મહત્ત્વ છે તે ઠરાવે. દરેક બાબતની પ્રમાણસર આંકણી કરવા માટે કેળવણી જોઈએ. માત્ર વિદ્યાને એ ઠરાવતાં ન આવડે.

શાળામાં શીખવાતી અનેક બાબતો માટે વિદ્યાર્થીઓ. વાલીઓ અને શિક્ષકો વચ્ચે તીવ્ર મતભેદ રહે છે. વિદ્યાર્થીઓ કેટલીક વસ્તુઓ શીખવા ઇચ્છે છે, તે વાલીઓ અને શિક્ષકો આપવા ઇચ્છતા નથી. શિક્ષકો કેટલીક વસ્તુઓ શીખવવા માગે છે, તે વાલીઓને પસંદ પડતી નથી. અને વાલીઓ કેટલીક બાબતોનું શિક્ષણ અપાવવા માંગે છે, તેની સામે વિદ્યાર્થીઓ અને શિક્ષકોનો વિરોધ હોય છે. આનું કારણ એ છે કે, ત્રણમાંથી કોઈ પણ જુદા જુદા વિષયોનો કેળવણીની પૂર્ણ દૃષ્ટિથી વિચાર કરતા નથી; કોઈ પણ વિષયનું યોગ્ય મહત્ત્વ કેટલું છે, એ શોધવાની આપણને કૂંચી જડી નથી. જડી હોય તોપણ, જુદા જુદા મોહોને લીધે એનો અમલ કરી શકાય એટલી શક્તિ આપણામાં ઊપજવા દેતા નથી.

શિક્ષણના દરેક વિષયની — શરીર, ઇંદ્રિયો કે બુદ્ધિના વિકાસની — આત્મોન્નતિની અને જનહિતની દૃષ્ટિએ આજના કાળમાં કેટલી કિંમત છે એની બરાબર આંકણી કરવી એમાં કેળવણીના કોકડાનો છેડો સંતાયેલો છે.

# કેળવણી અને વિજ્ઞાન

ગીતામાં એક શ્લોક છે, ज्ञानं तेऽहं सविज्ञानमिदं वक्ष्याम्यशेषतः। એનો શબ્દાર્થ એવો થાય કે, 'હું તને સંપૂર્ણપણે વિજ્ઞાનસહિત જ્ઞાન કહું છું.' અહીં જ્ઞાન—વિજ્ઞાનનો શો અર્થ કરવો એ વિષે ભાષ્યકારોમાં મતભેદ છે. કેટલાક એવો અર્થ કરે છે કે, 'જ્ઞાન' એટલે એક વસ્તુને માત્ર વર્ણનથી કે ચિત્રથી સમજી લઈ એના સંબંધી કલ્પના કરવી તે. દાખલા તરીકે, તાજમહેલનું ચિત્ર જોઈ કે વર્ણન સાંભળી એ વિષેની કલ્પના તે તાજમહેલ વિષેનું જ્ઞાન થયું કહેવાય. એ જ પ્રમાણે, શાસ્ત્રોમાં આત્મા વિષે જે કાંઈ સિદ્ધાંતોનું નિરૂપણ કર્યું હોય, તે ઉપરથી આત્મા વિષેની કલ્પના કરીએ, એ જ્ઞાન કહેવાય; અને વિજ્ઞાન એટલે જેની કલ્પના છે તેનો પ્રત્યક્ષ અનુભવ. આગ્રા જઈને તાજમહેલ આંખો જોઈ વળનારને તેને વિષે વિજ્ઞાન થયું કહેવાય. તેમ જ શાસ્ત્રના સિદ્ધાન્તોનો અનુભવ કરી

વળનારને આત્મા વિષે વિજ્ઞાન થાય. આ રીતે વિજ્ઞાનનો અર્થ જાતિઅનુભવથી મળેલું જ્ઞાન એવો કરવામાં આવે છે.*

બીજા કેટલાક, જે અર્થમાં ઉપર વિજ્ઞાન શબ્દ વાપર્યો, તે અર્થમાં જ્ઞાન શબ્દ વાપરે છે. જેનો આપણને અનુભવ છે તેનું જ ખરેખરું જ્ઞાન છે એમ કહી શકાય. જેનો અનુભવ નથી તેને વિષે આપણને કલ્પના જ છે. કલ્પના ગમે તેવી કાળજીપૂર્વક કરવામાં આવી હોય તોયે કલ્પના તે કલ્પના જ; એ કાંઈ જ્ઞાન કહેવાય નહિ. ગમે તેટલી કાળજીથી આપણે તર્ક બાંધીએ કે મંગળના ગ્રહ ઉપર મનુષ્ય જેવાં પ્રાણીઓ વસતાં હોવાં જોઈએ; પણ એ બાબતનું આપણને જ્ઞાન છે એમ આપણે ન જ કહી શકીએ. એવી આપણી કલ્પના થાય છે એમ જ કહેવું બરાબર ગણાય. એ અર્થમાં જ્ઞાન લેવાથી, 'વિજ્ઞાન'નો અર્થ વિશેષ જ્ઞાન કરવામાં આવે છે. પાણી વિષે આપણને સર્વેને જાત-અનુભવથી જ્ઞાન છે; આપણે સર્વે પાણીને ઓળખીએ છીએ. પણ પાણીનાં અંગભૂત તત્ત્વોનું પૃથક્કરણ કરીએ એટલે એ વિષે વિશેષ જ્ઞાન થાય છે. પાણીના ધર્મો વિષે જેટલો જેટલો અનુભવ ભેગો કરીએ, તેટલું પાણી વિષે વિજ્ઞાન જ થયું કહેવાય. હાથમાંથી પથરો છોડી દઈએ તો તે જમીન ઉપર પડી જાય એનું આપણને સર્વેને જ્ઞાન છે. એ પથરો શું કામ પડે છે, કેટલા વેગથી પડે છે, કઈ દિશામાં પડે છે, એ બધું જાણીએ ત્યારે વિજ્ઞાન થયું કહેવાય.

---

* જુઓ શાંકરભાષ્ય અ. ૭, શ્લો. ૧.—

सविज्ञानं विज्ञानसहितं स्वानुभवयुक्तम् ।

'સાયન્સ'ના અર્થમાં જ્યારે આપણે વિજ્ઞાન શબ્દ વાપરીએ છીએ ત્યારે એનો અર્થ આ બીજા અર્થને મળતો થાય છે. ત્યાં જ્ઞાન એટલે સ્થૂળ — ઉપરછલું — પ્રથમ દૃષ્ટિનું, અને વિજ્ઞાન એટલે સૂક્ષ્મ દૃષ્ટિનું જ્ઞાન.

દરેક જ્ઞેય (જાણવા જેવા પદાર્થ) વિષેનું વિજ્ઞાન — વિશેષ જ્ઞાન — બે દિશામાં થાય છે. એ બે દિશાઓને બે રીતે વર્ણવી શકાય, જોકે બંને રીત એક જ વસ્તુને દેખાડનારી છે, છતાં એકે પૂરેપૂરી સ્પષ્ટ નથી, પણ માત્ર ખ્યાલ આપવાવાળી છે. એક દિશાને પદાર્થના મૂળનું જ્ઞાન, અથવા એ પદાર્થ અને આખું જગત એ બે વચ્ચેનો સંબંધ કે સમાનધર્મ શોધવાવાળું વિજ્ઞાન કહી શકાય; અને બીજી દિશાને પદાર્થના વિસ્તારનું, અથવા એ પદાર્થ અને આખા જગત વચ્ચેના ભેદોને શોધવાવાળું વિજ્ઞાન કહી શકાય.

એક ઉદાહરણથી આને વિશેષ સ્પષ્ટ કરવા પ્રયત્ન કરું છું:

આપણે એક વડને જોઈએ. એ વડ વિષે બે રીતે આપણે વિશેષ જ્ઞાન મેળવી શકીએ. એ વડ થયો જ શું કામ? એ વડની ઉત્પત્તિની ખરી ચાવી ક્યાં છે? — વગેરે શોધતાં શોધતાં એના ટેટા પરથી પાન પર, પાન પરથી ડાળા પર, ડાળી પરથી થડ પર, થડ પરથી મૂળ પર, મૂળ પરથી બીજ પર, પહોંચી જઈએ. આ વડના આદિકારણની દિશામાં વિજ્ઞાન થયું. વળી, બને તો એથી પણ ઊંડી શોધ કરીએ: એ વડનું બીજા વડો સાથે સામ્ય; બીજાં વૃક્ષો સાથે સામ્ય; બીજી વનસ્પતિઓ સાથે સામ્ય; બીજી સજીવ સૃષ્ટિ સાથે સામ્ય; નિર્જીવ સૃષ્ટિ સાથે સામ્ય. એ પ્રમાણે એની અને

જગતની વચ્ચેની સમાનધર્મતા શોધવાવાળું, એના મૂળની દિશાનું એ વિજ્ઞાન થયું.

બીજી શોધમાં આપણે વડની વડવાઈઓ, થડ, ડાળ, પાન, ફૂલ, ફળ વગેરે તપાસીએ. તે દરેકની રાસાયનિક રચના, ભૌતિક રચના, રાસાયનિક-ભૌતિક-વૈદક ધર્મો, એનાં પાંદડાં-પાંદડાંમાં, ફળ-ફળમાં, ડાળી-ડાળીમાં રહેલા ભેદ, એ વડના બીજા વડોથી, વૃક્ષોથી, વનસ્પતિથી, સજીવ-નિર્જીવ સૃષ્ટિથી અનેકાનેક ભેદો શોધીએ. આ પ્રમાણે આ વિજ્ઞાન વડની વિસ્તારની દિશામાં અથવા એની અને બાકીની સૃષ્ટિ વચ્ચે રહેલા ભેદોને શોધવાવાળું વિજ્ઞાન થયું કહેવાય.

જ્ઞેય પદાર્થના મૂળ અને સર્વસામાન્ય ધર્મ સુધી પહોંચી જઈએ એટલે એના વિજ્ઞાનનો એક છેડો આવી જાય. મૂળ તરફનું જ્ઞાન છેડાવાળું છે.*

* બીજી રીતે 'જ્ઞાન' અને 'વિજ્ઞાન' શબ્દોના જે અર્થો કરેલા છે તેનું તાત્પર્ય એ થાય કે આ મૂળનું—આદિ કારણનું—જ્ઞાન એ જ 'જ્ઞાન' છે, બાકી સર્વ વિજ્ઞાન છે, કારણ કે એની અપેક્ષાએ એ વિસ્તારનું જ્ઞાન છે. ઉપર કહેલા બીજા ભાષ્યકારોએ આ રીતે જ અર્થ કરી, 'જ્ઞાન' એટલે આત્મા, બ્રહ્મ કે પુરુષનું જ્ઞાન, અને 'વિજ્ઞાન' એટલે પ્રકૃતિના કાર્યનું જ્ઞાન એમ સમજાવ્યું છે. જુઓ જ્ઞાનેશ્વરી—

जाणीव जेथ न रिगे । विचार मागुता पाउलीं निघे ।
तर्क आयणी नेघे । आंगीं जयाचा ॥
अर्जुना तया नांव ज्ञान । येर प्रपंच हें विज्ञान ।

(અ૦ ૭, શ્લો૦ ૧, ઓવી ૫-૬)

ચાલુ ]

કોઈ પણ જ્ઞેય પદાર્થનું આદિકારણ હાથ લાગ્યું એટલે એથી આગળ એ દિશામાં વિજ્ઞાન જઈ શકે નહિ. પણ વિસ્તારની દિશાના વિજ્ઞાનનો છેડો જ નથી. એ વિજ્ઞાનની જેટલી બારીકીઓમાં ઊતરવું હોય તેટલું ઊતરી શકાય, છતાં ન જાણેલો ભાગ અપાર જ રહે સમાનતા અને કાર્યકારણ-પરંપરા શોધવાની તરફ દૃષ્ટિ રાખી આપણે જ્ઞેયને ખોળીએ ત્યારે મૂળ તરફ જઈએ છીએ; ભેદની અને બાહ્ય ધર્મોની તરફ દૃષ્ટિ રાખીએ, ત્યારે વિસ્તારનું વિજ્ઞાન વધે છે.

કેળવણી એ વિજ્ઞાનની વિરોધી નથી. છતાં વિજ્ઞાનથી કેળવણી પૂર્ણ પણ થતી નથી. પહેલા લેખમાં કેળવણી

પા. ૧૬થી ચાલુ]

[ જાણપણું જ્યાં પેસી શકતું નથી, વિચાર પાછલે પગે નીકળી જાય છે, તર્ક જેના અંત પર ( પહોંચવાનો ) માર્ગ લઈ શકતો નથી, અર્જુન, તેનું નામ જ્ઞાન; બાકી સર્વ વિસ્તાર તે વિજ્ઞાન. ]

આ રીતે, જ્ઞાન એટલે ઉપરછલું કે સ્થૂળ દૃષ્ટિનું જ્ઞાન અને વિજ્ઞાન એટલે સૂક્ષ્મ દૃષ્ટિનું જ્ઞાન એમ નહિ; કારણ કે અધ્યાત્મશાસ્ત્રની દૃષ્ટિએ સ્થૂળ દૃષ્ટિનું જ્ઞાન પણ વિજ્ઞાન જ છે, અને આદિ કારણનું જ્ઞાન એ સાયન્સની સૂક્ષ્મ દૃષ્ટિ કરતાંયે વિશેષ સૂક્ષ્મ દૃષ્ટિનું જ્ઞાન છે. સાયન્સના વિજ્ઞાન શબ્દમાં, શંકરાચાર્ય અને જ્ઞાનેશ્વર બન્નેને ઇષ્ટ અર્થો સમાય છે; પણ જ્ઞાન શબ્દનો અર્થ ત્રણેની રીતે જુદો થાય છે. પણ જ્ઞાન બોલતાં જ અંદર અનુભવનો ભાવ આવી જાય, એ જ્ઞાનેશ્વરી અને સાયન્સ બંને કબૂલ રાખે છે, એટલે, એ બે વચ્ચેનો ભેદ તાત્ત્વિક નથી. સાયન્સ તત્ત્વજ્ઞાન સુધી ઊંડું જાય તો જ્ઞાનેશ્વરીનો અર્થ સાયન્સને સ્વીકારવો પડે એમ લાગે છે. આ લેખમાં તો એ શબ્દો સાયન્સની ભાષામાં જ વાપર્યા છે.

અને શિક્ષણ વચ્ચેનો ભેદ દર્શાવતાં જણાવ્યું હતું કે, શિક્ષણ એ ઘણુંખરું પરોક્ષ જ્ઞાન છે; કેળવણીમાં પરોક્ષ જ્ઞાનને પ્રત્યક્ષ કરવાની વૃત્તિ સમાયેલી છે. વિજ્ઞાન એ પ્રત્યક્ષ જ્ઞાન છે, એટલે શિક્ષણથી એમાં વિશેષ કેળવણી રહી છે. છતાં વિજ્ઞાનથીયે (પદાર્થોના અનુભવયુક્ત વિશેષ જ્ઞાનથીયે) કેળવણીની પૂર્ણતા થતી નથી. આનું કારણ ‘વિદ્યા’ અને ‘કેળવણી’ વચ્ચે દર્શાવેલા ભેદ જેવું જ છે. એટલે કે, વિજ્ઞાન આત્મોન્નતિ અને જનહિતનો હંમેશાં ખ્યાલ કરતું નથી; કેળવણી એ ખ્યાલને છોડી શકતી નથી.

વિજ્ઞાન જ્ઞેય પદાર્થના આદિ કારણને લગતું તેમ જ એના વિસ્તારને લગતું હોઈ શકે એમ ઉપર જણાવ્યું. મનુષ્યની ઉન્નતિ માટે તથા જીવનવ્યવહારમાં બેઉ પ્રકારનું વિજ્ઞાન અગત્યનું છે. કોલસો અને હીરો મૂળે એક જ વસ્તુ છે એ વિજ્ઞાન, તેમ જ બન્નેમાં બહુ જ જુદા જુદા ધર્મો પણ રહેલા છે એ વિજ્ઞાન, બન્ને ઉપયોગી છે. કોલસા અને હીરાની વાસ્તવિક એકતા જાણી હોય તો કોલસામાંથી હીરો નિપજાવવાનો યત્ન કરી શકાય; અને તેનો ભેદ જાણ્યો હોય તો બન્નેનો યથાઘટિત ઉપયોગ કરી શકાય. જો મનુષ્યની કેળવણીનાં બીજાં અંગો ખીલ્યાં હોય, તો એકતાનું જ્ઞાન એના ચિત્તની શાંતિ અને સમતા જાળવવામાં ઉપયોગી થાય, અને ભેદ–જ્ઞાન એને જગતની ઘટતી રીતે સેવા કરવા માટે લાયક બનાવે.

વહેવારનો પ્રશ્ન એ છે કે, મૂળવિષયક વિજ્ઞાન અને વિસ્તારવિષયક વિજ્ઞાન પૈકી કયા વિજ્ઞાનને કેટલું મહત્ત્વ આપવું જોઈએ.

આમાં એક વસ્તુ વિચાર કરતાં જણાઈ આવશે. કોઈ પણ વસ્તુના મૂળનો વિચાર કરવા માટે પણ એના વિસ્તારનો કેટલોક વિચાર કરવો જ પડે છે. નદીનું મૂળ શોધનારને કેટલેક અંશે નદીના વિસ્તારનું જ્ઞાન મળી જાય છે, યા કરવું પડે છે. નદીના મૂળ તરફ જનાર જો આંખ બંધ રાખીને ન ચાલે, તો આજુબાજુના પ્રદેશ, ભૂમિની રચના, નદીની ઊંડાઈ, વનસ્પતિ, હવા, ફળદ્રુપતા, રેતી–માટી ઇત્યાદિની વિશેષતા, જળચરો, ભૂચરો, અને આવી મળતી બીજી શાખાઓ, એ સર્વેનાં પ્રાણીઓની શરીર વગેરે પર થતી અસર વગેરે સંબંધી કાંઈક વિજ્ઞાન મેળવ્યા વિના ન જ રહી શકે. જ્યાં શાખા મળતી જણાય ત્યાં શાખા કઈ ગણવી અને મૂળ નદી કઈ ગણવી એ ઠરાવવા માટે પણ કેટલુંક વિશેષ જ્ઞાન મેળવવું પડે. આ રીતે નદી સંબંધી જે કાંઈ વિસ્તારની દિશામાં જ્ઞાન પ્રાપ્ત થાય એ સહેજે મળતું વિજ્ઞાન છે. એ વિજ્ઞાન ઉપયોગી પણ થાય, અને છતાં એ મૂળ શોધવામાં બાધા ન આણે. પણ જો મૂળને શોધવા નીકળેલો માણસ અવલોકનમાં આવતા એવા અનેક પદાર્થો વિષે સ્વતંત્ર શોધખોળ કરવા બેસે અથવા પાણીના વહેણની દિશામાં ચાલવા માંડે, તો મૂળની શોધ બાજુ પર રહી જાય અને એ ધ્યેયને ચૂકી જાય.

વસ્તુનું મૂળ શોધવાનું ધ્યેય ચોક્કસ રાખતાં એના વિસ્તારનું જે વિશેષ જ્ઞાન થાય એ જ વૈજ્ઞાનિક પ્રયત્ન યોગ્ય ગણાય. પણ ધ્યેય ચૂકી જવાની ભૂલ વારંવાર થતી હોય છે. માણસ નાદનું મૂળ શોધતાં શોધતાં સ્વરોની રમ્યતામાં લુબ્ધ થઈ જાય છે; ચિત્તનું

શોધન કરવા જતાં જતાં સિદ્ધિઓમાં મોહિત થાય છે; નદીનું મૂળ શોધવા જતાં રંગ-બેરંગી કાંકરા કે માછલાં ભેગાં કરવા મંડી પડે છે, કે આજુબાજુના પ્રદેશમાં કાંઈ પોલ જુએ તો પોતાની સત્તા જમાવવા બેસી જાય છે, કે એવા જ કોઈ બીજા કારણસર વચમાં જ રહી પડે છે.

આ વિશ્વ અત્યંત આશ્ચર્યકારક છે. કોઈ નાનો કે મોટો પદાર્થ, અથવા તેનો ગુણ, ક્રિયા કે અન્ય કોઈ ધર્મ એવો નથી કે જેના મૂળનું શોધન કરીને એના આદિ કારણ પર આવી ન શકાય. અને તે સાથે જ એવા કોઈ નાના-મોટા પદાર્થ, ગુણ, ક્રિયા કે ધર્મ નથી કે જેમાં વચ્ચે જ અટકાવી રાખી શકે એવી અનંત પ્રકારની વિવિધતા ન હોય. જેમ કોઈ મૂળ પુરુષને હજાર પુત્રો હોય, અને તે દરેકને હજાર પુત્રો હોય, અને એવી રીતે એક હજાર પેઢી સુધી પ્રત્યેક વંશજની હજાર હજાર પુત્રોની પરંપરા ચાલે, તેવું આ સંસારનું વૃક્ષ છે: છતાં એ વૃક્ષ એવું વિલક્ષણ છે કે, એની હજારમી પેઢીને બરાબર શોધીએ તો એમાંયે મૂળ પુરુષનું પૂર્ણ બીજ બરાબર ઊતરેલું જણાય. એટલે કેવળ મૂળ બીજની જ શોધ કરવી હોય તો કઈ પેઢીના કયા વંશજને શોધનો વિષય કરવો એ મહત્ત્વનું ન થાય. ગમે ત્યાંથી આપણે એ બીજ ઓળખી શકીએ. પણ મૂળ બીજને શોધીને એની મદદ વડે એ આખા કુટુંબ સાથે કાંઈક મીઠો સંબંધ સાચવવો હોય તો આપણી શોધ ખાસ પ્રકારે જ થવી જોઈએ.

અને વિજ્ઞાન અને કેળવણી વચ્ચેનો આ જ ભેદ છે. ગમે તે પદાર્થને શોધનો વિષય બનાવે તે વિજ્ઞાનશાસ્ત્રી

ખરો; એથી એ કદાચ મૂળ કારણ સુધીયે પહોંચી જાય; એની શોધનો જગતને કાંઈક ઉપયોગ પણ થાય. પણ વિજ્ઞાનની જે શાખા પોતાને શાંતિ અને સમાજને સુખ આપનાર થાય, તે એ વિજ્ઞાનશાસ્ત્ર ન પણ હોય. એ રીતે કેળવણી વિજ્ઞાનને વિરોધી નથી, પણ વિજ્ઞાન કરતાં વિશેષ છે.

વિજ્ઞાનની જે શાખા વિના કેળવણી અધૂરી ગણાય, તે ચિત્તની લાગણીઓના વિકાસની અને તે દૃષ્ટિએ ચિત્તના મૂળના શોધનની. ભાવનાઓની શુદ્ધિ, વિકાસ અને ચિત્તનું શોધન—એ વિજ્ઞાન કેળવણીનું ખાસ અંગ છે. એ વિનાનું બીજું વિજ્ઞાન પ્રકૃતિના નિયમોના જ્ઞાનનો અને અનુભવોનો ભંડાર વધારે, પણ એ આપણને શાંતિ આપે કે એથી આપણું અસ્તિત્વ સુખકારક થાય જ એવી ખાતરી નથી; અને શાપરૂપ થવાનીયે એમાં શક્તિ રહેલી છે.

પણ જોકે વિજ્ઞાનથી કેળવણી પૂરી થતી નથી, છતાં વિજ્ઞાનના સંસ્કારો વિના કેળવણીને ચાલે પણ નહિ, એ હું ભાર મૂકી કહેવા ઇચ્છું છું. એ સંસ્કારો એટલે અવલોકન અને તુલના કરવાની ટેવો. અવલોકન અને પ્રજ્ઞાની ટેવોમાં વિજ્ઞાનનો ઉદય છે.

# કેળવણી અને વિવેકબુદ્ધિ

વિવેકબુદ્ધિને હું ઇષ્ટદેવતાના જેવી પૂજ્ય સમજું છું. કર્મ, ભક્તિ, ધ્યાન, જ્ઞાન, અભ્યાસ, તપ ઇત્યાદિક વિવિધ સાધનાઓ વડે જો કાંઈ વ્યાવહારિક જીવનમાં પ્રાપ્ત કરવા જેવી વસ્તુ મને લાગતી હોય તો તે વિવેકબુદ્ધિનો વિકાસ છે. કોઈ દેવાદિકના દર્શનની કે રિદ્ધિસિદ્ધિઓની મને તૃષ્ણા નથી; પણ ભક્તિ વગેરેથી જો દેવો સંતુષ્ટ થાય તો તેઓ મારી વિવેકબુદ્ધિને શુદ્ધ અને વિકસિત કરે એ જ હું ઇચ્છું છું.

એ વિવેક એટલે શું?

વિવેક એટલે સારી રીતભાત એ પ્રચલિત અને રૂઢ અર્થ અહીં સમજવાનો નથી, એ તો ભાગ્યે જ કહેવું જોઈએ.

વિવેકનો શબ્દાર્થ વિશેષ અથવા સૂક્ષ્મ વિચાર થાય. આપણે જે કાંઈ કરીએ છીએ, શાખીએ છીએ, માનીએ

છીએ, તે શું કામ કરીએ, શાખીએ કે માનીએ છીએ તેનો આપણે વિચાર કર્યો હોય છે જ એમ હંમેશ નથી હોતું. અતિશય નજીવી કે અતિશય ગંભીર ક્રિયાઓ, માન્યતાઓ અને શિખાતી બાબતોમાંથી ઘણી વિષે આપણને કશો કાંઈ વિચાર જ ન સૂઝયો હોય એવું બને છે. આપણને બોલવાની અને વર્તવાની કેટલીયે એવી ટેવો હોય છે કે જે બીજાના લક્ષમાં આવી જતી હોય, છતાં તેના અસ્તિત્વનીયે આપણને જાણ ન હોય. મારા મિત્રો કહે છે કે, મને બોલવામાં 'છે તે' જેવા નિરર્થક શબ્દો બોલવાની ટેવ છે. હું એ ટેવ છે એમ હજુ સુધી ખાતરી કરી શક્યો નથી. કારણ કે, હું સાવધપણે બોલું તો એ શબ્દો આવે નહિ, અને અસાવધપણે બોલું ત્યારે મારા લક્ષમાં આવે નહિ. જેટલે અંશે આવું થાય છે તેટલે અંશે આપણી ક્રિયાઓ, માન્યતા અને શિક્ષણ વિવેકરહિત છે એમ જ કહેવું જોઈએ. આનો અર્થ એ કે, એટલાં આપણાં કર્મો વગેરે અસાવધપણાનાં અને તે વિષયનો અગાઉથી વિચાર કરી લીધેલો નથી એવું બતાવનારાં છે.

વગર વિચાર્યાં કર્મ, માન્યતા કે શિક્ષણ ખરાબ કે ભૂલભર્યાં જ હોય એમ નથી. પણ સુકર્મ, સુશિક્ષણ અને સુશ્રદ્ધાયે જો વિચારપૂર્વક ન હોય તો તેમાં બે ખામીઓ રહે છે. એક એ કે, વિચારપૂર્વક કરેલાં કર્મ વગેરેમાં જે ગુણો પ્રગટાવવાની અને દૃઢ કરવાની શક્તિ રહેલી છે, તે વિચારહીન કર્મમાં નથી; તથા, બીજું, ગમે તેટલી જૂની ટેવ હોય તોયે, તેને સંગદોષ આઘાત પહોંચાડી શકે છે. ઉદાહરણાર્થ, હું કીડી–મંકોડાને પણ ન મારું એ જરૂર

સુકર્મ છે. પણ એ સુકર્મ કરવાની ટેવ જો મને કેવળ વંશપરંપરાના સંસ્કારોથી, કે વડીલોના ધાકથી, કે નરકમાં થનારી શિક્ષાના ભયથી, કે સ્વર્ગમાં મળનારાં સુખની લાલચથી પડી હોય, પણ એ વિષયને મેં મારી મેળે જ કોઈ સ્વતંત્ર દૃષ્ટિબિંદુથી વિચારી ન લીધો હોય, તો એ કર્મથી જે ગુણની વૃદ્ધિ થવી જોઈએ તે ન થાય. એટલે હું કીડી–મંકોડાને મારું નહિ; પણ એવું બને કે, એના ત્રાસથી એને મનમાં શાપ દીધા વિના રહી ન શકું, જીવ લેવા સિવાયની બીજી કોઈ જાતની શિક્ષા એને કરી નાંખું. કદાચ બીજી શિક્ષા એવી પણ હોય કે જેમાં પરિણામે પ્રાણ લેવા કરતાં વધારે નિર્દયતા રહી હોય. જો મારી અહિંસાત્મક ટેવ કેવળ કીડી–મંકોડા પૂરતી જ પડી હોય, તો તે ટેવ મને માંકડ, સાપ કે વીંછી — કે કદાચ કોઈ માણસને પણ — મારતાં અટકાવશે એમ ખાતરી નથી. એથી મારો ક્રોધ ઓછો ન થાય; એથી બળદ કે નોકર પાસે મરતાં સુધી મહેનત કરાવતાં ન અટકું; એથી મારા વશમાં આવી પડેલા માણસનું સર્વસ્વ હરાઈ જાય ત્યાં સુધી એના ઉપર સખતાઈ કરતાં ન અચકાઉં; અને, છેવટે, કુસંગતિને પરિણામે કીડી–મંકોડા વિષે પણ બેદરકાર બનું.

એ જ પ્રમાણે દાન કરવું એ જરૂર એક સત્કર્મ છે. પણ જ્યાં સુધી દાનના ગુણ વિષે દાન આપનારે પોતે વિચાર ન કર્યો હોય, પણ કેવળ ચાલી આવેલી રૂઢિથી, કે અમુક ઠેકાણે અથવા અમુક વસ્તુનું અમુકને દાન કરવાથી અમુક ફળ પ્રાપ્ત થાય છે એ શ્રદ્ધાથી એવી ક્રિયા થતી હોય, તો એ ક્રિયા એ માણસને ઉદાર બનાવશે જ એવી ખાતરી નથી. ૩૯

માર્ગોમાં એના દાનનો પ્રવાહ વહેશે, પણ આવશ્યક માર્ગોમાંયે વહેશે એમ નહિ કહેવાય. ઉદાર ચિત્ત કે રહેમદિલીમાંથી દાન તરફ પ્રવૃત્તિ થવાને બદલે એ ક્રિયા, કપાળ પરના તિલકની માફક અથવા અંદરના રોગોના બહારના ઉપચારની માફક, કેવળ ઉપરઉપરના સંસ્કાર જ રહે એમ બને. અને કોઈ કારણસર એ રૂઢિના કે શ્રદ્ધાના સંસ્કારનો લોપ થાય તો કપાળના તિલકની માફક એ ક્રિયાની ટેવ પણ ભૂંસાઈ જાય.

ટૂંકામાં, જ્યાં સુધી મારાં કર્મની પાછળ જે ગુણ કે ઇચ્છાનું બીજ રહ્યું હોય તે વિષે મારા પોતાના હૃદયમાં વિવેકવિચાર ન જાગે, ત્યાં સુધી મારામાં એ શક્તિ નહિ આવે કે, એ ગુણોનો સર્વ કામોમાં વિસ્તાર કરવો; અથવા શું કરવું અને શું ન કરવું એ બાબત એ ગુણમાં રહીને વિચાર કરવો; એમ કરતાં આવી પડતાં કષ્ટો ધીરજથી સહન કરવાં; સંગદોષ ન લાગવા દેવો; અને દોષયુક્ત ગુણ, ઇચ્છા કે ટેવ ટાળવાં.

સર્વે ઇરાદાપૂર્વક થતા વ્યવહારોનો પાયો સાચો કે ખોટો વિવેક છે. વિવેકની અંદર ચાર વસ્તુઓનો સમાવેશ થાય છે: અવલોકન, પ્રજ્ઞા, ભાવ અને સાવધાનતા. અવલોકન એટલે જે જે વિષય અનુભવમાં આવે તેનું શોધન. કોઈ પણ પદાર્થનું * સ્વરૂપ શું છે, એના ધર્મો કયા છે, અને શું કામ એ પ્રમાણે છે એનું શોધન.

પ્રજ્ઞા એટલે અનુભવોને તોળવાની શક્તિ: જે શક્તિ

* પદાર્થ શબ્દ બહુ બહોળા અર્થમાં વાપર્યો છે, સજીવ-નિર્જીવ, સ્થાવર-જંગમ, સ્થૂળ-સૂક્ષ્મ, મૂર્ત-અમૂર્ત, જે કાંઈ વિચારનો વિષય કરી શકાય તે સર્વે પદાર્થ.

વડે આપણે ગોળ અને ખાંડ વચ્ચેનો, સા અને રે વચ્ચેનો, દયા અને પ્રેમ વચ્ચેનો, માન અને અપમાન વચ્ચેનો ભેદ જાણી શકીએ છીએ તે અનુભવતોલક શકિત. એ શકિત વિષયોની વચ્ચેના ભેદ દર્શાવે છે.

ભાવ એટલે તે પદાર્થ પ્રત્યેનું દષ્ટિબિંદુ. ભાવો બહુ હોય એમ જણાય છે, પણ સર્વે ભાવોનું પૃથક્કરણ કરતાં એનો ત્રણ મૂળ ભાવોમાં સમાવેશ થાય છે. વિષમભાવ, સમભાવ અને ઐક્યભાવ. એ પદાર્થ અને હું જુદા છીએ, એનું હિત જુદું, મારું જુદું — એ વિષમ, પર અથવા દ્વૈતભાવ. એ પદાર્થ અને હું સરખા છીએ, જેવું મારું સુખ, તેવું એનું — આ સમ અથવા વિશિષ્ટાદ્વૈતભાવ. એ અને હું એક જ છીએ, એનું હિત તે જ મારું હિત — આ ઐક્ય અથવા અદ્વૈતભાવ. *

* ભાવોના પરિણામે એ પદાર્થ પ્રત્યે જે લાગણી ઉત્પન્ન થાય તે ભાવના કે વિકાર. સામાન્ય રીતે સારી લાગણી માટે ભાવના શબ્દ વપરાય છે અને ખરાબ લાગણી માટે વિકાર શબ્દ વપરાય છે. દરેક પ્રાણીમાં થોડેઘણે અંશે ત્રણે ભાવો રહ્યા હોય છે: જેમ કે, શરીરનાં અવયવો વિષે ઐક્યભાવ, સગાં-કુટુંબી-મિત્રો વિષે સમભાવ, પદાર્થો અને પરાયા વિષે પરભાવ. કોઈ ખાસ પદાર્થને લઈને નહિ પણ સ્વભાવરૂપે દઢ થઈ ગયેલી લાગણી તે ગુણ. દા. ત., અમુક પુરુષ મારું અમુક કાર્ય બગાડે તેથી જે વિકાર થાય તે ક્રોધની લાગણી. ક્યારે પણ, કોઈ પણ, મારી કોઈ પણ યોજનાને બગાડે ત્યારે એ જ વિકાર થવાની ટેવ પડી જવી તે ક્રોધનો ગુણ. ભાઈને દુઃખમાં જોઈને જે ભાવના થાય તે દયાની લાગણી. કોઈ પણ પ્રાણીને કોઈ પણ પ્રકારનું દુઃખ સહન કરતો જોઈ એ લાગણી ઉપજવાનો સ્વભાવ પડી જવો તે દયાનો ગુણ.

સાવધાનતા એટલે સંપૂર્ણ જાગૃતિ, કાર્ય કર્યા પહેલાં જ આત્મસ્મૃતિ. હું ખાતો હોઉં ત્યારે ખાઉં છું, બેઠો હોઉં ત્યારે બેઠો છું, વગેરે સર્વે કામો કરતાં તેનું ભાન તે.

આ ચારમાંથી કોણ કોનું કારણ છે એ ઠરાવવું મુશ્કેલ છે. એ ચારે વસ્તુઓનો કેટલોક વારસો દરેકને જન્મથી છે. પ્રજ્ઞા સૂક્ષ્મ થવાથી ભાવ સ્પષ્ટ થાય છે. સૂક્ષ્મ પ્રજ્ઞા અને સ્પષ્ટ ભાવ અવલોકન સ્પષ્ટ કરાવે છે; સ્પષ્ટ અવલોકન સાચો નિર્ણય કરવા માટે જરૂરનું છે; અને સાવધાનતા એ ત્રણે પર અસર પાડે છે. આ સર્વને પરિણામે નિર્ણય કરાવનારો જે વિચાર ઊપજે તે વિવેક. વિવેકનો ફેર–થડકો પાછો અવલોકન, પ્રજ્ઞા અને ભાવની શુદ્ધિ તથા સાવધાનતાને પોષે છે. આ ચારમાંથી જે અંગ અધૂરું રહે તેથી વિવેકમાં ઊણપ આવે.

મનુષ્ય અવલોકનાર હોય, પણ જો એના ભાવ યોગ્ય ન હોય અથવા પ્રજ્ઞા જડ હોય, તો એ માત્ર સ્થૂળ, ટૂંકી દૃષ્ટિના કે કાલ્પનિક સિદ્ધાંતો રચવાવાળો થાય; તત્ત્વ-વિચારનો મૂળ પાયો એને હાથ ન લાગે. યોગ્ય ક્ષણે ઉપયોગમાં આણી શકાય એવી નિર્ણય-શક્તિ એનામાં જાગે નહિ.

જો માત્ર એની પ્રજ્ઞા જ ઝીણી હોય તો એ પદાર્થોના ઉપર ઉપરના ભેદો અને સ્વરૂપોમાં જ રમ્યા કરે પણ પદાર્થોનાં બંધનોથી સ્વતંત્ર થઈ શકે નહિ.

માણસમાં અવલોકન અને પ્રજ્ઞા હોય, પણ યોગ્ય ભાવ ન હોય તો એનો તત્ત્વવિચાર એનામાં બળ ન પ્રેરી શકે; એના જીવનમાં ફરક ન પાડી શકે.

વળી યોગ્ય ભાવ હોય, પણ અવલોકનની ખામી હોય કે પ્રજ્ઞા મંદ હોય, તો તે પદાર્થોની કાલ્પનિક કિંમત બાંધે, ઉતાવળા નિર્ણયો કરે, એનો વિકાસ એકાંગી રહે, એના આચાર ઉપર એનો કાબૂ ન હોય અને તારતમ્ય સમજવાની ઊણપ દેખાય. એટલે કે, સામાન્ય ભાષામાં, જેને સમજણ વિનાનું કે વેવલું વર્તન કહેવાય એવું જણાય; પ્રમાણ જાળવતાં ન આવડે.

બધુંયે હોય પણ સાવધાનતા ન હોય તો એને વારંવાર એમ કહેવાનો પ્રસંગ આવે કે, जानामि धर्मं न च मे प्रवृत्तिः । जानाम्यधर्मं न च मे निवृत्तिः ॥ (હું ધર્મને જાણું છું, પણ તે હું આચરી શકતો નથી; અધર્મ જાણું છું, પણ તેમાંથી છૂટી શકતો નથી.)

કળા, કૌશલ્ય, પાંડિત્ય, સૌંદર્ય, બલ, કે કેવળ ભક્તિ, કેવળ કર્મપરાયણતા, કેવળ તપ, કેવળ જ્ઞાન (માહિતી અને તર્કશક્તિ), કે કેવળ ધ્યાનની પૂર્ણતાથી જીવનમાં પૂર્ણતા આવી શકતી નથી; પણ વિવેકની પૂર્ણતા અને જીવનની પૂર્ણતા એ બે એક જ વસ્તુ છે એમ કહીએ તો ખોટું નથી. જેમ પ્રાણ વિનાનું શરીર એટલે જ શબ, તેમ વિવેક વિનાનું જીવન એટલે જ અમાણુસાઈ એમ મને લાગે છે.

કેવળ વિવેકબુદ્ધિની મદદથી આપણે ભક્તિમાર્ગ, તપમાર્ગ, કર્મમાર્ગ કે ધ્યાનમાર્ગનું ફળ પ્રાપ્ત કરી શકીએ. પણ કેવળ વિવેક-વિચાર ઉપર રહેવું કઠણ હોય છે, અને તેથી ભક્તિ આદિક માર્ગોનો આધાર લેવો યોગ્ય છે. પણ વિચાર કરતાં જણાશે કે, મનુષ્યની ઉન્નતિ માટે એવું એક પણ સાધન નથી કે જેમાં વિવેક-વિચારની ગરજ ન

રહેતી હોય: અને જેટલા જ્ઞાની કે સંત પુરુષો ભૂતકાળમાં થઈ ગયા છે કે વર્તમાનકાળમાં હોય, તેમના જીવનમાં વિવેકબુદ્ધિની સતત જાગૃતિ એ જ મોટામાં મોટી સમાનતા જણાશે. વિવેકની પૂર્ણતાના પ્રમાણમાં એના જીવનની ખરેખરી મોટાઈ. બીજી બધી સામગ્રીઓ એના કેવળ અલંકારો.

ઇષ્ટદેવનું દર્શન થયું હોય, સમાધિલાભ થયો હોય, તપ સિદ્ધ થયું હોય, અનેક પ્રકારની વિદ્યાઓમાં પારંગતતા પ્રાપ્ત થઈ હોય, કે વૈરાગ્યવૃત્તિ હોય, પણ જો વિવેકનો ઉત્કર્ષ થયો ન હોય તો માણસ તે બધું જીરવી શકતો નથી, અને અધોગતિયે પામી શકે છે. એથી ઊલટું, જો કેવળ વિવેક-વિચાર પર જાગ્રત રહેવાની શક્તિ મેળવી શકાય, તો માત્ર તેટલાથી તે અઢળ શાન્તિ મેળવી શકે. અણીશુદ્ધ વિવેકી જીવન એ જ, મારા વિચારથી, જીવનમુક્તિનું પ્રગટ લક્ષણ છે.

વિવેકના ઉત્કર્ષને હું જીવનનું અને તેથી કેળવણીનું અંતિમ ધ્યેય માનું છું, અને અવલોકન (શોધનની જિજ્ઞાસા અને ઝીણવટ), પ્રજ્ઞાની તીવ્રતા, યોગ્ય ભાવોના પોષણને પરિણામે ભાવનાવિકાસ, અને સંપૂર્ણ જાગૃતિનો અભ્યાસ, એવા કેળવણીના વિભાગો પાડું છું.

## દૃઢતા–ધૃતિ

ઉપર જે લખ્યું છે તેમાં થોડો ઉમેરો કરવાની જરૂર છે. કેવળ વિવેકબુદ્ધિ — સારાસારની બરાબર સમજણ અને નિર્ણય કરવાની શક્તિ — એક ગુણ વિના નિષ્ફળ જાય એમ પણ બને. અને તે ગુણ તે દૃઢતા અથવા ધૃતિનો : જેને

વિવેકથી બરાબર ઠરાવ્યું હોય, તેને ખંતથી ચોંટી રહેવાની શક્તિનો. એ દૃઢતા અથવા ધૃતિ તે જ મનોબળ, આત્મબળ ઇત્યાદિ શબ્દોથી ઓળખાય છે. દયા, ક્રૂરતા વગેરેની જેમ એ ભાવના નથી, પણ જેમ મજબૂત માણસના સ્નાયુ અને નબળા માણસના સ્નાયુના બંધારણમાં જન્મથી રહેલો કે કેળવણીથી પડેલો ભેદ છે, તેમ ચિત્તના બંધારણમાં કેળવણીથી પડેલો કે જન્મથી રહેલો એ ભેદ છે. કેળવણીથી જેમ માણસના સ્નાયુઓ મજબૂત બની શકે, તેમ ધૃતિ પણ બળવાન થઈ શકે.

# કેળવણી અને અભ્યાસ

કેળવણીમાં અભ્યાસની અગત્યતા પૂરેપૂરી સમજ્યા વિના ન ચાલે. અભ્યાસ એટલે એકના એક કામને વારંવાર કરવું તે. ખેતરમાં બધી જગ્યાએ ઘાસ ઊગ્યું હોય, તેના પર તમે કોઈ વાર એક ઠેકાણે અને કોઈ વાર બીજે ઠેકાણે ફરો, તો કશી નિશાની માલૂમ નહિ પડે. પણ એક જ જગ્યાએથી ચાલવાનો રિવાજ રાખશો, તો થોડા વખતમાં સ્પષ્ટ કેડી પડી જશે. આપણા શરીરમાં પણ એ જ પ્રમાણે થાય છે. આપણે કોઈ દિવસ હાથની, કોઈ દિવસ પગની, કોઈ દિવસ કમ્મરની કસરત કરીએ, અને તેમાં કોઈ પણ જાતનો ચોક્કસ મહાવરો રાખીએ નહિ, તો આપણો એક પણ સ્નાયુ સારી રીતે ખીલે નહિ. તેમ જ કોઈ દિવસ રેંટિયા ઉપર બેસીએ, કોઈ દિવસ પગે ચલાવવાના સંચા ઉપર, કોઈ દિવસ ચિત્ર કાઢવા, કોઈ દિવસ સંગીતના વર્ગમાં, તથા કોઈ દિવસ વળી ધ્યાન કરવા, — તો એકેમાં આપણને યશ મળે નહિ.

શારીરિક, માનસિક કોઈ પણ શક્તિ મેળવવા માટે, એટલે એ શક્તિ પર પૂરેપૂરો કાબૂ મેળવવા માટે અભ્યાસ વિના ચાલે નહિ.

અભ્યાસનું મહત્ત્વ આપણા દેશમાં બહુ લાંબા કાળથી સમજાયેલું છે; પણ અભ્યાસ સાથે બીજાં જે અંગો જોડાયેલાં છે તે પર ધ્યાન ગયેલું નથી. અભ્યાસ વિના સંસ્કાર દૃઢ થતા નથી એ જણાયું, એટલે આપણે ગમે તે રીતે અભ્યાસ કરાવવા મથીએ છીએ. દરેક ક્રિયા ત્રણ રીતે કરી શકાય છે: ભયથી, લાલચથી કે ક્રિયા પ્રત્યેના પ્રેમથી. ભય અને લાલચથી પણ સંસ્કાર પાડી શકાય છે; અને ઘણુંખરૂં એ એમાંથી જ એકની કે બંનેની મારફતે અભ્યાસ કરાવવામાં આવે છે. આ રીતે અભ્યાસ કરાવવો એ અભ્યાસ કરાવનારને સહેલું પડે છે; એમાં અભ્યાસ કરનારની વિવેકબુદ્ધિને ખીલવવી નથી પડતી. સરકસના માલિકો જનાવરોને ભયથી જ કેળવે છે; શાળાઓમાં શિક્ષકો પણ એ જ રીત અખત્યાર કરે છે. ઘણાક સંપ્રદાયપ્રવર્તકોએ પણ પ્રજામાં વારંવાર ભય કે આશા બતાવી સારી ટેવો નિર્માણ કરી હોય છે. એ ટેવો કોઈ વાર દૃઢ થઈ જાય છે ખરી, પણ મૂઢપણે. એનું રહસ્ય સમજાતું નથી. જે ભય અને આશા બતાવ્યાં હોય તેની ધાસ્તી કે શ્રદ્ધા ઊડી જાય, તો ગમે તેટલાં સૈકાંની ટેવો પણ થોડા કાળમાં નાશ પામી શકે છે. થોડાક વર્ષના અંગ્રેજી વિદ્યાના સંસ્કારોએ આપણી પ્રજામાં જમાનાથી પડેલા સંયમના સંસ્કારોને ઉડાડી મૂક્યા, એનું કારણ તપાસીશું, તો માલૂમ પડશે કે સંયમના સંસ્કારો યમદંડ કે સ્વર્ગસુખની સાથે જોડીને કેળવાયેલા હતા. કાંઈ પણ કારણથી એ ભય તથા આશામાંથી શ્રદ્ધા ઊડી જતાં અને સ્થૂળપણે સંપૂર્ણ જણાતા આધિભૌતિક વાદ પર શ્રદ્ધા બેસતાં એ સંયમ ચાલ્યો ગયો. એવું જ પરિણામ શુષ્ક-

વેદાન્ત પણ ઘણાકનાં જીવન પર કરે છે. જૈનધર્મ તપ અને સંયમ પર અથાગ ભાર મૂકે છે; છતાં કેટલાક જૈન સાધુઓ અને ગૃહસ્થોમાં ચારિત્રભ્રષ્ટતા કમકમાવે એટલી વધેલી સાંભળી છે. એનું કારણ એ જ હોઈ શકે કે, તપ અને સંયમની પોતાની કિંમત સમજીને જ એ ઉપર પ્રેમ નહિ હોય, પણ એ દ્વારા કાંઈ ભયનિવારણ કરવાની કે સુખ પ્રાપ્ત કરવાની આશા રહી હશે. અને એ ભય તથા સુખ કલ્પનામય છે એમ લાગતાં, પાનખર ઋતુનાં પાંદડાંની માફક તપ અને સંયમ ખરી પડ્યાં હશે.

એટલે અભ્યાસની સાથે અભ્યાસની ક્રિયા પર પ્રેમ હોય તો જ એ અભ્યાસ એને લાભકારક થઈ શકે. આ વધારે કઠણ છે. એમાં અભ્યાસીની વિચારશક્તિ જાગ્રત થવી જોઈએ. એમાં પ્રેમ થઈ શકે એટલા માટે તેને ઉપયોગી ગુણોનો વિકાસ થયેલો હોવો જોઈએ. આ રીતનો અભ્યાસ અતિશય ધીમો જ થઈ શકે.

પણ અભ્યાસની જરૂરિયાત પર જ આજ કેટલાકને અશ્રદ્ધા થતી જણાય છે. તેઓ અભ્યાસની અવેજીમાં સાહચર્ય (સોબત)ના નિયમ પર ભાર મૂકે છે. આવી અશ્રદ્ધા થવાનું કારણ અભ્યાસના નિયમ વિષે આપણી શાળાઓએ પોષેલો ભૂલભરેલો ખ્યાલ છે. શાળાઓમાં અભ્યાસનો જાણીતો ઉપયોગ આંક અથવા કવિતા ગોખાવવામાં થાય છે. શિક્ષકોનો ખ્યાલ એવો છે કે, ગોખવાથી આંક અને કવિતા યાદ રહી જાય છે; એટલે સ્મરણ રાખવા માટે ગોખવાની (અભ્યાસની) જરૂર છે.

સાહચર્યના નિયમ જાણવાવાળા કહે છે કે આ વહેમ છે. આપણી સ્મરણશક્તિ તો મૂળથી જ એવી પૂર્ણ છે કે, એક જ વાર બરાબર રીતે જાણવાથી કોઈ પણ વાર ન ભુલાય તેવી રીતે બધું યાદ રાખી શકાય; પણ જે યાદ રાખવું હોય તે બરાબર સ્મૃતિમાં ભરતાં આવડવું જોઈએ. દાખલા તરીકે, મારી ટોપી ક્યાંક મુકાઈ ગઈ હોય અને તેને શોધવા ઇચ્છું તો હું શું કરું? મેં છેલ્લી કઈ વખતે તે ચોક્કસપણે પહેરી જ હતી, તે વખતે હું ક્યાં હતો, બેઠો હતો કે ઊભો હતો, મારી સાથે બીજું કોણ હતું, ત્યાંથી હું ક્યાં ગયો, ત્યાં શું કર્યું, ટોપી માથા પરથી કાઢવાનું મને કારણ શું પડ્યું, વગેરે વગેરે ટોપીની સાથે દૂરનો કે નજીકનો સંબંધ ધરાવતી ઝીણી ઝીણી વિગતોને યાદ કરું. એમ આજુબાજુની વિગતો યાદ કરતાં મેં ટોપી ક્યાં મૂકી હશે તે યાદ આવી જાય. આવી આજુબાજુની વિગતો એ સહચારી (સોબતની) વિગતો કહેવાય. ટોપી ક્યાં મૂકી છે એ હું ભૂલ્યો તો નથી જ હોતો, કારણ કે મૂકતી વખતે જ મારા મગજમાં એ ક્રિયાનો સંસ્કાર પડી ગયો હતો. પણ મારી પૂરી સાવધાનગીરી ન હોવાથી, હું એ સંસ્કારને તુરત જાગ્રત કરી શકતો નહોતો. એને જાગ્રત કરવાને માટે હું આજુબાજુની વિગતોનું સ્મરણ કરું એટલે બસ.

આથી એવો નિયમ રજૂ કરવામાં આવે છે કે, કોઈ વસ્તુને યાદ રાખવા માટે ફક્ત એ વસ્તુને જ યાદ રાખવા પ્રયત્ન કરવો એ કઢંગી પદ્ધતિ છે. સહેલી વાત એ છે કે,
૧ દરેક ક્રિયા કરતી વખતે આજુબાજુની બધી બાબતો ઉપર નજર પહોંચાડી જવી. સોય મૂકવા જવું તો સોય સાથે

બીજી શી ચીજો પડી છે તે જરા તપાસી લેવી, એ ડબ્બો ક્યાં મૂકેલો છે, એની સાથે બીજું શું શું છે, એ જરા નજરમાં લઈ લેવું. એમ કરવાથી સોય ક્યાં મૂકી છે એનો વિચાર કરવા જતાં જ આજુબાજુની વિગતો સ્મરણમાં જાગ્રત થઈ જશે, અને સોયનું સ્થાન યાદ આવી જશે. એ જ રીતે પાંચ ચોક વીસ એમ વીસ વાર ગોખાવીને યાદ રખાવવાને બદલે પાંચ મણકાની ચાર ઢગલીઓ કરી એને વિદ્યાર્થી પાસે ગણાવવાથી, પાંચ ચોક પૂછતાં જ બાળકની સ્મૃતિ આગળ પાંચ મણકાની ચાર ઢગલીઓ અને તે વખતે કરેલી ક્રિયા ખડી થશે, અને પાંચ ચોક વીસ એ તુરત યાદ કરી શકશે. પાંચ ચોક વીસ એમ વીસ વાર આપણે ભલે ગોખીએ, પણ વીસે વાર આપણું ધ્યાન એ ગોખવામાં જ નથી હોતું; એથી કરીને પાંચ ચોક બોલતાંની સાથે વીસ શબ્દ મોઢામાં આવી જ જાય એવું ભલે જીભના સ્નાયુને વળણ પડી જાય, પણ એથી સ્મરણશક્તિ ખીલે છે એ માન્યતા ભૂલભરેલી છે.

આ વાંધો ખોટો નથી. કોઈ પણ વસ્તુ સ્મૃતિમાં ભરવા માટે અભ્યાસની જરૂર નથી. સ્મૃતિ પર એક જ પ્રયત્નથી ન ભૂંસાય એવી છાપ પડી શકે છે. અને આ કાંઈ એકાદ અવધાનીથી જ થઈ શકે એમ નથી, પણ એ સ્મૃતિશક્તિનો સ્વભાવ જ છે.

પણ તોયે અભ્યાસ નિરુપયોગી થતા નથી. અભ્યાસનું કાર્ય જુદું જ છે. અભ્યાસનો સંબંધ ખાસ કરીને શરીરનાં સ્થૂળ અંગો સાથે છે. સ્થૂળ અંગો એટલે એમના એમ કે સાધનોની મદદથી શરીરમાં જે નજરે

જોઈ શકાય અથવા ભૂખ–તરસની જેમ અનુભવી શકાય એવા ભાગો: જેવા કે સ્નાયુઓ, જ્ઞાનતંતુઓ, મગજ વગેરે. એ સર્વેને કોઈ એક પ્રકારની દૃઢ ટેવો પાડવા માટે અભ્યાસ જરૂરી છે જ.

સ્મૃતિમાં કોઈક વસ્તુની છાપ પાડવા માટે એક સંસ્કાર બસ છે. એ છાપનો આપણને આજે વારંવાર ઉપયોગ કરવો પડતો હશે તો વિના પ્રયાસે અભ્યાસ થશે; એટલે, સ્થૂળ અંગોને વળણ મળી જશે. ઉદાહરણાર્થ, હું ગાંધીને ત્યાં નોકર હોઉં, તો કઈ વસ્તુ ક્યાં છે તેની છાપ હું એક જ વખતમાં પાડી લઈશ, સાહચર્યના નિયમથી હું એ વસ્તુઓ શોધી શકીશ; પણ મારે રોજ રોજ એ વસ્તુઓનું કામ હોવાથી મને થોડા દિવસમાં વિના પ્રયાસે એ વસ્તુનાં સ્થાન યાદ રાખવાનો અભ્યાસ પડી જશે. આમાં સાહચર્યના નિયમનો અમલ થશે નહિ એમ નહિ; પણ એ નિયમના અમલની ઝડપ એટલી વધી જશે કે વસ્તુ અને એની સ્મૃતિ વચ્ચે સાહચર્યના નિયમનો કાળ નજરે નહિ આવે. જે ક્રિયા વારંવાર કરવી હોય અથવા ભવિષ્યમાં કરવાની હોય તેની ઝડપ વધારવી એ અભ્યાસનું કાર્ય છે; પછી એ ક્રિયા સ્મૃતિની હોય કે બીજા પ્રકારની — જેવી કે સૂતર કાંતવાની — હોય.

સ્મૃતિ પર એક જ વખતમાં છાપ પડી જઈ શકે છે એ સાચું. પણ એ છાપને જાગ્રત કરવાને માટે વખત ન જાય એવી રીતની ટેવ પાડવા માટે એનો અભ્યાસ કરવો પડે. વળી સંસ્કાર લેવાનો પણ એવો અભ્યાસ પડવો જોઈએ કે જેથી એક જ સંસ્કારથી જાગ્રત કરી શકાય એવી તેના સોબતી સંબંધોની સાથે છાપ પડે.

ક્રિયાની ઝડપ વધારવા માટે અભ્યાસની જરૂર છે એમ કહ્યું. પણ ઝડપ તો પાછળથી આવે છે. તે પહેલાં એ ક્રિયા પર ધીમો કાબૂ મેળવવા, ક્રિયા જાતે આવડવા માટે પણ પહેલો ક્રિયાનો અભ્યાસ કરવો જોઈએ; એટલે વારંવાર સાવધાનતાપૂર્વક પ્રયત્ન કરવો જોઈએ. એવા વારંવારના પ્રયત્નમાંથી ક્રિયા પર કાબૂ આવે, અને ક્રિયાના મહાવરાથી ઝડપ વધે છે.

સાહચર્યનો નિયમ સૂચવે છે કે, નવું જલદી શીખવું હોય તો અત્યંત સાવધાન વૃત્તિ જોઈએ. બધું ધ્યાન એની પાછળ લાગેલું જોઈએ. અભ્યાસનો નિયમ સૂચવે છે કે, શીખેલી ચીજને દૃઢ અને જોઈએ ત્યારે ઉપયોગમાં લઈ શકાય તે માટે એની વારંવાર ફેરકરણી (આવૃત્તિ) થવી જોઈએ.

સદ્‌ગુણો, દુર્ગુણો, સારાં કામ કરવાની ટેવ, ખરાબ કામ કરવાની ટેવ બધો અભ્યાસથી થાય છે. કેવળ વિવેકથી સારાં કામો વિષે આદરબુદ્ધિ થાય, એનો મહિમા સમજાય, સારા નરસા વચ્ચેનો ભેદ પરખાય. પણ જે સારું જાણ્યું હોય તેનો અમલ કરવા, અને નરસું લાગતું હોય તેમાંથી અટકવા અભ્યાસ જોઈએ. એ અભ્યાસ બળાત્કાર કે લાલચથી થાય તો તેથી ઉન્નતિ જ થશે એમ માનવાનું નથી. એટલે, એ અભ્યાસ ક્રિયાના જ વિચારથી અને તેની પ્રત્યેના જ પ્રેમથી થવો જોઈએ. પણ અભ્યાસ વિના કેળવણી પૂરી થાય જ નહિ: એટલે અભ્યાસ વિના વિચારેલી વસ્તુ પચે નહિ, જીવન સાથે ઓતપ્રોત થાય નહિ.

# ઇન્દ્રિયોની કેળવણી

(શિક્ષણમાં બાળકોની ઇન્દ્રિયોની કેળવણી વિષે કેટલોક વિચાર કરવામાં આવેલો છે. સંયમ માટે પ્રયત્નશીલ પુરુષો ઇન્દ્રિયદમનના વિષયમાં પુષ્કળ વિચારે છે. એ બે વિચારો પરસ્પર વિરોધી હોય એવો ભાસ થાય છે. બન્નેમાં કેટલીક અસ્પષ્ટ વિચારસરણી રહેલી છે એમ મને લાગે છે. તેથી આ લેખમાં મને જડેલી દિશા પ્રમાણે એ વિષય ઉપર કેટલાક વિચારો દર્શાવવા ઇચ્છા કરી છે. આ લેખમાં એ વિચારોનો અંત આવી ગયો છે એમ નથી, પણ કેવળ શરૂઆત જ છે. પણ જે વિચારો મૂક્યા છે તે કેળવણીમાં રસ લેનારને તેમ જ આત્માર્થી પુરુષોને ઉભયને ઉપકારક થશે એમ માનું છું.)

જ્ઞાનેન્દ્રિયોની શુદ્ધિ અથવા સૂક્ષ્મતા અને જ્ઞાનેન્દ્રિયોની રસવૃત્તિ વચ્ચે ભેદ છે એમ ઘણા થોડાના વિચારમાં આવ્યું હશે. એ વિષય અત્રે કાંઈક સ્પષ્ટ કરવા ધારું છું.

જ્ઞાનેન્દ્રિયની શુદ્ધિ એટલે જ્ઞાનેન્દ્રિયની નીરોગિતા અને પૂર્ણતા એમ કહું તો ચાલે. જો કોઈ માણસનો કાન ઝીણા તેમ જ મોટા અવાજોને સાંભળી શકતો હોય,

તેમના ભેદો બરાબર પારખી શકતો હોય, અવાજ પરથી તેની દિશા જાણી શકતો હોય, વળી એની સાંભળવાની શક્તિ ઘડપણ સુધી જળવાઈ રહી હોય, તો એમ કહી શકાય કે એની કર્ણેન્દ્રિય શુદ્ધ છે.

જો એક માણસ નાદપ્રિય હોય, એટલે જુદી જુદી જાતના અવાજો, વાદ્યો, ગાયનો ઇત્યાદિ સાંભળવામાં આનંદ માનતો હોય, એથી એની સારી કે માઠી લાગણીઓ ઉશ્કેરાતી હોય, તો એમ કહેવાય કે એની કર્ણેન્દ્રિયની રસવૃત્તિ જાગેલી છે.

તે જ પ્રમાણે નાકની સૂક્ષ્મ તથા ઉગ્ર વાસો પારખવાની શક્તિ અને એ શક્તિનો છેવટ સુધી ટકાવ, જીભ અને ત્વચાની છેવટ સુધી તેજસ્વિતા, એ તે તે જ્ઞાનેન્દ્રિયોની શુદ્ધિની નિશાનીઓ છે. અને ગંધ, રૂપ, રસ, સ્પર્શ વગેરેના જુદા જુદા શોખો તે તે ઇંદ્રિયની રસપ્રિયતા છે.

જ્ઞાનેન્દ્રિયોની શુદ્ધિ અને રસવૃત્તિ વચ્ચે થોડો સંબંધ છે, થોડો વિરોધ છે, અને થોડી એક બીજાથી સ્વતંત્રતા છે.

જો જ્ઞાનેંદ્રિય શુદ્ધ ન હોય તો તેમાં બહુ રસવૃત્તિ હોવી સંભવતી નથી. બહેરાને સંગીતથી રાજી થતા જોઈ શકાએ નહિ, કે જન્માંધ રૂપરસનો ભોક્તા બની શકે નહિ. તેમ જ નાક કેળવાયેલું ન હોય એટલે ભેદો પારખવાને શક્તિમાન ન હોય, તો સુગંધોથી એનું ઝાઝું રંજન થઈ શકે નહિ. જીભ બહેર મારી ગઈ હોય તો વિવિધ પ્રકારની વાનીઓના સ્વાદને તે સમજી શકે નહિ. એટલે જેટલે

અંશે જ્ઞાનેંદ્રિય શુદ્ધ થઈ ગઈ તેટલે અંશે એ રસિક થવા માટે લાયક થાય. આ રીતે જ્ઞાનેંદ્રિયની શુદ્ધિ અને રસવૃત્તિ વચ્ચે થોડો સંબંધ રહ્યો છે.

પણ રસવૃત્તિ જ્ઞાનેંદ્રિયની શુદ્ધિને વિરોધી પણ છે. જેમ આહાર વિના આરોગ્ય સંભવતું નથી, પણ અતિ આહારથી પણ આરોગ્યનો ચોક્કસ નાશ થાય છે, તેમ જુદી જુદી ઇન્દ્રિયોના વિષયમાં પણ છે. રસનેંદ્રિય કાંઈક પણ સૂક્ષ્મ હોય તો જ ગળ્યા અને મોળા વચ્ચેનો ભેદ પારખી શકે; ભેદ પારખવાથી જ ગળ્યા વિષેની એની રસવૃત્તિ જાગૃત થાય. પણ ગળ્યા સ્વાદને આનંદરૂપ માની ગળ્યાની પાછળ લાગે, તો એ જીભની શક્તિને પણ ગુમાવતો જાય. ગળ્યું ખાવાની ટેવ પાડી પાડીને એની જીભ એવી બહેર મારી જાય કે, થોડું ગળપણ એની જીભને પરખાય જ નહિ: સારી પેઠે ગળપણ હોય તો જ એને લાગે કે વસ્તુ ગળી છે. ખરું પૂછતાં, ગળપણનો શોખીન ઘઉંના લોટમાં સહેજ ગળપણ ઉમેરી લોટને મોળો કરીને નથી ખાતો, પણ સાકરમાં લોટ ઉમેરી એને સહેજ મોળી કરીને ખાય છે. એની જીભને ગળ્યા વિષેની રસવૃત્તિ—ગળ્યું ખાવાની લાલસા—કાયમ છે, પણ એણે જીભની શુદ્ધિ ઓછી કરી છે. આ રીતે જ્ઞાનેંદ્રિયની રસવૃત્તિ એની શુદ્ધિને વિરોધી છે.

ઇન્દ્રિયની શુદ્ધિનો વિકાસ અને રસવૃત્તિનો વિકાસ કેટલીક બાબતમાં એકબીજાથી સ્વતંત્ર છે. જેમ આરોગ્ય ગયા છતાં ખાવાપીવાની લોલુપતા વધી શકે છે, તેમ ઇન્દ્રિયોની શુદ્ધિ ગયા છતાં એની

રસવૃત્તિ વધતી રહે એવું બને છે. ઘણા માણસોને ઘડપણમાં ઇંદ્રિયોની શક્તિનો નાશ થયા પછી પણ એ ઇંદ્રિયોના ભોગો માટે શોખ રહી ગયેલો જણાય છે. આનું કારણ એ છે કે, ઇંદ્રિયની શુદ્ધિ અને રસવૃત્તિને પોષનારાં તત્ત્વો જુદાં જુદાં છે.

ઇંદ્રિયની શુદ્ધિનો આધાર શારીરિક આરોગ્ય અને તે તે ઇંદ્રિયોના વ્યાયામ ઉપર છે. જેમ કોઈ માણસના બાહુ બળવાન હોવા માટે એનું સામાન્ય આરોગ્ય સારું જોઈએ જ, અને બાહુના સ્નાયુઓને ખાસ કેળવણી મળવી જોઈએ, તેમ તેની આંખની તેજસ્વિતા અને શુદ્ધિ માટે પણ એનું સામાન્ય આરોગ્ય અને આંખની ખાસ કેળવણી બંને જોઈએ. ઘડપણમાં જ્ઞાનેન્દ્રિયોની શક્તિ ક્ષીણ થાય છે, કારણ કે એનું સામાન્ય આરોગ્ય પણ ઓછું થાય છે. સળેખમથી નાક બંધ થઈ જાય છે અને કાન બહેર મારી જાય છે; મંદવાડમાં જીભની રુચિ ચાલી જાય છે; અજીર્ણથી આંખો આવે છે: એવા અનુભવો સર્વેને હશે. એટલે સામાન્ય આરોગ્ય જેમ કર્મેન્દ્રિયોની શક્તિ ટકાવી રાખવા માટે જરૂરનું છે, તેમ જ્ઞાનેન્દ્રિયોની શક્તિ માટે પણ જરૂરનું છે.

કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયો વચ્ચે બીજી પણ સમાનતા છે. ઘણા માણસોને જેટલું જમણા હાથમાં બળ હોય છે, તેટલું ડાબા હાથમાં નથી હોતું, અને પગના સ્નાયુ જેટલા બળવાન હોય છે, તેટલા હાથના નથી હોતા. કેટલાકને એથી ઊલટુંયે હોય. આનું કારણ તે તે સ્નાયુને મળેલી

કસરત છે. જમણે હાથે કામ કરવાની ટેવથી જમણો હાથ જેટલો સશક્ત રહે છે, તેટલો ડાબો નથી રહેતો, કારણ કે એના સ્નાયુઓને કસરત મળતી નથી. એ જ રીતે ગવૈયાના કાન જેટલા તીવ્ર હોય છે, તેટલી આંખો તીવ્ર હોવાની ખાતરી નથી; અને નિશાનબાજની આંખોમાં જેટલું નૂર છે, તેટલું નાક કે કાનમાં નયે હોય; શિકારી જાનવરોની ઘ્રાણેન્દ્રિય સૂક્ષ્મ હોય છે, અને શિકાર કરાતાં જાનવરોના કાન તીવ્ર હોય છે. जे इन्द्रियनी खिलवणीनी पाछळ जेटली नैसर्गिक के इरादापूर्वक महेनत लेवाई होय, तेटली ते इन्द्रियनी शक्ति वधे छे.

પણ આમાં મહેનતનો અર્થ સમજી લેવો ઘટે છે. મહેનત એટલે કેવળ વપરાશ નહિ, પણ ઇંદ્રિયનો વ્યવસ્થિત રીતે ઉપયોગ. જેમ ધાન્યનો એકાદ વાવણીમાં વપરાશ થાય અને એકાદ ન્યાત પાછળ વપરાશ થાય તે બેમાં ફરક છે, તેમ ઇંદ્રિયની ખિલવણી માટેના વપરાશમાં અને શોખ માટેના વપરાશમાં ફરક છે. ખેતરમાં નંખાયેલું ધાન્ય યોજનાપૂર્વક, યોગ્ય સમયે, કરકસરથી અને પાછું અનેક ગણું ધાન્ય મેળવવાના ઇરાદાથી વપરાયું છે. એમાં ધાન્યનો વપરાશ છે; પણ એ વપરાશ વિશેષ ધાન્યને પાછું લાવવાવાળો છે. તેમ ઇંદ્રિયની ખિલવણીને માટેની મહેનત – વ્યાયામ – માં ઇંદ્રિયનો ઉપયોગ છે; પણ એ ભોગ માટે કરેલા વપરાશ જેવો નહિ. વ્યાયામ યોજનાપૂર્વક, યોગ્ય સમયે, અને સંયમ સહિત — કરકસરથી થાય. એને માટે કરેલી થોડી મહેનતને પરિણામે ઇંદ્રિયમાં મહેનત કરતાં વિશેષ શક્તિ સ્ફુરવી જોઈએ. વ્યાયામ જેમ સામાન્યપણે શરીર શુદ્ધ કરી એમાં સ્ફૂર્તિ

લાવે અને કર્મેન્દ્રિયોની કાર્યશક્તિ વધારે, તેમ જ્ઞાનેન્દ્રિય પણ એના વપરાશથી શુદ્ધ થઈ સ્ફૂર્તિવાળી અને વિશેષ કામ આપવાની શક્તિવાળી થાય, તો એમાં તે ઇંદ્રિયની ખિલવણી (કે કેળવણી) થાય છે એમ કહી શકાય. પણ જેમ દારૂ શરીરમાં સ્ફૂર્તિ લાવનારો જણાય છે છતાં, એ સ્ફૂર્તિ શરીરને (આરોગ્યની દૃષ્ટિએ પણ) અશુદ્ધ કરે છે, એની ક્રિયાશક્તિને અવ્યવસ્થિત કરી તેનો છેવટે નાશ કરે છે, તથા બુદ્ધિને પણ મૂર્છિત કરે છે, તેમ જે ઇન્દ્રિયનો કોઈ વપરાશ, એમાં સ્ફૂર્તિ લાવનાર જણાતો હોય છતાં જો પરિણામે એને અશુદ્ધ અને અશક્ત કરે, અને છેવટે એ ઇન્દ્રિયથી થનારાં જ્ઞાનની બાબતમાં બુદ્ધિને જડ કરે, તો તેમાં ઇન્દ્રિયની કેળવણી નથી, પણ ઇન્દ્રિયનો અઘટિત ઉપયોગ છે.

અલબત્ત, દરેક માણસની સામાન્ય શક્તિના પ્રમાણમાં દરેક ઇન્દ્રિયની શક્તિને પણ હદ રહેલી છે. એક માણસના પગ બળવાન હોય તો તે બીજા કરતાં વધારે ચાલી શકે. પણ છેવટે એનીયે ચાલવાની શક્તિનો અંત આવે છે. એ હદ આવી ગયા પછી પણ તે ચાલ્યા કરે, તો ત્યાર પછીની કસરત એના પગને બળ આપવાને બદલે અશક્ત જ બનાવે. એ જ પ્રમાણે, જ્ઞાનેન્દ્રિયોના વપરાશ વિષે પણ છે. આંખો સારી હોય, પણ એનો અમર્યાદિત ઉપયોગ આંખને નુકસાનકારક જ થાય.

આપણા શરીરને એક ટાંકા સાથે સરખાવી શકાય. એ ટાંકામાંથી અનેક નળો નીકળે છે. કોઈ પણ નળ વાટે ટાંકાનો ઉપયોગ બે રીતે વધારી શકાય: (૧) ટાંકામાં

પાણીનો જથ્થો વધારવાથી; (૨) જેટલા દબાણથી પાણી નળોમાં ઊતરે છે તે દબાણ વધારવાથી; (૩) પાણીનો જથ્થો દબાણ તથા કાર્યની જરૂરિયાત કેટલી છે તેનો વિચાર કરી, નળનો ઉપયોગ કરકસર અને નિયમથી કરવાથી; (૪) મોટા નળ મૂકવાથી; (૫) નળ આગળ ઉતાવળે પાણી ખેંચનારું યંત્ર મૂકવાથી; અને (૬) બીજા નળો કાપી નાંખવાથી.

એ રીતે કોઈ પણ ઇન્દ્રિયની શક્તિ છ રીતે વધારી શકાય. (૧) લોહીનો જથ્થો વધારવાથી; (૨) જેટલા દબાણથી લોહી નસોમાં ફરે છે તે દબાણ વધારવાથી; (૩) એ બે તથા કાર્યની મહત્તાની તુલના કરી ઇન્દ્રિયનો ઉપયોગ સંયમપૂર્વક કરવાથી; (૪) એ ઇન્દ્રિયના સ્નાયુઓને તથા જ્ઞાનતંતુઓને ખાસ કેળવવાથી; (૫) એ ઇન્દ્રિય આગળ દબાણ વધારવાથી; અને (૬) બીજી ઇન્દ્રિયોનો નાશ કરવાથી.

વિચાર કરતાં જણાશે કે, છેલ્લા બે રસ્તા એ ઇન્દ્રિયોના વિકાસના ઉપાય તરીકે ન કહી શકાય; એ તો તે ઇન્દ્રિયનું કે બીજી ઇન્દ્રિયોનું દેવાળું કાઢવાનો ઉપાય છે. પહેલા ચાર રસ્તાને જ કેળવણીને માટે ઉપયોગી ગણી શકાય. અને તેમાં ચોથા—કોઈ ઇન્દ્રિયના સ્નાયુઓ તથા જ્ઞાનતંતુઓને ખાસ કેળવવાના—ઉપાયનો આધાર પહેલા ત્રણ ઉપાયો ઉપર છે. લોહીનો જથ્થો, દબાણ અને સંયમ માટે બેપરવા રહી, જો કોઈ માણસ એકાદ ઇન્દ્રિયને ખાસ કેળવવા પ્રયત્ન કરે તો એમાં એને ઝાઝી સફળતા નહિ મળે.

એટલે, ઇંદ્રિયની શુદ્ધિના ત્રણ યોગ્ય ઉપાય ગણાય: આરોગ્ય (જેમાં લોહીનો જથ્થો અને દબાણ બંને આવે)*, ઇંદ્રિયનો સંયમપૂર્વક ઉપયોગ, અને સ્નાયુઓ તથા જ્ઞાનતંતુઓની કેળવણી. એકાદ ઇંદ્રિયને વધારે તાણ આપવી કે બીજી ઇંદ્રિયોમાં ખોડ આણવી એ ઉપાય ન કહી શકાય. આગ હોલવવા માટે જ જેમ બીજા નળો કાપી નાંખવા પડે એટલું જ નહિ, પણ એક નળ આગળ પંપ પણ મૂકવો પડે, તેમ કોઈ ખાસ સંકટના નિવારણ માટે જ એક ઇંદ્રિયને વિશેષ તાણ આપવી કે બીજી ઇંદ્રિયોને ખોડી કરવી (અથવા થવા દેવી) કદાચ વાજબી થઈ શકે.

આટલા ખુલાસા પછી આપણે ઇંદ્રિયની રસવૃત્તિની તેની શુદ્ધિ ઉપર કેવી અસર થાય છે તે સમજવા શક્તિમાન થઈશું.

કોઈ પણ ઇંદ્રિયને ઇચ્છાએ કે અનિચ્છાએ કોઈ પણ વિષયનો સંયોગ થાય, ત્યારે તે ઇંદ્રિયના સ્નાયુઓ ઉપર તાણ પડે છે એવો સર્વને અનુભવ છે. હાથ ઉપર વજન રાખીએ, કે પગથી કાંઈ વસ્તુને દાબીએ, કે આંખેથી કાંઈ તપાસીએ, ત્યારે એ તાણનો આપણને સારી પેઠે અનુભવ થાય છે. પણ થોડાક સંયોગમાં પણ તાણ રહેલી છે એમ ઝીણવટથી

---

* આ બે મળીને જે એકંદર શક્તિ થાય, તે એ મનુષ્યની પ્રાણશક્તિ કહી શકાય; લોહી એટલે શુદ્ધ લોહી જ સમજવું જોઈએ. કોઈ પણ ઠેકાણે જામી જનારાં ચરબી કે બીજાં અશુદ્ધ તત્ત્વો તે લોહી નહિ, પણ નિયમિત રીતે ફરતો રહી શરીરનાં વપરાઈ ગયેલાં તત્ત્વોને હઠાવી, નવાં તત્ત્વો દાખલ કરનારો ભાગ એટલું જ લોહી.

જોતાં માલૂમ પડી આવે છે. જેમ લાકડાં તોળવાનો કાંટો ૪–૬ તોલાનો ફરક દેખાડી શકતો નથી, પણ સોનીનો કાંટો ચોખાભર વજનથી પણ હાલી જાય છે, તેમ કેટલાક માણસોના અને દરેક માણસની કેટલીક ઇંદ્રિયોના સ્નાયુઓ તથા જ્ઞાનતંતુઓથી સૂક્ષ્મ તાણ પારખી શકાતી નથી, અને કેટલાંકથી પરખાય છે. જ્યારે એ તાણ ઊતરી જાય છે, ત્યારે એ સ્નાયુઓમાં આરામ અથવા પ્રસન્નતાનો અનુભવ થાય છે. જે માણસની જે ઇંદ્રિયના સ્નાયુઓ એવી તાણ લાંબા વખત સુધી સહન કરી શકે છે, અને એના જ્ઞાનતંતુઓ સૂક્ષ્મ તાણ પારખવાને પણ શક્તિમાન હોય છે, તે માણસ તાણ ઊતરી ગયા પછી વિશેષ પ્રસન્નતા અનુભવે છે.

એક વાર એક વિષયના સંયોગથી ઉત્પન્ન થયેલી તાણ અને તે તાણ ઊતર્યા પછીનો આરામ સારી રીતે અનુભવાયાં હોય, તો ત્યાર પછી એ વિષયનું સ્મરણ પણ થોડેઘણે અંશે એવી તાણ ઉત્પન્ન કરે છે. ઉદાહરણાર્થ, કોઈક પદાર્થને જોઈને એકાએક ખૂબ બીક પેસી ગઈ હોય, અથવા અત્યંત હર્ષ થઈ આવ્યો હોય, તો તેનું સ્મરણ પણ ભય કે હર્ષ ઉત્પન્ન કરે છે. આ હકીકત બધાના અનુભવની છે એટલે વિસ્તારની જરૂર નથી.

આમાં એ યાદ રાખવાનું છે કે, કોઈ પણ તાણની વખતે જ પ્રસન્નતા આવતી નથી; પણ તાણ ઊતર્યા પછી સ્નાયુઓ મૂળ સ્વરૂપમાં આવે ત્યારે પ્રસન્નતા આવે છે. એટલે, હર્ષની તાણ હોય કે શોકની તાણ હોય, ક્રોધની હોય કે દયાની હોય, બધીયે તાણોનો ઉતાર સ્નાયુઓને સ્વસ્થ કરી આરામનો સરખો અનુભવ કરાવે છે. અને આથી જ હર્ષ,

શોક, કરુણા, ક્રોધ વગેરે સર્વે તાણો ખૂબ અનુભવાય, તો બધી સરખી રીતે જ આંસુ, પરસેવો વગેરે ઉપજાવે છે અને છેવટે મનને 'મોકળું' કરે છે, તથા હદ બહાર હોય તો મૂર્છા, ઘેલછા કે મરણ પણ લાવે છે.

આપણા સ્નાયુઓ અને જ્ઞાનતંતુઓ રબરના જેવા છે. અનેક દિશામાં એ ખેંચાઈ શકાય છે, અને પાછા એ મૂળ સ્થિતિમાં આવવા પ્રયત્નશીલ હોય છે. પણ એક જ દિશામાં એને વારંવાર તાણ પડે, તો કેટલોક કાળ પછી એ પાછા મૂળ સ્થિતિમાં આવી જ શકતા નથી અને એમના ઘાટ બદલાઈ જાય છે. ત્યાર પછી એમની વિરુદ્ધ દિશામાં એમને ભારે પ્રયત્ન વિના ખેંચી શકાતા નથી, પણ જે દિશામાં એમને ખેંચાવાની ટેવ પડી હોય છે, તે દિશામાં સહેજ પ્રયત્ન વડે પણ વધારે ખેંચાઈ જાય છે. આ રીતે મનુષ્યની ટેવો, સ્વભાવો અને લાગણીઓ દૃઢ થઈ જાય છે.

સ્નાયુઓ અને જ્ઞાનતંતુઓ જે દિશામાં ખેંચાવાને અનુકૂળ થઈ રહેલા હોય છે, તે ખેંચ જે વિષયના સંયોગથી થઈ શકે, તે વિષય માટે એને સાધારણ રીતે રસ રહે છે; પછી એ રસ શુદ્ધ હોય કે મલિન હોય, આરોગ્યવર્ધક હોય કે આરોગ્યનાશક હોય.

દરેક વસ્તુનો સંયોગ આપણા સ્નાયુઓ ઉપર બે પ્રકારની અસર કરે છે. એકને કુદરતી અથવા નૈસર્ગિક અસર અને બીજીને કલ્પનામિશ્રિત અથવા સવિકલ્પ અસર કહી શકાય. ઉદાહરણાર્થ, બરફ કે રાઈનું તેલ ચામડીના ઉપર એક પ્રકારની કુદરતી અસર ઉત્પન્ન કરે છે. એ અસર સાધારણ રીતે કુદરતના નિયમ પ્રમાણે જ થાય છે. જેમ

ચૂના ઉપર પાણી પડે તો તે ગરમ થઈ ઊકળવા માંડે છે, તેમ રાઈનું તેલ કે બરફ મનુષ્યની ચામડી ઉપર અમુક પ્રકારની અસર કરે છે. એ અસર તે વખતે અનુકૂળ હોય તો સુહાણું લાગે છે અને પ્રતિકૂળ હોય તો બળતરા કરે છે. આ અસર ઘણું કરીને જડ તત્ત્વોના નિયમ મુજબ જ થાય છે, અને તેનો બધાને સરખો જ અનુભવ થાય છે.

પણ એ સિવાય બીજી એક કલ્પનામિશ્રિત તાણ પણ અનુભવાય છે. એ સવિકલ્પ અસરને આપણે રસ કહીએ છીએ, દાખલા તરીકે, એક માંસની દુકાન આગળથી એક માંસાહારી અને શાકાહારી બે જણા જાય ત્યારે બેઉને સરખી તાણનો અનુભવ નથી થતો. માંસાહારીના સ્નાયુઓ આ વિષયસંયોગને અનુકૂળ થઈ રહેલા હોવાથી એને કશો ત્રાસ નથી લાગતો. પણ શાકાહારીના સ્નાયુઓ એ તાણને પ્રતિકૂળ હોવાથી એને કંટાળાની લાગણી ઊપજે છે. માંસાહારીને અનુકૂળ લાગણી ઊપજવાનું કારણ એ છે કે એને એ ચીજની સાથે ખોરાકની કલ્પના છે, જ્યારે શાકાહારીને એમાં અપવિત્રપણાની અથવા ચીતરીની કલ્પના છે. એ જ રીતે, એક માણસને નાચ જોઈને આનંદ લાગે છે અને બીજાને કમકમાટી ઊપજે છે; કારણ કે, પહેલાને નાચ સાથે કાંઈ કળાની કલ્પના રહી છે, અને બીજાને એક મોટા સમાજ વચ્ચે એક સ્ત્રીને પોતાનું ગુજરાન ચલાવવાની આફત માટે નિર્લજ્જ થઈને નાચવું પડે એ કલ્પના અસહ્ય લાગે છે અને તેથી એ દેખાવ કમકમાટી ઉપજાવે છે.

જગતના લગભગ બધા જ વિષયો વિષે આપણે સારો, નરસો, તટસ્થ અને તેમાં પણ અતિ, મધ્યમ, કનિષ્ઠ વગેરેના ભેદોવાળા મતો બાંધી રાખ્યા છે. એ મતો બાંધવામાં કોઈક વાર એ વિષયની શરીર ઉપર થતી નૈસર્ગિક અસર કારણભૂત થાય છે. ઉદાહરણાર્થ, સર્પનો કે વીંછીનો દંશ, શિયાળામાં તાપણું, ઉનાળામાં ઠંડક વગેરે વિષેના મતો. ઘણુંખરું આ પ્રકારના મતોમાં ભેદ નથી પડતો, કારણ કે એનો સંબંધ શરીર પર થતી કુદરતી અસરો સાથે છે.

પણ ઘણી વાર એ મતો બાંધવામાં કેવળ પરંપરાથી પોષાયેલા સંસ્કારોનું જ કારણ હોય છે. આપણે નાનપણથી જેમના સંબંધમાં આવીએ છીએ તે લોકો જે પદાર્થને સારો કહે છે તેને આપણે ચાહતાં શીખીએ છીએ. અને જેને ખરાબ કહે છે તેને ધિક્કારતાં શીખીએ છીએ. આ મતો એ પદાર્થની શરીરને પોષવાની કે બીજાનું દુઃખ ઓછું કરવાની શકિત સાથે સંબંધ રાખે છે જ એમ નથી હોતું. ઘણી વાર શરીર, ઇંદ્રિયો કે મન ઉપર, અત્યંત નુકસાનકારક અસર ઉપજાવનારા વિષયો માટે આપણને ઘણો ઊંચો અભિપ્રાય હોય છે, અને લાભકારક અસર ઉપજાવનાર વિષયો તરફ અણગમો હોય છે. દાખલા તરીકે, જરીનાં કપડાં માટેનો આપણો ઊંચો અભિપ્રાય તે શરીરના આરોગ્યને પોષક હોવાથી બંધાયેલો છે એમ ન કહી શકાય. તે જ પ્રમાણે, જોડાનો અમુક ઘાટ, પહેરણનો અમુક કાપ, પાઘડીની અમુક બાંધણી, આંખ અને ટોપી વચ્ચે જાળવવાનો અમુક ખૂણો, બેસની અમુક રીત,

સાડીનો અમુક રંગ સુંદર છે એમ, આપણાં કે બીજાનાં સગવડ અને આરોગ્ય ઉપર તેની જે અસર થાય છે, અથવા પદાર્થના સત્ય સ્વરૂપનો અનુભવ લેવામાં તેની જે મદદ મળે છે, તેનો વિચાર કરી ઠરાવેલું હોતું નથી; પણ કેટલાક પ્રતિષ્ઠિત લોકોની કલ્પનાઓને જ સ્વીકારી લીધી હોય છે.

બાસુદી-પૂરી અને શાક-રોટલો એ બે વાનીઓ જીભ ઉપર જુદી જુદી જાતની અસર કરવાની. જે વખતે આપણી જ્ઞાનશક્તિ સુસ્ત ન હોય, અથવા એનો નિરોધ ન કર્યો હોય તે વખતે એ ભેદ માલૂમ પડ્યા વિના ન રહે. પણ બાસુદી-પૂરીને સુંદર ભોજન અને શાક-રોટલાને સામાન્ય ભોજન ઠરાવવામાં કેવળ પ્રતિષ્ઠિત માણસોએ એ વિષે પ્રચલિત કરેલો મત જ કારણભૂત છે. આરોગ્યની દૃષ્ટિએ બાસુદી-પૂરી કુ-ભોજન અને શાક-રોટલો સુંદર ભોજન ઠરવાં જોઈએ. એટલે જો આપણી રસનેંદ્રિય યોગ્ય રીતે કેળવાયેલી હોય તો આપણને શાક-રોટલા કરતાં બાસુદી-પૂરી ખાતાં વહેલો કંટાળો આવવો જોઈએ.

એટલે કોઈ પદાર્થના યોગથી જે કુદરતી લાગણી થાય, તેના કરતાં એને વિષેની સવિકલ્પ લાગણી ઘણી વાર અતિશય બળવાન હોય છે. इंद्रियना विषयो साथे जोडायेलुं कल्पनाबळ–ते इंद्रियोनी रसवृत्ति छे.

ઉપર કહ્યું તેમ દરેક પદાર્થનો સંયોગ આપણા સ્નાયુઓ ઉપર તાણ આણે છે. એ તાણનું બળ એની નૈસર્ગિક શક્તિ ઉપર, તેમ જ આપણી એ પદાર્થ વિષેની રસવૃત્તિ એના ઉપર આધાર રાખે છે. જો એ વિષેનો આપણો અતિશય રાગ ભર્યો હોય તો તેને ભોગવવા, અને દ્વેષ ભર્યો

હોય તો એને દૂર કરવા પ્રયત્ન કરીએ છીએ. ભોગવ્યા પછી અથવા દૂર કર્યા પછીનું પરિણામ હંમેશાં આરામની પ્રસન્નતા જ ઉપજાવે છે. પણ રાગને લીધે એ પ્રસન્નતામાં હર્ષ વગેરેનું પૂર્વસ્મરણ ભળે છે. જે પદાર્થ વિષે આપણને એક વાર રાગ હોય, તે જ પદાર્થ વિષે પાછળથી દ્વેષ ઉત્પન્ન થાય, તો એના સંયોગ પછી શોકની તાણ લાવે છે; જોકે એની શરીર ઉપર અસર કરવાની શક્તિમાં ફરક પડતો નથી.

વળી, ઉપર કહ્યું તેમ આપણા સ્નાયુઓ તથા જ્ઞાનતંતુઓ રબરના જેવાં છે. અમુક હદ સુધી એને ખેંચો ત્યાં સુધી એનો ઉપયોગ સારી રીતે થાય છે; પણ એ હદ વટાવી જાઓ, અને એને આરામ જ ન આપો તો એ બગડી જાય છે; તેમ જ એક જાતની તાણ વારંવાર આપ્યા કરો તો એ પાછા મૂળ સ્થિતિમાં આવી શકતા નથી. એ જ પ્રમાણે ઇંદ્રિયનો અમુક હદ સુધીનો ઉપયોગ સારી રીતે કામ આપે છે, અને આરામ મળવાની સાથે મૂળ સ્થિતિમાં આવી જાય છે. એ હદ વટાવી જતાં અથવા નિરંતર તાણ આપવાથી એ ઇંદ્રિય નકામી થાય છે, અને એના સ્નાયુઓ મૂળ સ્થિતિમાં આવી શકતા નથી. એટલે કદાપિ પૂરો આરામ ભોગવી શકતા નથી. પરિણામે એ ઇંદ્રિય સદાયે અતૃપ્ત જ રહે છે. એને વિષયનો સહેજ પણ આંચકો લાગતાં જાગ્રત થઈ જાય છે અને એ દિશામાં લચી પડવાને નિરંતર તૈયાર રહે છે. એક વાર એવી સ્થિતિ થઈ ગયા પછી એ વિષયના ઉપભોગથી ઇન્દ્રિયને દૂર રહેવું લગભગ અશક્ય થાય છે. એની રસવૃત્તિને લીધે એને એમ લાગે છે કે એ

વિષયનો ભોગ એને સુખકારક છે; પણ, સાચું પૂછતાં, જેમ જેમ એ ભોગ લેતો જાય છે, તેમ તેમ એના સ્નાયુઓ મૂળ સ્થિતિમાં આવવા નાલાયક બની એને પ્રસન્ન થવા દેતા જ નથી. એ પદાર્થને વિષે રાગાત્મક કલ્પનાને લીધે એને એવો ભાસ થાય છે કે વિષયના સંયોગથી એને સુહાણ લાગે છે. જો કોઈ વિચારથી એની કલ્પનામાં ફરક પડે, તો એ વિષયના સંયોગમાં—સ્મરણ—માં પણ સુખ નથી એમ એને અનુભવ થતાં વાર નથી લાગતી. એક વાર એક જાતનો ઇન્દ્રિયભોગ પુષ્કળ ભોગવ્યા પછી સંયમનો પ્રયત્ન કરનારને અતિશય કષ્ટ સહન કરવું પડે છે તેનું કારણ આ જ છે. જે વખતે એ ભોગને વધારતો હતો ત્યારે એને વિષે એને રાગાત્મક કલ્પના હતી. એ વખતે એણે એ ઇન્દ્રિયના સ્નાયુઓને તાણ આપી તે ઇન્દ્રિયને પુષ્કળ બગાડી નાંખી. હવે એ ઇન્દ્રિયને એ વિષયના સ્મરણથી પણ ઉત્તેજિત થવાની ટેવ પડી ગઈ. ત્યાર પછી એનાં શરીરનાશક પરિણામોને લીધે અથવા સદ્‌વિચાર જાગ્રત થવાને લીધે એ વિષય પરત્વે એને દોષબુદ્ધિ ઉદ્‌ભવી. હવે એ સંયમ કરવા ઇચ્છે છે. પણ એની ઇન્દ્રિયને તો જાગ્રત થવાનો સ્વભાવ પડી ગયો છે. એ જાગૃતિને અટકાવી દેવાની શક્તિ એ સહેજે મેળવી શકતો નથી. જો એ જાગૃતિ અટકાવવાનો પણ વિચાર કરે છે તોયે, એમાં પણ વિષયનું સ્મરણ હોવાથી, ઉપાય તે પણ અપાય જેવો લાગવા માંડે છે. આ રીતે વિષયનો ઉપભોગ પણ, હવે દોષબુદ્ધિ ઉત્પન્ન થવાથી, સુખ નથી કરતો અને, ઇન્દ્રિયની મૂળ સ્થિતિમાં આવવાની અશક્તિને લીધે,

પ્રસન્નતા પણ નથી લાવી શકતો.× પરિણામે એ કાળ એનો ઘણા જ માનસિક ક્લેશમાં જાય છે. ધીરજથી એ કાળને વટાવે છે તો અંતે વિજય મેળવે છે ખરો.

પણ એટલું ધૈર્યબળ સર્વ પાસે નથી હોતું. અને હોય તોપણ, વિચારવાનો મુદ્દો એ છે કે, એના ક્લેશનું કારણ ખોટી કલ્પનાને સત્ય માની વિષય માટે પોષેલી રાગભરી કલ્પના જ છે. જેમ રાગભરી કલ્પના નુકસાનકારક વિષયમાં પ્રીતિરસ ઉત્પન્ન કરે છે, તેમ દ્વેષભરી કલ્પના યોગ્ય વિષયમાં અણગમાની લાગણી ઉત્પન્ન કરે છે, અને તેની પણ ટેવ પડી ગયા પછી એને સ્વીકારવાનો મહાવરો ઉત્પન્ન કરવામાં એટલું જ દુ:ખ થાય છે. દાખલા તરીકે, અંત્યજ અસ્પૃશ્ય છે એ કલ્પના આપણે એટલા લાંબા કાળ સુધી પોષેલી છે અને તેની તરફના અણગમાથી એવા ટેવાઈ ગયા છીએ કે, હવે એ કલ્પના ભૂલભરેલી જાણ્યા છતાં, એને અડતાં અજાણે પણ સંકોચ અનુભવાય છે અને, એ લાગણીમાં રહેલા ઘોર અન્યાયનું ભાન થતાં, એવી લાગણી ઉત્પન્ન થવી એ પણ દુ:ખરૂપ લાગે છે. બીજું ઉદાહરણ: મારા બાળપણમાં શાળામાં ડ્રિલ અને ડ્રિલની સાથે થઈ શકે એવી કસરત ફરજિયાત હતી; પણ એ ઉપયોગી અને આરોગ્યવર્ધક કસરતની સાથે એટલો ત્રાસ જોડી દેવામાં આવ્યો હતો, અને એનું મહત્ત્વ મારા મન ઉપર ઠસાવતી વખતે પણ એવા મર્મભેદી કટાક્ષો કરવામાં આવતા કે ડ્રિલ અને

× यततो ह्यपि कौन्तेय पुरुषस्य विपश्चितः ।
इन्द्रियाणि प्रमाथीनि हरन्ति प्रसभं मनः ॥ ( ગીતા )

કસરતના નામથી જ શોક વ્યાપી જતો એ મને યાદ છે. ડ્રિલ અને કસરત પ્રત્યે મારો અણગમો એટલો તીવ્ર થયો હતો કે ત્યાર પછી એનું મહત્ત્વ સમજાયા પછી પણ એ અણગમાને હું તદ્દન જીતી શક્યો નથી; અને એનાં પાછળનાં સુપરિણામ અનુભવાતાં છતાં વ્યાયામ શરૂ કરતાં પ્રથમ લાગણી શોક કે કંટાળાની જ ઉદ્ભવે છે.

આ ઉપરથી જણાશે કે રસવૃત્તિના પોષણમાં પદાર્થની નૈસર્ગિક યોગ્યતા કરતાં સમાજે પોષેલી કલ્પનાઓ મહત્ત્વનો ભાગ ભજવે છે. એ પરથી શુદ્ધ રસવૃત્તિ અને અશુદ્ધ રસવૃત્તિ વચ્ચે ભેદ કેમ પાડવો એની ચાવી આપણને મળે છે: તે એ કે, કોઈ પણ પદાર્થ માટે પોષેલી કલ્પના જ્ઞાનેંદ્રિયોની શુદ્ધિનો વિરોધી ન હોય, તો જ એ વિષેનો રસ શુદ્ધ ગણી શકાય. વિચાર કરતાં માલૂમ પડશે કે, ઇંદ્રિયોની શુદ્ધિ જાળવવા માટે (૧) ઇંદ્રિયનો આવશ્યક કારણ માટે જ તથા કરકસરથી ઉપયોગ થવો જોઈએ; અથવા ખાસ કેળવણી આપવા ઉપયોગ થવો જોઈએ. (૨) ઇંદ્રિયના વિષયોની માત્રા તીવ્ર ન હોવી જોઈએ; એટલે અતિ તીવ્ર સ્વાદો, અતિ ઘેરા રંગો, તીણા કે મોટા અવાજો, અતિ તીવ્ર સ્પર્શો કે ગંધોનો મહાવરો ઇંદ્રિયોની શક્તિને કુંઠિત કરી નાંખે છે; (૩) કોઈ પણ વિષય માટેનો રસ આપણા સ્નાયુઓને તથા જ્ઞાનતંતુઓને વિવશ કરી નાંખવા શક્તિમાન ન થવો જોઈએ. જરૂરસર અથવા અકસ્માત્ એનો ઉપભોગ થયા બાદ એનું સ્મરણ નકામી તાણ ન ઉપજાવે, ઉપભોગ વખતે કુદરતી અસરથી જુદા પ્રકારની તાણ ન ઉપજાવે, અને એ ઉપભોગ બાદ

સ્નાયુઓ વિકૃત ન રહે એટલી આપણી એ વિષેની રસવૃત્તિ શુદ્ધ હોવી જોઈએ; અને તે માટે આપણી દરેક વિષય બાબતની કલ્પના યથાર્થ હોવી જોઈએ*. આ નિયમોનું પાલન થતું હોય તો જે સ્થૂલ ચિહ્નો જણાઈ આવે તેમાંનાં કેટલાંક નીચે મુજબ છે: (૧) મિત ઉપભોગથી તૃપ્તિ; (૨) હર્ષ કે શોકના સ્મરણ વિનાની કેવળ પ્રસન્નતા; (૩) ફરી ફરી ઉપભોગ માટેની ઝંખનાનો અભાવ; (૪) શોક કે કષ્ટ વિના વિષયનો ત્યાગ કરવાની શક્તિ; (૫) ઇંદ્રિયની તેજસ્વિતાની વૃદ્ધિ ન હોય તોયે સ્થિરતા તો ખરી જ.

શુદ્ધિ અને રસવૃત્તિ વચ્ચે બીજો ભેદ એ છે કે, એક ઇંદ્રિયની શુદ્ધિ બીજી ઇંદ્રિયની શુદ્ધિમાં વિરોધી નથી થતી. આંખને બહુ કેળવવાથી કાન બહેરા થઈ જવાની ધાસ્તી નથી, પણ એક ઇંદ્રિયની લોલુપતા બીજી સર્વે ઇંદ્રિયો પરનો સંયમ નબળો કરી નાંખે છે. મનુ ભગવાન કહે છે તેમ,

इन्द्रियाणां तु सर्वेषां यद्येकं क्षरतीन्द्रियम् ।
तेनास्य क्षरति प्रज्ञा दृतेः पादादिवोदकम् ॥

જેમ પખાલનો એક પગ (મોં) બાંધ્યા વિનાનો રહે તો તેમાંથી સર્વ પાણી વહી જાય, તેમ સર્વ ઇંદ્રિયોમાંથી

* इन्द्रियस्येन्द्रियार्थेषु रागद्वेषौ व्यवस्थितौ ।
तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपन्थिनौ ॥
(ગીતા ૩-૩૪)

रागद्वेषवियुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन् ।
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥
(ગીતા ૨-૬૪)

એક જ ઇંદ્રિય છૂટી મૂકી દેવામાં આવે તો સર્વ પ્રજ્ઞાશક્તિ તે દ્વારા વહી જાય*.

સ્નાયુઓનો વિરામ એ જ જો પ્રસન્નતાનું કારણ હોય, તો એમ લાગવાનો સંભવ છે કે, ખરું સુખ ઇંદ્રિયોને તાણ મુદ્દલ પણ ન આવવા દેવામાં છે; તાણ આવવા દેવી અને પછી વિરામ ભોગવવો એ તો ઊલટી રીત થઈ. હકીકત તો એમ જ છે. પણ જ્યાં સુધી શરીરમાં પ્રાણ ચાલે છે, ત્યાં સુધી ઇંદ્રિયોનો વિરામ અખંડિત રાખી શકાતો નથી; અને પ્રાણનું ચલન કેટલોક કાળ બંધ રાખવામાં આવે તો પણ મરણ વિના કાયમનું બંધ પાડી શકાતું નથી. એટલે સામાન્ય જીવન માટે તો ઇંદ્રિયોની શક્તિની અને રસની શુદ્ધિ એ જ માર્ગ રહે છે. જેમ ધનની વૃદ્ધિ એ પણ અંતે તો ખર્ચ કરવાની શક્તિ મેળવવા માટે જ છે, તેમ શરીરની કે ઇંદ્રિયોની શક્તિનો સંચય છેવટે તો એને ખપાવી દેવા માટે જ છે. પણ જેમ એકઠા કરેલા ધનનો

* ઇંદ્રિયની શુદ્ધિ અને રસવૃત્તિના સચોટ ઉદાહરણ તરીકે શ્રી. કાકાસાહેબે પૃથુરાજ ચૌહાણનું દૃષ્ટાંત એક વર્ગમાં ટાંકી બતાવ્યું હતું. પૃથુરાજની કર્ણેન્દ્રિય અત્યંત શુદ્ધ તેમ જ અત્યંત રસિક હતી. એની ગાનતાનની લોલુપતાને લીધે એ રાજકાર્ય પ્રત્યે વિમુખ રહ્યા. એ,

"ભભકભર્યાં ચિહ્નોથી લોભાયા ને
ભય છતાં ધર્યો ગર્વ."

પરિણામે એણે રાજપાટ ખોયાં અને દેશની ઉપર પરચક્ર આવ્યું. પણ એ જ કર્ણેન્દ્રિયની શુદ્ધિથી એણે આંધળો બન્યા છતાં (દંતકથા મુજબ) શત્રુનો નાશ કર્યો. જો એણે કર્ણેન્દ્રિયની રસવૃત્તિને સંયમમાં રાખી હોત તો!

વિલાસોમાં કરેલો વ્યય બરાબર ગણી શકાય નહિ, પણ કરકસર એ જ સદ્‌ગુણ ગણાય, તેમ ઇન્દ્રિયો માટે પણ છે. સંચય અને કરકસર એ સદ્‌ગુણો હોવા છતાં, અને વ્યય વિનાશક હોવા છતાં, જેમ સત્કાર્ય માટે સર્વ ધનનો ત્યાગ એ દુર્ગુણ નહિ પણ સદ્‌ગુણ છે, તેમ બીજાના દુઃખનિવારણ માટે કે બીજી કોઈ જરૂરી સેવા માટે ઇન્દ્રિયોની સર્વ શક્તિઓ ખપી જાય તો તે દુર્ગુણ નહિ પણ ભારે સદ્‌ગુણ જ ગણાય. અને એવા કામ માટે ઉપયોગી થઈ પડે એવી રીતે કેળવાયેલા તીવ્ર રસ — મરણ સમીપ લઈ જનારા હોય તોપણ — શુદ્ધ ગણાય, એટલું જ નહિ પણ, અશુદ્ધ રસોમાંથી પાછા વળવાને માટે એ એક ઉપયોગી સાધન પણ ગણાય. દયા, કરુણા, સમભાવ, શૌર્ય ઇત્યાદિકના રસો તે એવા રસો છે.

જો આ વિચારપરંપરા બરાબર હોય તો પોતે જે જે કહે છે કે શીખવે છે તે વડે પ્રજામાં કેવા પ્રકારની અને કેટલી તીવ્રપણે કલ્પનાઓ અને ભાવનાઓ પોષાય છે તેનો વિચાર કરવાની, વાલીઓ, શિક્ષકો, મિત્રો, નેતાઓ વગેરે ઉપર ભારે જવાબદારી આવે છે. ઇન્દ્રિયની કેળવણીને નામે, કે રસવૃત્તિના વિકાસને નામે, કે કળાવૃદ્ધિને નામે, કે કોઈ બીજા રૂપમાં આપણે વિશ્વની સજીવ-નિર્જીવ સૃષ્ટિ પ્રત્યે કેવા પ્રકારના રાગ-દ્વેષો ઉત્પન્ન કરીએ છીએ, અને તેને પરિણામે પ્રજાની કેટલી સેવા કરીએ છીએ અથવા પોતાની કેટલી ઉન્નતિ સાધીએ છીએ તેનો જેટલો વિચાર કરીએ તેટલો થોડો જ છે. જે વિષયો કે વિચારો તરફની ઇન્દ્રિયોની દોડ, બીજાનું સાચું હિત સાધ્યા વિના, કેવળ

પોતાનો નાશ કરવાવાળી છે, તે વિષયો કે વિચારોમાં ગમે તેટલી કરામત કે તાર્કિક ઝીણવટ રહેલી હોય તોપણ તે અશુદ્ધ રસ છે. બધું એવું જ થાય છે એમ કહેવાનો આશય નથી; બધું યોગ્ય જ થાય છે એમ પણ સ્વીકારતો નથી. માત્ર જે દૃષ્ટિએ મેં એનો વિચાર કર્યો છે તે દૃષ્ટિએ ઇન્દ્રિયોની કેળવણીનો, રસવિકાસનો કે કળાવૃત્તિનો વિચાર નથી થયો એમ મને સંભવિત લાગે છે. કારણ કે મને લાગે છે કે, એ દૃષ્ટિ બરાબર સમજાઈ અને સ્વીકારાઈ હોય તો આપણી શાળાઓમાં ચાલતાં પુસ્તકોમાંના અનેક પાઠો, અભ્યાસક્રમો, સંમેલનો, ઉત્સવો વગેરેની યોજનામાં અસાધારણ પરિવર્તન કરવું પડે. મારી શક્તિ પ્રમાણે એ દૃષ્ટિ મૂકવાનો મેં નમ્ર પ્રયાસ કર્યો છે.

# કલ્પનાશક્તિની કેળવણી

બાળકની માનસિક કેળવણીમાં કલ્પનાશક્તિની કેળવણી એ એક મહત્ત્વનો વિષય છે. ટૉલ્સ્ટૉયને પોતાના વિદ્યાર્થીઓની કલ્પનાશક્તિ વધારવામાં બહુ રસ પડતો. શિક્ષણના અનેક વિષયો એવા છે કે જેમાં કલ્પનાશક્તિના યોગ્ય વિકાસ વિના ઝાઝી પ્રગતિ થઈ શકે નહિ.

પણ કલ્પનાશક્તિ ત્રણ પ્રકારની છે: સર્જક, સમાધાનકારક અને અનુભવશોધક.

કવિઓ, નવલકથાકારો વગેરેની કલ્પનાશક્તિ સર્જક હોય છે. તેઓ ન અનુભવેલી વસ્તુઓની કલ્પના કરે છે; અથવા અનુભવેલી અનેક વસ્તુઓનું એકબીજા સાથે એવું મિશ્રણ કરે છે કે એ ન અનુભવેલી વસ્તુ જેવી જ થઈ રહે છે. શિક્ષક જ્યારે બાળકોને વાતો કહેવા બેસે છે ત્યારે સર્જક કલ્પનાનો જ આશ્રય લે છે. આ સર્જક કલ્પનામાં ચાતુર્ય ઘણું હોઈ શકે છે; એમાં ચમત્કારના જેવું આશ્ચર્ય

ઉત્પન્ન કરાવી શકાય છે; એમાં રસની વિવિધતા જમાવી શકાય છે. અને તેથી એવી કલ્પનાઓમાં ગાળેલો સમય આનંદદાયક લાગે છે.

ગહન વિચારોને સામાન્ય માણસોની બુદ્ધિ સહેલાઈથી સમજી શકતી નથી. અમૂર્ત (નિરાકાર) ભાવોને કોઈ પ્રકારનાં દૃષ્ટાંતોથી મૂર્ત (સાકાર) બનાવ્યા વિના સામાન્ય માણસોથી તે સમજી શકાતા નથી. જો કોઈને સત્યનો મહિમા વિદુરનીતિ જેવા ગ્રંથના શ્લોકો વડે સમજાવીએ તો તેને એ ઝટ સમજી ન શકે; અને સમજાય નહિ એટલે એવું વિવેચન ચાલતું હોય ત્યાં એ ઊંઘી જાય. પણ જો તીવ્રમાં તીવ્ર કસોટીમાંથી સત્યનું પાલન કરનાર હરિશ્ચંદ્રની કહાણી મારફતે એ રજૂ કરવામાં આવે તો સત્યના આદર્શનું ચિત્ર સામાન્ય માણસના હૃદય ઉપર પણ બરાબર પડી જાય.

આ કારણથી દરેક ધર્મમાં અને પ્રજામાં સર્જક કલ્પનાનો ખૂબ આધાર લેવામાં આવ્યો છે. ચતુર કવિઓએ પોતાને યોગ્ય લાગતા ભાવોને વિવિધ પ્રકારની કહાણીઓમાં ગૂંથી લોકોને સમજાવ્યા છે. લોકકથાઓ પૌરાણિક કથાઓના કેટલાક ભાગો, દેવાદિકનાં સ્વરૂપો વૃત્તાંતો, કાવ્યો, હિતોપદેશ, ઇસપનીતિ વગેરેથી લઈને આજના કાળનું નવલકથા સુધીનું સાહિત્ય સર્જક કલ્પનાના સ્વરૂપનું છે.

આ રીતે સર્જક કલ્પનાએ મનુષ્યના શિક્ષણમાં ખૂબ ભાગ ભજવ્યો છે એમ કહી શકાય: અને સર્જક કલ્પનાકારોને લોકોએ અનેક રીતે માન પણ આપ્યું છે.

છતાં, સર્જક કલ્પનાના વિકાસને હું કેળવણીનું જરૂરી અંગ માનતો નથી. અને બાળકને કેળવવામાં એનો આધાર લેવો ઇષ્ટ છે કે કેમ એ વિષે મને શંકા છે. શ્રી. ગિજુભાઈ કહે છે કે ડૉ. મોન્ટેસ્સોરી પણ કાલ્પનિક વાતોનાં વિરોધી છે, અને સ્માઇલ્સ પણ પોતાના 'કર્તવ્ય' (Duty) નામના પુસ્તકમાં કરુણા વગેરે કોમલ ભાવો ઉત્પન્ન કરનારી હોય તોપણ કાલ્પનિક વાતોને વખોડનારું શાર્પનું એક વાક્ય ટાંકે છે*. મેં આ ઠેકાણે સાવધાનતા સૂચક 'શંકા' શબ્દ વાપર્યો ન હોત, પણ ટોલ્સ્ટોય અને ગિજુભાઈ જેવા સમર્થ શિક્ષકો એના પક્ષકારો છે. એટલે એ વિષે હું વિશેષ વિચાર મેળવવા છૂટ રાખું છું.

સર્જક કલ્પના સામે મારો મુખ્ય વાંધો એ છે કે એ અસત્યના કલંકથી દૂષિત છે. અવલોકન અને અનુભવથી એમ જણાય છે કે, સર્જક કલ્પનાઓ કરવાની અને સાંભળવાની વૃત્તિ બંનેને અસત્ય તરફ લઈ જાય છે અને બન્નેને છેતરે છે એ કવિને પોતાને કોઈ પણ ભૂમિકામાં સ્થિર થવા દેતી નથી. અને સાંભળનારના મનમાં કાં તો એવો ભ્રમ ઉત્પન્ન કરે છે કે એ વાતમાં ઐતિહાસિક સત્ય છે અથવા એ

* "શાર્પ કહે છે કે કરુણરસિક કાલ્પનિક કથાઓ સામે એક મોટામાં મોટો વાંધો એ છે કે, એથી દયાની કે અન્યાયની સામે દ્વેષ કરવાની નકામી લાગણી ઉત્પન્ન થાય છે. એ લાગણી નકામી એટલા માટે કે, એની સાથે દુઃખ કે અન્યાય દૂર કરવાનો એ લાગણી ધરાવનારમાં પુરુષાર્થ પેદા થતો નથી." સાત્ત્વિક ભાવ ઊપજી ત્યાં ને ત્યાં શમી જાય છે; અને ચિત્તમાં એક પ્રકારનો કેવળ ખેદ જ રહી જાય છે.

ખોટી છે એવું પકડી પાડ્યા પછી એમાંથી પોતાના વર્તનને માટે ચાવીરૂપ થાય એવો ઉપદેશ એ લેતો નથી. એમ એ કહાણી નિષ્ફળ જાય છે.

આનાં ઉદાહરણ આપું :

જો ચકલા–ચકલીની વાત બાળક સત્ય માને તો એ ભ્રમમાં રહે છે. એ ભ્રમ થોડા કાળ પછી ભલે જતો રહેવાનો હોય, પણ એક ક્ષણ પણ અસત્ય જ્ઞાન આપવું — એટલે અજ્ઞાન આપવું — એ જ્ઞાનદાતા શિક્ષકનો ધર્મ નથી. આનું કારણ દેખીતું છે. એ અમુક ચકલા-ચકલીની વાતને અસત્યરૂપે પારખતો થઈ જાય, પણ ભ્રમમાં રહેવાની ટેવ બીજે કોઈ ઠેકાણે જણાવાનો સંભવ છે. કદાચ યોગવાસિષ્ઠ વાંચતાં કોઈ ચિરંજીવી કાકભુશુંડીની વાતોમાં કે સંન્યાસીનાં સ્વપ્નોની વાતોમાં સત્યતાની શ્રદ્ધા રહે; એટલે એ પણ એક સર્જક કલ્પના જ છે એમ ન પારખી શકે.

સરસ્વતી, ગણપતિ, વિષ્ણુ, વિરાટ, ઇત્યાદિક દેવતાનાં સ્વરૂપ અમુક ભાવોને સ્થિર કરવા માટે કરેલી સર્જક કલ્પનાઓ છે એમ પુરાણોમાં અનેક ઠેકાણે સ્પષ્ટપણે કહેલું પણ છે. છતાં સામાન્ય જનોમાં જ નહિ પણ વિદ્વાનોમાંયે એ કથાઓને વિષે પુરાતન કાળનો ઇતિહાસ હોય એવી માન્યતા જડ ઘાલી બેઠેલી છે. એટલે એ એક સર્જક કલ્પના જ છે એ વચન ભુલાઈ જાય છે, અને કલ્પનાનું મોહક સ્વરૂપ સાંભળનારના મન ઉપર સ્થિર છાપ પાડે છે. લોકોમાં ભ્રમ, પરાધીન બુદ્ધિ, વહેમ અને અજ્ઞાન કાયમ રહેવામાં આવી કથાઓ કારણભૂત થાય છે.

બીજી બાજુએ, આ વાતો કાલ્પનિક છે એવું જ્ઞાન થતાં એમાંની સર્વ વસ્તુનો ત્યાગ કરવાની વૃત્તિ ઉત્પન્ન થાય છે. ચકલા–ચકલીની વાત ખોટી છે એવું જાણ્યા પછી 'જૂઠું બોલવું ન જોઈએ' એવો ઉપદેશ કયો બાળક ગ્રહણ કરે? એટલે વાર્તા કહેવાનો ઉદ્દેશ નિષ્ફળ જાય છે. કેવળ મનોરંજન જ એનો ઉદ્દેશ થઈ રહે છે.

કવિને પોતાને માટે પણ આ વૃત્તિ એકંદરે પોતાને છેતરનારી જ થાય છે. સર્જક કલ્પનાની જબરી ભરતી દરમ્યાન કવિ વિશ્વવ્યાપી પ્રેમનું ગીત જોડે, કે સત્યની પરાકાષ્ઠા દર્શાવનાર પાત્ર આલેખે, કે દયાની ઉચ્ચતમ ભૂમિકાનું દૃષ્ટાંત રજૂ કરે, કે મૂર્તિમંત ક્રૂરતા બતાવે, કે અનીતિથી વિનાશ થાય છે અને સત્યનો જય થાય છે એવું સાબિત કરે, કે સર્વ જગત ઈશ્વરમય છે એવું ગાય. આ બધું રચતી વખતે કવિ થોડી ક્ષણ પણ એ સર્વે ભાવોની સાથે તદ્રૂપ તો થાય, પણ, જો એ કેવળ કવિ જ ન હોય, પણ સાધકે હોય તો એને એમ પણ લાગવાનો સંભવ છે કે હવે તો હું વિશ્વપ્રેમી થયો છું, સત્ય–દયાની હું ઊંચામાં ઊંચી દશાને પામ્યો છું, હું નીતિનો પૂજક અને અનીતિનો દ્વેષી છું, હું જગતને ઈશ્વરસ્વરૂપ જોઉં છું વગેરે. ખરું પૂછતાં એ તો થોડી ક્ષણ જ એ ભાવો સાથે તદ્રૂપ થયેલો હોય છે, અને એ ભાવો ઊતરી જતાં વળી પાછો સામાન્ય માણસ જ બને છે. પણ આ કલ્પનાની ભરતી વખતે એ જે ખુમારી અને મસ્તી અનુભવે છે, તેને લીધે એ બીજાઓમાં, થોડા પ્રમાણમાં પરંતુ, ખરેખર રહેલા ઊંચા પ્રેમની કે સત્ય, દયા ઇત્યાદિકની ઠેકડી પણ કરવા લલચાય છે. આ

મસ્તી, પાછળ ટીપમાં શાર્પનું કથન ટાંક્યું છે તેમાં કહ્યા મુજબ, કેવળ પુરુષાર્થ વિનાની અને નકામી હોય છે.

વળી અનેક વાચકોની પણ આમાં છેતરામણ થાય છે. કારણ કે વાચક સમજે છે કે લેખક પોતે આલેખેલા ભાવોમાં સ્થિર થયો હશે.

'દૂધનો દાઝેલો છાશ પણ ફૂંકીને પીએ,' એ કહેવત પ્રમાણે હું આ વિષયમાં બહુ જ કડક પરીક્ષક થવાની વૃત્તિવાળો બન્યો છું. અનેક સારી અને હિતકારી વસ્તુઓ સમજાવવા માટે પણ જરાયે અસત્ય, ભ્રમમાં નાંખનારી કે પાછળથી જેનો નિષેધ કરવો પડે એવા સ્વરૂપમાં મૂકવા મારી ઇચ્છા નથી થતી. પહેલાં ભ્રામક કલ્પનાઓને પોષવી અને પછી એનો નિષેધ કરવો એ દ્રાવિડી પ્રાણાયામ જેટલો અટકે એટલો ઇષ્ટ છે.

શ્રી. રામનારાયણ પાઠકે થોડા દિવસ ઉપર મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓ આગળ એક બહુ સાચી વાત કહી હતી. જ્યારે મારામાં વૃત્તિ પ્રમાણે આચરણ કરવાનો પુરુષાર્થ ઓછો થઈ જાય, ત્યારે હું કલ્પનાના ક્ષેત્રમાં ઊતરું છું. વિશ્વપ્રેમ બતાવી ન શકું ત્યારે વિશ્વપ્રેમનું ગીત જોડું. વીરતા દાખવી ન શકું ત્યારે વીરરસનું કાવ્ય રચું. મંત્રી ન થઈ શકું ત્યારે રાજ્ય કેમ ચલાવવું તે વિષે એક નવલકથા રચું. આદર્શોને પહોંચી ન શકું ત્યારે આદર્શનું ચિત્ર દોરું. એક સાખીમાં પણ કહ્યું છે કે, ક્ષત્રિયોને શૂરાતન ચડાવનાર ચારણ ભાગી જવામાં સૌથી પહેલા હોય છે.

પણ આનો અર્થ એ નથી કે કલ્પનાશક્તિની બક્ષિસ ચિત્તને નકામી મળેલી છે. કલ્પનાશક્તિ તીવ્ર

થયા વિના અનેક કર્તવ્યોમાં પ્રવૃત્તિ થઈ શકતી નથી, ભાવનાઓ જાગૃત થઈ શકતી નથી, નવીન શોધોમાં બુદ્ધિ ચાલી શકતી નથી અને સ્મૃતિ શુદ્ધ થઈ શકતી નથી.

આવી એક ઉપયોગી કલ્પનાશક્તિ તે સમાધાનકારક કલ્પના છે. જગતમાં આપણને અનેક અનુભવો એવા થાય છે કે જેના ખુલાસા આપણને ઇંદ્રિયો દ્વારા પ્રત્યક્ષપણે મળતા નથી. તેજનું સ્વરૂપ શું, વીજળીનું સ્વરૂપ શું, જગતમાં જણાતી વિષમતાનું કારણ શું વગેરે અનેક વિજ્ઞાન તથા તત્ત્વજ્ઞાનને લગતા પ્રશ્નોનું આપણને પ્રત્યક્ષ પ્રમાણ મળતું નથી, અથવા લાંબો વખત સુધી મળેલું હોતું નથી. જ્યાં સુધી પ્રત્યક્ષ પ્રમાણ ન મળે ત્યાં સુધી એ પ્રશ્નો વિષે ઉદાસીન રહેવું એ પણ આપણાથી થઈ શકતું નથી. બુદ્ધિને કોઈ પણ પ્રકારનો ખુલાસો જોઈતો હોય છે. આથી એ જુદી જુદી બુદ્ધિમાં ઊતરી શકે એવી કલ્પનાઓ કરે છે. એને વાદ (theory, hypothesis) કહે છે. વિકાસવાદ, પુનર્જન્મવાદ, માયાવાદ, અણુવાદ, તરંગવાદ (theory of vibrations) વગેરે વિજ્ઞાન કે તત્ત્વજ્ઞાનને લગતા દરેક શાસ્ત્રમાં આવતા વાદો એ પ્રત્યક્ષ પરિણામોનાં અપ્રત્યક્ષ કારણોની કલ્પના છે. વિશેષ અનુભવ મેળવવા માટે તેમ જ અનુભવસિદ્ધ ખુલાસો ન મળે ત્યાં સુધી બુદ્ધિની ભૂખ ભાંગવા માટે આવી કલ્પનાઓ ઊપજે છે. આ કલ્પનાનું સ્વરૂપ પણ સર્જક જ છે; અથવા એમ કહીએ તોયે ચાલે કે ઉપર કહેલી સર્જક કલ્પનાની આ જનેતા છે. પણ આ કલ્પનાના ઉપયોગ

અને ઉદ્દેશ સર્જક કલ્પનાથી નિરાળા પ્રકારના છે, અને બીજી બાજુથી એ અનુભવશોધક કલ્પના સાથે સંબંધ ધરાવે છે માટે એને જુદી ગણાવવી ઠીક છે.

આ કલ્પનાનું અંતિમ ધ્યેય સત્યની શોધ છે; એનો ઉગમ બીજા ક્ષેત્રોના અનુભવોમાંથી છે. આકાશમાં વીજળીની સાથે થયેલી ગર્જના કેટલીક ક્ષણ બાદ આપણે કાને સંભળાઈ, પણ અવાજ સંભળાયો એટલે આકાશમાંથી ઝીણી રજના જેવી વસ્તુ આવીને આપણા કાનમાં પેઠી એમ આપણને જણાતું નથી. અવાજ અમુક ગતિએ આગળ વધે છે એમ પણ જ્યારે આપણે પ્રયોગથી શોધ્યું ત્યારે સવાલ ઊઠ્યો કે એમ એક ઠેકાણે થયેલો અવાજ બીજે ઠેકાણે અમુક ઝડપે પહોંચવાનું કારણ શું? — આની આપણે શોધ કરવી છે. કેવા પ્રકારનો પ્રયત્ન કરીએ તો એ શોધ આપણને લાગે? અવાજની ગતિનું કારણ અમુક વસ્તુ હોય તો તેને આપણે પ્રત્યક્ષ જોઈ શકતા નથી. એ અમુક ગતિનો અનુભવ હોય તો તે ગતિ પણ આંખેથી આપણે પ્રત્યક્ષ જોઈ શકતા નથી. ત્યારે એવી કોઈ ગતિ આપણે આંખે જોઈ છે કે જેની ઉપમા અવાજની ગતિને આપી શકાય? આ પ્રમાણે વિચારતાં વિચારતાં વિજ્ઞાનશાસ્ત્રી જગતની સર્વે સ્થૂળ ગતિઓને તપાસે છે, અને પાણીમાં તરંગની ચાલ અને અવાજની ચાલમાં એને ઉપમા મળી આવે એમ લાગે છે. તે પરથી એક ઠેકાણે બે વસ્તુઓના અથડાવાથી હવામાં કોઈ પ્રકારના તરંગો થતા હશે એમ કલ્પના કરે છે. પછી એ કલ્પનાને આધારે અવાજ વિષે વધારે અભ્યાસ કરે છે, અને એ કલ્પના સાચી હોય તો શું પરિણામો આવવાં જોઈએ એ

વિચારે છે, અને તેવાં આવે છે કે નહિ તે તપાસે છે. તેમાં થતા અનુભવોને આધારે એ કલ્પનાના સ્વરૂપમાં ફેરફાર કરે છે અને વળી શોધ ચલાવે છે. આ રીતે કલ્પનાઓ દ્વારા એ સત્યની શોધમાં આગળ વધે છે. અનેક દેવોમાંથી દૈવી સંપત્તિ અને આસુરી સંપત્તિના અધિષ્ઠાતા બે દેવોની, તેમાંથી એક દેવની; અનેક તત્ત્વોમાંથી બે તત્ત્વોની, અને તેમાંથી એક તત્ત્વની; નિયતિમાંથી કર્મફળની; આમ વિચારસરણીઓનો આધાર લઈ તેનો અનુભવ લેતો, અનુભવ સમજાવવા કલ્પના કરતો, કલ્પનાને આધારે પુનઃ શોધ કરતો, તેમાંથી પાછી નવી કલ્પના કરતો કરતો મનુષ્ય વિજ્ઞાનશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાનમાં આગળ વધ્યો છે.

આવી રીતની સમાધાન માટે થયેલી કલ્પનામાંથી જ સર્જક કલ્પનાની ઉત્પત્તિ થઈ છે. એક લાંબો કાળ સુધી ટકી રહેલી સમાધાનકારક કલ્પનાને સામાન્ય જનોમાં સમજાવવા માટે એને વધારે મૂર્ત સ્વરૂપ આપવાની ઇચ્છામાંથી એ કલ્પનાનો વિસ્તાર કરવામાં આવે ત્યારે સર્જક કલ્પના બને છે. દા. ત. શીતળાના ઉપદ્રવને સમજાવવા કોઈ આસુરી દેવીની કલ્પના થાય, અને પછી એ કલ્પનાને સર્વમાન્ય કરવા માટે એની વાર્તાઓ જોડાય.*

* ડાર્વિનના વિકાસવાદને સમજાવવા Before Adam નામની નવલકથા આધુનિક કાળમાં થયેલું આવું એક પુરાણ કહી શકાય.

સમાધાનકારક કલ્પનાશક્તિનો આ દુરુપયોગ છે. અત્યાર સુધી થયેલી વિકાસવાદની કલ્પનામાં કશું સુધારવા વધારવાપણું રહ્યું જ નથી એવી એની પાછળ માન્યતા બંધાય છે: સત્યની શોધ અને પ્રચારમાં એ પાછળથી વિઘ્નરૂપ થાય છે.

હવે ત્રીજા પ્રકારની કલ્પના વિચારીએ:—

આનાં કેટલાંક ઉદાહરણો લઈએ.

ચીન, મલબાર, હરિદ્વાર વગેરેમાં જલપ્રલય થયો, જાપાનમાં ધરતીકંપ થયો, લડાઈમાં લાખો માણસની ખુવારી થઈ; એ સર્વેના સાક્ષી થવાનું થોડા માણસોને જ મળ્યું. આ પ્રસંગો એવા બન્યા કે જેમાં સહીસલામત રહેલી સર્વ પ્રજા ઉપર વિપત્તિમાં પડેલી પ્રજાને મદદ કરવી આવશ્યક ગણાય. પણ એ મદદ કરવાની વૃત્તિ કેમ ઊઠે અને કોને ઊઠે? જેની કલ્પનાશક્તિ એ પાણીના ધોધને, એ ધરતીકંપમાંથી પ્રગટેલા નગરવ્યાપી અગ્નિને, લડાઈના ભયાનક દેખાવને પોતાની નજર આગળ ચીતરી શકે, પાણીમાં તણાઈ જવું એટલે શું, ઘરબાર પડી જવાં, બળી જવાં, એના કાટમાં દટાઈ જવું, ધુમાડામાં ગૂંગળાઈ જવું, લડાઈમાં ગોળી વાગવી, હાથપગ છૂટા પડી જવા, બાળકનું માતાપિતાથી વિખૂટાં પડવું, પહેરેલ કપડે દેહની રક્ષા માટે જ્યાં નસાય ત્યાં નાસવું એટલે શું—આ બધા બનાવોના અને એમાં રહેલી વેદનાઓનો ચિતાર જ કરી શકે નહિ એવી મંદ કલ્પનાશક્તિવાળો જે માણસ હોય, તેને આ બધા સમાચાર સાંભળી આપણે માથે કાંઈ જવાબદારી આવી છે એનું ભાન થઈ શકતું નથી. ભાવના અને કર્તવ્યબુદ્ધિ જાગ્રત થવા માટે એને કલ્પનાથી આ ચિતારનો અનુભવ લેવાની શક્તિ હોવી જોઈએ.

ઘણી વાર આપણે લોકોને એમની નિષ્ઠુરતા માટે દોષ દઈએ છીએ; બીજાની વેદનાથી એમના ચિત્તના તાર હાલતા નથી એટલું જ નહિ, પણ એમાંથી ઊલટો એ કાંઈ આનંદ

મેળવતા પણ જણાય છે. ઊંડું તપાસતાં જણાશે કે, એ માણસોની કલ્પનાશક્તિ જ બહુ મંદ હોય છે. આંખ ફોડવાથી શું થાય, પગ લંગડો થવાથી કેવી વેદના થાય, દાઢ દુખવાથી કેવું લાગે, ભૂખમરો એટલે શું, એનો એ કલ્પનાથી અનુભવ લઈ શકતા નથી, અને એવી વેદના અનુભવનાર ચીસો પાડે એટલે દયા આવવાને બદલે એ કંટાળે છે, અથવા લંગડું—આંધળું પ્રાણી જે અસામાન્ય રીતે વર્તે તેથી એમને નવાઈ લાગી આનંદ થાય છે.

એ જ રીતે વિજ્ઞાનશાસ્ત્રોની વિવિધ શાખાઓ કલ્પનાશક્તિ વિના આગળ વધી શકતી નથી. વિદ્યાર્થીને સરવાળાની રકમો સીધેસીધી રીતે લખાવીએ તો ઝટ લઈને એ ઉત્તર કાઢી આપે છે; પણ એ જ રકમોને આટલી કેરી, આટલાં જાંબુ વગેરે કૂટ રીતે લખાવીએ તો એ મૂંઝાઈ જાય છે. આનું કારણ એ છે કે, વ્યવહારોને નજર આગળ થતા કલ્પવાની એની શક્તિ નથી હોતી. કેટલાયે વિદ્યાર્થીઓ ભૂમિતિના સિદ્ધાંતોને પુસ્તકમાં આપેલી રીતે બરાબર કરી બતાવે છે; પણ એના પરથી નીકળતા ઉપસિદ્ધાન્તોને કરી આપી શકતા નથી. બીજગણિત કે ત્રિકોણગણિતમાં ગુરુસૂત્રો (formulae) ને સિદ્ધ કરી શકે છે, પણ એનો વ્યાવહારિક ગણિતમાં ઉપયોગ નથી કરી શકતા. આ બધાનું કારણ એ જ કે, એ સિદ્ધાંતો અને ગુરુસૂત્રોની પાછળ રહેલા સત્ય વ્યવહારોની એ કલ્પના નથી કરી શકતા. એ સિદ્ધાંતો અને ગુરુસૂત્રો એમને કેવળ તાર્કિક કસરત જેવાં લાગે છે, અને પરીક્ષામાં પસાર થયા વિના છૂટકો નહિ એટલે એટલી ગોખણપટ્ટી કરી ગાડું ગબડાવ્યે જાય છે.

પણ આ બધી કલ્પનાશક્તિની પાછળ જે માનસિક શક્તિનો ઉપયોગ થાય છે તેમાં અને ઉપર વર્ણવેલી સર્જક કલ્પનામાં ભેદ છે. આ કલ્પનાશક્તિ એટલે કેવળ અનુભવને તીવ્રપણે જાગ્રત કરવાની અને એનો ફેલાવો (magnification) કરવાની શક્તિ. સ્પષ્ટ સ્મૃતિ અને આ અનુભવમૂલક કલ્પનાશક્તિમાં થોડોક જ ભેદ છે.

જોયેલી વસ્તુનું આબેહૂબ ચિત્ર, સાંભળેલો અવાજ જાણે ફરી સાંભળતા હોઈએ એવો ભણકારો, ખાધેલી વસ્તુ જાણે આ ક્ષણે પણ આપણા મોઢામાં હોય એવી ધારણા — એ સર્વને યથાર્થ કલ્પના પણ કહી શકાય અને સ્પષ્ટ સ્મૃતિ પણ કહી શકાય. માત્ર અનુભવેલા વિષયની અને અનુભવ જેટલી જ કલ્પના એ સ્મૃતિ કહેવાય. આવી સ્પષ્ટ સ્મૃતિ સાત્ત્વિકતાને અંગે પ્રાપ્ત થાય છે; અને એનો વિકાસ જેટલો થાય તેટલો યોગ્ય છે. બાળકને એક નવો પદાર્થ બતાવવામાં આવે, એ એનું બરાબર અવલોકન કરી લે. પછી એ પદાર્થ ત્યાંથી ખસેડવામાં આવે ત્યારે એને નજર આગળ જાણે જોઈ શકતો હોય તેમ જ્યારે લાગે ત્યારે એની તે સ્મૃતિ ઉપયોગી શક્તિ ગણાય. એવી સ્મૃતિ અનેકાવધાન તેમ જ એકાગ્રતા બંનેમાં ઉપયોગી છે. એવી સ્મૃતિ વિના ચિત્રકારને ન ચાલે.

એ જ સ્મૃતિનો થોડો ફેલાવો કે સંકોચ કરવામાં આવે એટલે એ અનુભવશોધક કલ્પનાશક્તિ થાય. એક દુષ્કાળપીડિત માણસ કે ઢોરના અનુભવથી એવા સેંકડોની સ્થિતિની કલ્પના થવી, થોડી વેદનાના અનુભવ પરથી એવા જ પ્રકારની તીવ્ર વેદનાની કલ્પના થવી, એ પણ મનુષ્યને

એકબીજાનાં સુખદુઃખમાં સમભાવપૂર્વક ભાગ લેવા માટે જરૂરી છે.

આ પણ એક પ્રકારની સર્જક કલ્પના જ છે; પણ એનો ઉપયોગ કેવળ કાનેથી સાંભળેલા ખરા બનાવોનું બરાબર ભાન થવા માટે છે.

સર્જક કલ્પના પણ એક રીતે તો અનુભવમૂલક કહી શકાય; કારણ કે અંતે તો સર્વ વિચાર માત્રનો પાયો અનુભવ જ હોય છે. પણ એમાં પહેલાં એક અનુભવશોધક કલ્પનાનો ફેલાવો કરવામાં આવે; પછી બીજી અનુભવશોધક કલ્પના લેવામાં આવે; પછી એ બેની વચ્ચે કાંઈક સંબંધ જોડવા પ્રયત્ન કરવામાં આવે; એટલે અનેક છૂટાં છૂટાં સત્ય સ્મરણોને અસત્ય દોરીમાં ગૂંથી દેવામાં આવે; એવી રીતે, કોઈ બનેલા બનાવને ઓળખવા માટે નહિ પણ અનુભવશોધક કલ્પનાઓની ભેળસેળ કરી ચિત્તરંજન માટે એક રમત રમવામાં આવે છે. આ રમત ચિત્તને એક પ્રકારની કસરત આપે છે. જેટલે અંશે પત્તાં કે સોગટાં-બાજી રમવાની રમત ઉપયોગી ગણી શકાય, તેટલે અંશે એનો કલ્પના કરનારને ઉપયોગ થઈ શકે. પણ જેમ પત્તાં કે સોગટાંબાજીમાં ફુરસદવાળો માણસ જ વધારે સમય આપી શકે, તેમ આમાંયે સમજવું. હા, પત્તાં કે સોગટાંબાજી રમનારાને સમાજ પૈસા નથી આપતો; આવી સર્જક કલ્પનાઓથી બીજા લોકોનું પણ કાંઈક ચિત્તરંજન થઈ શકે છે, એટલે એમાં કાંઈક ધનપ્રાપ્તિ થઈ શકે છે. પણ મનુષ્યત્વના વિકાસની દૃષ્ટિએ એની કિંમત બહુ ભારે નહિ આંકી શકાય.

# નોંધ ૧ લી

શ્રી. ગિજુભાઈએ એક ચર્ચા વખતે કાલ્પનિક વાતોના પક્ષમાં ત્રણ મુદ્દા રજૂ કર્યા :

પહેલો મુદ્દો એ કે, વિકાસશાસ્ત્રે ઠરાવેલા સિદ્ધાંતો પ્રમાણે બાળક પોતાના પૂર્વજોની આદ્યાવસ્થાનો પ્રતિનિધિ છે. જે સ્થિતિમાં એક વાર પ્રજાના મોટી ઉંમરના માણસો પણ હતા, તે સ્થિતિમાં આજે બાળક છે. પ્રજાની આદ્યાવસ્થામાં માણસો કલ્પનાવશ હતા; તેઓ જાનવરોને માણસોના જેવી વાચાવાળાં માનતા, કુદરતી બનાવોને તેની પાછળ રહેલા કોઈ દેવના ઇરાદાથી થતા માનતા. બાળક પણ એ જ સ્થિતિમાં હોય છે. બાળકને મન લાકડાની ઢીંગલી, લાકડાની ચકલી લાકડું નથી; એ એની જોડે વાતો કરે છે, એને લડાવે છે, ધમકાવે છે, અને જાણે પોતાના જેવું માણસ હોય એમ વ્યવહાર કરે છે. આગળ ઉપર એની મેળે જ એ સ્થિતિમાંથી તે નીકળી જાય છે; પછી એ બીજા પ્રકારની સૃષ્ટિમાં મગ્ન થાય છે. એ કાળે એને પરાક્રમ, ચાલાકી વગેરે કર્તૃત્વથી ભરેલાં બ્યાનો તથા સાહસભર્યાં કામોમાં રસ પડે છે; કારણ કે પ્રજા આદ્યાવસ્થામાંથી નીકળ્યા પછી એવી અવસ્થામાંથી પસાર થઈ હતી. આ કાળમાં નીતિવિચારે પ્રધાનપદ નથી લીધેલું હોતું, પણ–તેજ–ઓજસ–નું પ્રધાનપણું હોય છે. ત્યાર પછી શૃંગાર એના ચિત્તને આકર્ષે છે. ઇત્યાદિ.

આ કારણથી બાળકને એની લાયકાત પ્રમાણેના ખોરાકથી દૂર રાખવો યોગ્ય નથી. બાળકની જે લાયકાત હોય તેથી ઊંચી જાતની વાતો એને કરવાથી

એ તેમાંથી કશો જ રસ લઈ શકતો નથી, અને પોતાની લાયકાત પ્રમાણેની વસ્તુ મેળવવા આડકતરા માર્ગો લેવા પ્રયત્ન કરે છે. એથી એ પોતાને નુકસાન પણ કરે.

આ દલીલ વિચારવા જેવી છે એમ મારે કબૂલ કરવું પડે છે. આ બાબત પર વિચાર મેળવવાની હું છૂટ રાખું છું એમ મેં ઉપર જ કહ્યું છે. એટલે જો મારે મારા વિચારોમાં ફરક કરવો પડે તો તેમ કરવામાં મને સંકોચ થવાનો નથી.

પણ આગળ આવનારા વિકાસવાદ વિષેના નિબંધોમાં મેં જણાવ્યું છે તેમ, આ દલીલમાં વિકાસ–સિદ્ધાંતનું એકતરફી અવલોકન છે. બાળકના શારીરિક વિકાસનો ક્રમ તપાસતાં જણાશે કે બાળક પહેલાં નિરાધારપણે જમીન પર પડેલું રહે છે, પછી પાસું ફેરવતાં શીખે છે, પછી બેસતાં, પછી ગૂંઠણિયા ખેંચતાં, પછી ઊભા રહેતાં, મદદ લઈને ચાલતાં અને છેવટે સ્વતંત્રપણે ચાલતાં શીખે છે. દરેક બાળકને આ બધી હાલતોમાંથી પસાર થવું આવશ્યક છે એ વાત સાચી; પણ બાળક જો નીરોગી રહે અને વધતું રહે તો આ બધી દશાઓમાંથી એની મેળે જ આગળ ચાલવાનું. જો માબાપ કાંઈ દરમ્યાનગીરી કરે તો તે એને ઉપરની ભૂમિકામાં લઈ જવાના પ્રયત્નની અને નીચલી ભૂમિકામાં બને તેટલો ઓછો કાળ ગાળે એવી. માબાપ અધીરાં થઈ એને બીજે મહિને જ પાસું ફેરવવાની ઉતાવળ નહિ કરે; પણ કોઈ મજબૂત બાળક બીજે મહિને એવો પ્રયત્ન કરવા માંડે તો માબાપ એને એવી જાતની અનુકૂળતા કરી આપશે, રોકશે નહિ. બાળક ઊભું થવા પ્રયત્ન કરે તો તુરત જ

માબાપ એને એમ કરવામાં મદદ કરશે, પણ રોકશે નહિ. માબાપની ઇચ્છા એવી રહેવાની કે, બાળક નીચલી દશામાં ઓછામાં ઓછો કાળ ગાળે.

વળી ઘણાંખરાં બાળકો જીવનના એક સમયમાં માટીમાં રમવાની અને તે ખાવાની સ્થિતિમાંથી પસાર થાય છે. છતાં કદી કોઈ માબાપ એને માટી ખાવાની અનુકૂળતા કરી આપતાં નથી. ઊલટું એ સ્થિતિમાંથી એ ઝટ નીકળી જાય એવી જ કાળજી લે છે.

એ જ નિયમ માનસિક વિકાસને લાગુ પડે છે. બાળક ભલે ચકલા–ચકલીની અને પરીઓની કલ્પનાની ભૂમિકામાં કેટલોક વખત રહે. પણ શિક્ષકનું કર્તવ્ય એને એ ભૂલમાંથી કાઢવાનું છે; એના ભ્રમોને પોષવાનું નથી. વાદળાની ગર્જના સાંભળી, એ કોઈ રાક્ષસ બરાડે છે કે વરસાદની ધારાઓ પડતી જોઈ આકાશમાં મોટાં પીપો ચાળણીમાંથી ઠલવાય છે એવી એવી બાળક ભલે કલ્પના કરે; ભલે એ તુળસીના છોડ સાથે કે ખાટલાના પાયા સાથે વઢવેડ કરતું બેસે, કે ઢીંગલીને ઘોડિયામાં નાંખી હીંચકા નાંખે. પણ શિક્ષકનું કર્તવ્ય એની એ કલ્પનાસૃષ્ટિને પોષવાનું નથી; એ સૃષ્ટિનો જબરદસ્તીથી નાશ કરવાનુંયે નથી. એની ઇચ્છા તો એને ભ્રમમાંથી કાઢી સત્ય અવલોકન પર લાવવું એ છે. બાળક બાલોચિત કલ્પના કરે તે એક વાત છે, અને શિક્ષક એને એવી એવી વાતો કહી એની એ ટેવને પોષણ આપે એ જુદી વાત છે.

વળી એક બીજી વાત વિચારવાની છે. જે જમાનામાં જાનવરોની વાતો અને પરીઓ કે દેવતાઓની કલ્પનાઓની

ઉત્પત્તિ થઈ ત્યારે એ ઉત્પત્તિ માત્ર ગમ્મત માટે થઈ નહોતી. તે જમાનાના મોટા માણસોને એવી વાતોમાં રસ પડતો તેથી એ વાતો રચવા બેઠા એ ખરું નથી. પણ જાનવરોની ક્રિયાઓ, કુદરતી બનાવો વગેરેનું અવલોકન કરનાર માણસોએ એનાં કારણોની શોધખોળ કરતાં એમની બુદ્ધિમાં તે વખતે એ બાબતના જે ખુલાસાઓ એમને સૂઝયા તેમાંથી એ વાતોની ઉત્પત્તિ થઈ છે એમ કહેવું જોઈએ. અમુક રોગ ફાટી નીકળ્યો, એકાએક અનેક જીવની ખુવારી કરી નાંખનાર મેઘવૃષ્ટિ થઈ, તો તેની પાછળ કોઈ ખાસ દેવ હોવો જોઈએ એવી કલ્પના થઈ ને એને લગતી વાતો નિર્માણ થઈ. એ દેવો અને જાનવરો એમનાં જીવન સાથે ઓતપ્રોત થયેલાં એમને લાગતાં હતાં; એમાં કેવળ વાર્તાનો રસ નહોતો. એ જ રીતે પરાક્રમના યુગમાં આપણા પૂર્વજો પરાક્રમની વાતો સાંભળવાના રસિયા હતા એમ નહિ, પણ સાહસ અને પરાક્રમ એમનું રોજનું જીવન હતું. એ જીવનને અંગે એ વૃત્તિને પોષનારી વાતો એમને માટે યોગ્ય હતી. એ વાતો એમને માટે અસત્ય નહિ પણ સત્ય હતી. શિવાજી મહારાજને રામાયણ અને મહાભારતની વાતો કેવળ મનોરંજન નહોતી, પણ એમાં એમનું પોષણ હતું. આ ન્યાયે, બાળક કલ્પનાના યુગની ભૂમિકામાં હોય તો ભલે પ્રાણીઓ અને કુદરત સાથે એને ભેળવો, એનું એને અવલોકન કરાવો, અને એ વિષેના એની બાળકબુદ્ધિથી એ ખુલાસા મેળવવા પ્રયત્ન કરે એવી રીતે એને દોરો. આપણી આજની વૈજ્ઞાનિક દૃષ્ટિથી ભલે એ ભૂલ ભરેલા લાગતા ખુલાસા કાઢે. પણ એને માટે એ ઇરાદાપૂર્વક અસત્ય નથી. પછી

કેળવણીકારનું કર્તવ્ય વધારે અવલોકન કરાવી ભૂલો તરફ એનું ધ્યાન દોરી એની ભ્રમભરી કલ્પનાઓ છોડાવવાનું રહે. પણ જ્યારે શિક્ષક પોતે એના મનોરંજન માટે જાનવરો અને પરીઓની વાતો કહેવા બેસે ત્યારે તે એની બુદ્ધિમાં ઇરાદાપૂર્વક અસત્ય કલ્પના ભરે છે.

એ જ રીતે બાળક જ્યારે પરાક્રમની ભૂમિકામાં હોય ત્યારે એને પરાક્રમ અને સાહસના જીવનમાં દોરવામાં આવે તો એ લેખે ગયું ગણાય. બાળક કેવળ પરાક્રમ અને સાહસની વાતો સાંભળે, મનમાં મોટા મોટા તરંગો દોડાવે, અને જાગીને જુએ ત્યારે પાંજરાના જેવા ઈંટચૂનાથી બાંધેલા મકાનમાં પલાંઠી વાળીને બેઠેલાં શિક્ષક કે ડોશીમા પાસે ટાઢા પહોરની 'વાતો' જ સાંભળવાની હોય. એમનું રોજનું જીવન તો દફતરનો ભાર માથે મૂકી 'નિશાળમાંથી નીસરી જવું પાંસરા ઘેર'નું હોય! એના જીવન અને એની વાતો વચ્ચે કેવળ અમેળ! વિકાસશાસ્ત્રના સિદ્ધાંતોમાં આપણને શ્રદ્ધા હોય તો તો સારી રીત એ છે કે, એને સાહસ ખેડવાની અનુકૂળતા કરી આપો, એના જીવનમાં સાહસ મૂકો. એ એની મેળે સાહસી જીવનમાં થોડા કાળ રહી આગલી દશામાં જશે. પણ એવા જીવન વિના એવી વાતોથી, શાર્પ કહે છે તેમ, 'નકામી લાગણી ઉત્પન્ન થાય છે.'

પણ શ્રી. ગિજુભાઈનો બીજો મુદ્દો એ હતો કે એ પૂર્વજોનાં જીવનમાં કેટલુંક અશુદ્ધ પણ હતું. તેમણે એવી જાતના જીવનમાં કેટલાંયે એવાં કામો કર્યાં હશે જે આપણી આજની નૈતિક લાગણીને દૂભવે છે. એ જીવનમાં બાળક સાક્ષાત્ વસડાય એ તો ન જ પાલવી શકે;

આજની સંસ્કૃતિના લાભમાંથી એને દૂર તો ન જ રાખી શકાય, એમ ડો. મૉન્ટેસ્સોરીનું પણ કહેવું છે. એટલું બંધન એને માથે જોઈએ જ. અને એ હાલતમાંથી એને પસાર થવું પડે એમાંયે શક નહિ. ત્યારે વચલો ઉપાય લેવો રહ્યો; તે એ કે, એ યુગની વૃત્તિઓનો એ માનસિક ઉપભોગ લે. વનરાજની માફક કેટલોક વખત બીજા છોકરાઓની ટોળી કરી ગામને તોબા પોકરાવે એ કાંઈ નાગરિકોના યુગમાં પાલવે! માટે એને માનસિક સૃષ્ટિમાં વનરાજ અને શિવાજીનું જીવન ગાળવા દેવું એ સલામતીભર્યો ઉપાય છે. સાચું. સલામતી ખરી. પણ કોના સ્વાર્થની દૃષ્ટિએ? નાગરિકોની કે બાળકોના સ્વયંવિકાસની દૃષ્ટિએ? ખરી રીત તો એ ગણાય કે, બાળકને આપણે સાહસ અને પરાક્રમ ખેડવાના યોગ્ય માર્ગો શોધી આપીએ, અને એ જીવનની ભૂલ તરફ એનું પહેલું લક્ષ ખેંચાય એવી યોજનાઓ શોધીએ. અસ્તુ.

શ્રી. ગિજુભાઈનો ત્રીજો મુદ્દો એ હતો કે, વાર્તા કહેનારના પોતાના જીવનની દૃષ્ટિએ પણ કાલ્પનિક વાર્તા કહેવી જોઈએ. માણસનો ઉત્તરોત્તર વિકાસ થાય છે એ સાચું, પણ તેથી એની આગલી દશા સાવ છૂટી જતી નથી. ઊલટું, દરેક માણસ પોતાના આગલા જીવનમાં જવા વારંવાર ઇચ્છતો હોય છે. આને ગિજુભાઈ જીવનું બાળસ્વભાવ પ્રત્યે વલણ કહે છે. ઘરડો માણસ બાળક જેવો બને છે; માંદો માણસ બાળક બની 'ઓ. બા,' 'ઓ, બાઈ' એમ બૂમો પાડે છે; માબાપ બાળકની આગળ બાળક જેવા થવાની ચેષ્ટા કરે છે. દરેક જણ

પોતાની નિર્બળતાના વખતમાં મરદપણાનું અભિમાન છોડી બાળવૃત્તિ ધારણ કરવા ઉત્સુક રહે છે. આ એક નિયમ જ છે, અને શિક્ષક પણ એ નિયમનો ત્યાગ કરી શકતો નથી. શિક્ષકને પણ બાળક થવાની ઇચ્છા થાય છે, અને તેથી આલોચિત વાતો કહેવા અને જોડવાની એને પ્રેરણા થાય છે.

આ અવલોકન સાચું છે એ હું સ્વીકારું છું. પણ એવો નિયમ છે — એટલે બાળસ્વભાવમાં ક્યારે ક્યારે ઊતર્યા વિના ચાલે જ નહિ એવો અચળ નિયમ છે કે કેમ એ વિષે શંકા છે. છતાં, એવો નિયમ છે એમ સ્વીકારતાંયે એ નિયમનો અમલ નિર્બળતાની ઘડીમાં થાય છે એ યાદ રાખવાનું છે. મનોબળ કામ આપે ત્યાં સુધી માંદો માણસ પણ બાળક જેવા વર્તન પર અંકુશ રાખે છે; એના એ વર્તનનું તેને અભિમાન નથી થતું, શરમ લાગે છે. એને દાખવવી પડતી દીનતા માટે એ દુ:ખી થાય છે. સમજદાર વિકાસ પામેલો માણસ બાળસ્વભાવની સરળતા, સહજતા, નિરભિમાનતા એ હંમેશાં રાખવા પ્રયત્ન કરે છે, પણ બાળસ્વભાવની નિર્બળતા, અજ્ઞાન કે અનિયંત્રિત વર્તનને નથી સંઘરતો. શિક્ષકને કાલ્પનિક વાતોનો અત્યંત રસ હોય તો એ પોતાની નિર્બળતા છે એમ જુએ, પણ એમાં પોતાનો વિકાસ ન જુએ. નિર્બળ દશાનું વર્તન એ કોઈ આદર્શ ન થઈ શકે.

આ સાથે જ એક બીજા મિત્રે રજૂ કરેલો ચોથો મુદ્દો પણ વિચારું છું. એમનું કહેવું એમ છે કે, અસત્યને સત્ય તરીકે ઓળખાવવા પ્રયત્ન કરીએ ત્યારે સત્યનો ભંગ થાય એ સાચું છે. પણ એક કાલ્પનિક વાર્તા હોય તેને

બાળક કાલ્પનિક છે એમ સમજીને જ સાંભળે ત્યાં છેતરપિંડી નથી. એટલે તેને સત્ય ન કહો તોયે તે અસત્ય પણ ન કહેવાય. સર્વ વસ્તુઓના સત્ય અને અસત્ય એવા બે જ ભાગો પાડવાની જરૂર નથી; એક ત્રીજો વિભાગ પણ થઈ શકે જે ન સત્ય — ન અસત્ય એવો કહેવાય. અસત્યને અસત્ય તરીકે ઓળખીને તથા ઓળખાવીને જે કલ્પના રજૂ કરવામાં આવે તે આ વિભાગમાં મૂકવી જોઈએ.

મહાન સિદ્ધાંતો સમજાવવામાં આવી કાલ્પનિક વાતોની જેવીતેવી કિંમત નથી. ટૉલ્સ્ટૉયે નાની નાની વાતો દ્વારા પોતે કરેલા ગૂઢ વિચારોને કેવી સચોટ રીતે સમજાવ્યા છે? પુરાણકારોના પ્રયત્નોમાં ઘણી જગ્યાએ આમાં હદ ઓળંગાઈ ગઈ છે, પણ તોયે એમણે વાર્તાઓ મારફત કેટલાયે ઊંચા સંસ્કારો પ્રજાને આપ્યા છે. આજના ઇતિહાસસંશોધકો કહે છે તે સાચું હોય કે રામાયણ એ વાલ્મીકિની કલ્પના જ હશે, એને વાસ્તવિકતા સાથે કશો સંબંધ નહિ હોય, તોયે એણે આર્યોને સંસ્કારી કરવામાં કેટલો ભારે ફાળો આપ્યો છે?

ખરું પૂછતાં, જે નિયમનો આપણને વ્યવહારમાં ઘણી વાર નાના પ્રમાણમાં ઉપયોગ કરવો પડે છે, તેનો થોડોક વધારે ઉપયોગ જ આમાં કલ્પનાકાર કરે છે. એવું શું ઘણી વાર નથી બનતું કે આપણે એકાદ ખરી બનેલી હકીકત બીજાને કહેવા ઇચ્છીએ છીએ, પણ એમાંનાં પાત્રો જીવતાં માણસો હોવાથી આપણે એમનાં નામો જણાવવા નથી ઇચ્છતા? એમાં કાંઈક એમની નિર્બળતા ઉઘાડી

પડે એવું હોય, અથવા એમને વિષેની એમની વાત બહાર પડવાથી એમની લાગણી દુભાય એમ હોય, કે કોઈ બીજા કારણસર આપણે શું એમ નથી કહેતા, કે આપણે એને 'क' કે કલ્યાણજી કહીને ઓળખીશું ? એમાં વાતો સાચી હોય છે પણ નામફેર કરેલો હોય છે. નામફેર થયેલો છે એ તમે જાણો પણ છો. તો પછી આમાં હવે સત્યનો ભંગ ક્યાં આવ્યો ? એ જ પ્રમાણે એકાદ ટૉલ્સ્ટૉયની વાત લો. દાખલા તરીકે, 'માણસ કેટલી જમીનનો માલિક હોઈ શકે ?' એ વાત કાલ્પનિક છે; જે સિદ્ધાંત સમજાવવા એ રચાઈ છે તે સિદ્ધાંત સત્ય છે; એના ઉપર રચેલું ચિત્ર કાલ્પનિક છે, અને એ કાલ્પનિક છે એમ તમે બરાબર જાણો છો. તમને ભ્રમમાં એક ક્ષણ પણ નથી રાખ્યા. અહીં સત્યનો ક્યાં ભંગ થાય છે ?

આ મુદ્દાનો જવાબ આપવો મને બહુ કઠણ લાગે છે. કારણ કે, વાત એ છે કે, સર્જક કલ્પનાના વિષયમાં મારો તાત્ત્વિક દૃષ્ટિએ ગમે તે વિચાર બંધાયો હોય, તોપણ હકીકતમાં આવી વાર્તાઓ વિષેનો મારો રસ ગયો નથી. આવી કેટલીક વાર્તાઓએ મારા જીવન ઉપર પણ ઘણી અસર પાડેલી છે.

પણ ઉપરના મુદ્દામાં એક સમગ્ર ભૂલભરેલી છે. કોઈ પણ વસ્તુ સાથે ચિત્ત તદાકાર થાય છે ત્યારે જ એ વસ્તુની આપણા ઉપર ઊંડી અસર પડે છે, અને એ વસ્તુની અસત્યતાનું વિસ્મરણ થયા વિના એની સાથે ચિત્ત તદ્રૂપ થઈ શકતું નથી. હરિશ્ચંદ્ર કે એવું કોઈક કરુણરસિક નાટક જોઈને પ્રેક્ષકોની આંખમાંથી આંસુ વહેવા માંડે છે એમ

ઘણાઓએ જોયું અને અનુભવ્યું હશે. જે ક્ષણે એ આંસુ વહે છે તે વખતે, 'આ તો એક નાટક છે; આ હરિશ્ચંદ્ર અને તારામતી કેવળ બે નટો જ છે અને પૈસા માટે જ વેષ ભજવી રહ્યા છે,' એ હકીકતનું વિસ્મરણ થાય તો જ એ તદાકાર થઈ શકે છે. એની આંખમાંથી આંસુ ચાલતાં હોય ત્યારે કોઈ એને કહે, 'એ ભાઈ, આ તો નાટક છે, રડે છે શાનો?' તો એનાં આંસુ અને આંસુ સાથે રસ પણ ઊડી જાય છે. અને તેની સાથે નૈતિક અસર પણ ભૂંસાઈ જાય છે.

એ જ પ્રમાણે કાલ્પનિક વાર્તા કાલ્પનિક છે એમ ભલે સાંભળનાર પહેલાંથી કે પાછળથી જાણે; પણ જો એ વાર્તા એના ચિત્ત ઉપર કાંઈ અસર ઉપજાવી શકે છે, તો તે એ ખોટી છે એ વાતને ભુલાવીને જ. એને સાચી માન્યા વિના ચિત્ત એની સાથે તદ્રૂપ થઈ શકે જ નહિ અને અસત્યમાં સત્યનો ભ્રમ બાંધવાની ટેવ પડી હોય, તો તેને તમે વાક્યે વાક્યે 'ભાઈ, આ કલ્પના છે.' 'ભાઈ, આ કલ્પના છે' એમ કહો તોયે, કાં તો એને તે ભૂલી જશે, અથવા એ વાર્તા એને કશાયે અર્થ વિનાની થશે.

સિદ્ધાંતને વાર્તા મારફતે સમજાવનારની પણ તેવી જ સ્થિતિ થાય છે. જો પોતાના સિદ્ધાંત એ પોતાના જીવનમાં ઉતારવા ઇચ્છતા હોય, તો આવો કલ્પનાનો વિલાસ એને થોડો કાળ સ્વપ્નસૃષ્ટિમાં રાખે છે, પણ એના જાગ્રતસૃષ્ટિમાં એનો અમલ કરવામાં એ સફળ થતો નથી.

હા, આવા કોઈ ઉદાર સિદ્ધાંત પર રચાયેલા જીવન-ચિત્રની કલ્પનામાં માત્ર કલ્પના કરતાં કાંઈક વધારે હોય

છે ખરું. એ એક સંકલ્પનું બીજ છે; અને તે સંકલ્પ કોઈક કાળે જગતમાં સ્થૂળ રૂપે સિદ્ધ થવાનો. વાતરૂપે એ ક્રિયાપદોનાં ભૂતકાળનાં રૂપો વાપરી લખાયેલી હોય છે; પણ ખરી રીતે એ ભવિષ્યવાણી હોય છે. છતાં જેટલે અંશે એમાં અયથાર્થતા આવે છે એટલે અંશે એ કલ્પનાકારને, કહેનારને તેમ જ સાંભળનારને કાંઈક ભુલાવામાં નાંખ્યા વિના નથી રહેતી અને સંપૂર્ણપણે ભવિષ્યવાણી નથી થઈ શકતી. ભલે એટલી ભૂલમાં રહ્યા વિના છૂટકો ન હોય, કે એટલી ભૂલ દરગુજર કરવી જરૂરી હોય, પણ એમાં કાંઈક દોષ છે, અસત્ય છે એ સ્વીકાર્યા વિના નથી ચાલતું. અને તે જાણ્યા છતાં એમાં જે રસ લાગે છે તે મોહ છે એમ માનવું પડે છે.

આ પ્રમાણે આ મુદ્દાઓ ઉપર મને વિચાર સૂઝે છે. પણ એક વસ્તુ હું સ્પષ્ટ કરવા ઇચ્છું છું. વાર્તાની સામે કોઈ જાતની ઝુંબેશ ઉઠાવવાની હોંશથી મેં મારો નિબંધ લખ્યો નથી. મારો પોતાનો વાર્તા વિષેનો શોખ જાગ્રત છે.

કલ્પનાશક્તિનોયે હું વિરોધી નથી. અંતઃકરણની એક અદ્‌ભુત શક્તિનો હું વિરોધી થઈ વિકાસની ઇચ્છા કેમ રાખી શકું? પણ માણસની આધ્યાત્મિક ઉન્નતિમાં, એના સર્વાંગી વિકાસમાં, એની સત્યની શોધમાં કલ્પના-શક્તિની કેળવણી કેવી રીતે ને કેટલે દરજ્જે મદદગાર થઈ શકે એ જ દૃષ્ટિએ મેં એનો વિચાર કર્યો છે; અને એ દૃષ્ટિએ એમાં જેટલે અંશે અસત્યનું ઇરાદાપૂર્વક પોષણ

કરવાનો સ્વભાવ કેળવવામાં આવે છે તેટલે અંશે એ સત્યની શોધમાં અને આત્મોન્નતિમાં વિઘ્નરૂપ છે એમ મને લાગ્યું છે અને તે કહેવું પડયું છે.

એક તો ગુજરાતી ભાષામાં વાર્તાઓનો ભંડાર જોઈએ તેટલો મળતો નથી, તેમાં વાર્તા સાચી છે કે ખોટી એ જોવાની જવાબદારી શિક્ષકો ઉપર નાંખું, એટલે વાર્તા કહેનારે દેવાળું જ કાઢવાનું રહ્યું એમ એક સ્નેહી બંધુએ ટીકા કરી. સાચું છે. વેપારીઓ પણ કહે છે કે, સત્યનો ભંગ વેપારમાં ન જ કરાય એવું લફરું અમારા છોકરાઓને ગળે વળગાડશો તો હવે અમારે દેવાળું જ કાઢવાનું રહ્યું! પણ તેથી વેપારમાં તો ખોટું બોલાય એમ બાળકને કહી શકાવાનું હતું? તેમ વાર્તાનું દેવાળું નીકળે તેથી વાર્તામાં તો ખોટું બોલાય એમ કહી શકાય? આપણે સત્યના ઉપાસક થવું હોય તો કંજૂસની માફક સત્યને સેવવું જોઈશે.

## નોંધ ૨૭

ઉપર લખેલા વિચારોમાં થોડાક સુધારાને અવકાશ છે એમ હું જોઈ શકું છું. "દૂધનો દાઝેલો છાશ પણ ફૂંકીને પીએ" એ સાચું હોય; પણ એ કાંઈ પીનારનું ડહાપણ સૂચવતું નથી. એને દૂધ છે કે છાશ અને ગરમ છે કે ટાઢું એ મોઢે માંડયા પહેલાં પારખતાં આવડવું જોઈએ.

બીજું, કલ્પનાના બીજા બે પ્રકારોનો ઉપયોગ હોય તેથી સર્જક કલ્પનાને શું? એ શક્તિનો પણ ઉપયોગ

હોવો જ જોઈએ. સર્જક કલ્પના વિનાનો મનુષ્ય સાચા જીવનમાંયે કશું નવું સર્જી શકતો નથી. એટલે ત્યાં તો એનો ઉપયોગ છે જ; અને એ સારામાં સારો પણ હશે. પણ સાહિત્યની દિશામાંયે વિકાસને ઉપયોગી થાય એવો એનો ઉપયોગ હોવો જોઈએ. બધીયે શક્તિઓને અમુક મર્યાદામાં વાપરીએ તો જ એ હિતકર થાય છે, તેમ સાહિત્યમાં સર્જક કલ્પના વિષે પણ મર્યાદા હશે. તે મર્યાદા શોધવી અને સૂચવવી રહી: પણ એનો પગ જ કાઢી નાંખવો બરાબર નથી.

સર્જક કલ્પનાનો દુરુપયોગ ધાર્મિક ક્ષેત્રમાં થયો છે. એ દુરુપયોગ થવાનાં બે કારણો : (૧) એ કથાઓ સાચેસાચી બીના તરીકે સ્વીકારાય એવો કથાકારોનો પ્રયત્ન; એ અસત્ય છે અને એમાંથી યોગ્ય બોધ જ લેવાનો છે એમ ન કહેવામાં આવે, ન માનવા દેવામાં આવે. (૨) એક ખાસ શ્રદ્ધાથી એનું કથન અને શ્રવણ. વહેમો વગેરે પોષવામાં વાર્તા કાલ્પનિક છે એ હકીકત કરતાં આ બે કારણોનો વધારે સંભવ હોય.

સામાન્ય જીવનમાં એનો દુરુપયોગ મનુષ્યોના હલકા વિકારોને, આળસુ મનોરંજનને. અને હેતુ વિનાના વાણીવિલાસને પોષવામાં થયો છે.

પણ માણસને જે જાતનું જીવન ગાળવું હોય અને તેના જીવનની જે આકાંક્ષાઓ હોય તેને, સાચાં ચરિત્રોની માફક, કાલ્પનિક વાતો (તે કાલ્પનિક છે એમ જાણતાં છતાં) પણ મદદ કરી શકે છે એવો અનુભવ છે. એવી વાતો બાળકોને પણ ઉપકારક થઈ શકે.

સાચાં ચરિત્ર કરતાં એની કિંમત ક્યારેય પણ ઓછી હોય. તે ઉપરાંત એમાં નીચેનાં જોખમો પણ રહ્યાં છે :

(૧) વાર્તા લખનાર જે જાતનું જીવન ચીતરે તેનો એને અંગત અનુભવ ન હોય, પણ કલ્પનાથી જ તેને ચીતરવા પ્રયત્ન કરતો હોય, ત્યારે તેનું ચિત્ર ઘણું ખોટું થવા સંભવ છે. સાંભળનારના મનમાંયે તેથી ખોટું ચિત્ર ઊપજે; અને એ અતિશય આકર્ષક હોય તો સાંભળનારને ભ્રમમાં નાંખે. ઉદા૦ સરસ્વતીચંદ્ર. એમાં જીવનના કંઈક આદર્શો ખડા કરવા પ્રયત્ન છે, પણ તેવા જીવનનો કિંચિત્ અનુભવ પણ ગોવર્ધનરામભાઈને ન હોય એવો સંભવ છે. એ આદર્શો એમણે કલ્પ્યા, ક્યાંયે અનુભવ્યા નહિ, પણ અદ્ભુત રીતે આલેખ્યા. એથી અનેક યુવકો અને યુવતીઓ વિચિત્ર વૃત્તિઓને આદર્શ સમજી પોષતાં થયાં.

(૨) એ કથાનું જીવન પ્રત્યક્ષ જીવનથી બહુ જુદી જાતનું અને એકતરફી આલેખાયું હોય, કેવળ આદર્શ જ હોય, તો તેનો જીવનમાં સાક્ષાત્કાર કરવા પ્રયત્ન કરનાર માણસ અવહેવારુ થવાની ભૂલો કરે. એકાદ ગુણના અતિરેકથી જીવન ચાલતું નથી; પણ અનેક ઉચ્ચ ગુણોના યથાયોગ્ય પ્રમાણમાં મેળથી જીવન વહેવારુ રીતે ઉપયોગી બને છે. આવી વાર્તા એનો પરિચય નથી કરાવતી.

(૩) અનુભવ અને કલ્પના વચ્ચે અતિશય ભેદ છે. કલ્પના રમ્ય લાગે છે, કારણ કે તે સારી બાજુને જ જોઈ શકે છે, અડચણોની કલ્પના પૂરેપૂરી નથી થઈ શકતી.

અનુભવ લેવા માંડે છે ત્યારે અણધારી અડચણો ઊભી થાય છે; એટલે અનુભવ નથી તે માણસે આલેખેલી કલ્પના માર્ગદીપક થવાને બદલે ભ્રામક જ થાય છે.

આથી, જે જાતનું જીવન ચીતરવામાં આવે તેના અનુભવીએ લખેલી—એકતરફી જ નહિ, અને અનિષ્ટ પ્રકારની નહિ—એવી વાર્તાનો શ્રોતાને ઉપયોગ થઈ શકે છે એટલું હું સ્વીકારું છું.

કાલ્પનિક વાર્તાઓનું અનિષ્ટ સ્વરૂપ ધાર્મિક સાહિત્યમાં વધારેમાં વધારે પ્રગટ થાય છે. સામાન્ય સાહિત્ય કરતાં ધાર્મિક સાહિત્યનાં શ્રવણ, વાચન અને અધ્યયનમાં ચિત્તમાં ખાસ જાતનાં આદર, શ્રદ્ધા તથા ગંભીરતા હોય છે. અને એ સાહિત્ય અતિશય અધિકારી પુરુષોએ સત્ય ઇતિહાસ અને આદર્શને રજૂ કરવા માટે ખાસ લખ્યું છે એમ માન્યતા હોવાથી, એને જેમનું તેમ સ્વીકારી લેવાનું વળણ હોય છે. પછી જેમ જેમ પોતાની બુદ્ધિ ચલાવવાની શક્તિ વધતી જાય છે, તેમ તેમ એ વાતોને ગળે ઊતરતાં વાર લાગે છે. જે પહેલાં સીધી સાદી હકીકત લાગતી, તે તેમ નથી લાગતી. તે કોઈક પ્રકારનાં રૂપક હશે એમ માની, તેના અર્થ ખોલવા પ્રયત્ન થાય છે. બધી બાજુથી બંધબેસતાં રૂપકો નથી જડી આવતાં ત્યારે એ પ્રયત્ન પણ શિથિલ થાય છે, અને એના તરફ અણગમો ઉત્પન્ન થાય છે. પછી તેમાંથી ધર્મ પ્રત્યે જ અરુચિ ઉત્પન્ન થાય છે. જુદા જુદા ધર્મોનાં ધાર્મિક સાહિત્યમાં ભળી ગયેલી કાલ્પનિક વાર્તાઓ તે તે ધર્મ પ્રત્યેના અણગમાનું એક મોટું કારણ છે એમ માન્યા વિના નથી રહેવાતું.

# પ્રજ્ઞા

ઇંદ્રિયોની અને કલ્પનાશક્તિની કેળવણી વિષેના મારા વિચારો ઉપર કેટલા શિક્ષકો કે વિચારકોનું ધ્યાન દોરાયું હશે તે હું જાણતો નથી. મને લાગે છે કે, જેમણે એ લેખો ધ્યાન દઈને વાંચ્યા હશે તેમને ઘણું વિચારવા જેવું મળવું જોઈએ; અને જેને એ વિચારોમાં ભૂલ ન માલૂમ પડી હોય તેમને શિક્ષણ તેમ જ આત્મોન્નતિ બાબતના વિચારોમાં ઘણો ફેરફાર કરવા જેવું લાગે. એ વિચારોની શિક્ષકો તથા વિચારકો ઉપર એવી કોઈ અસર થશે કે કેમ એ કહેવું કઠણ છે; પણ મનુષ્યના સાચા વિકાસમાં એ વિચારો ઉપયોગી છે એમ હું માનતો હોવાથી એ રજૂ કર્યા છે.

બૌદ્ધિક શિક્ષણની સામે ગમે તેટલા આક્ષેપો મુકાય, છતાં આજે શાળાઓમાં એ પ્રકારના શિક્ષણ ઉપર જ ભાર

મુકાય છે એ નક્કી છે. એક બાજુથી એમ કહી શકાય કે બુદ્ધિનો મહિમા જેટલો ગાઈએ તેટલો ઓછો છે; બીજી બાજુથી આજનું બૌદ્ધિક શિક્ષણ ખામીભર્યું માલૂમ પડ્યું છે. આ બે વિરોધી બાબતોનું કારણ તપાસવાની જરૂર છે. જે વિચારસરણી મેં ઇંદ્રિયોની અને કલ્પનાશક્તિની કેળવણીમાં વાપરી છે તે જ વિચારસરણીથી હું બૌદ્ધિક શિક્ષણનો પ્રશ્ન વિચારવા ધારું છું; એટલે કે અનુભવ અને કલ્પના વચ્ચેનો ભેદ સ્પષ્ટ કરવાની.

બુદ્ધિના વિચાર માટે અંતઃકરણની શક્તિઓના વધારે સૂક્ષ્મ વિચાર કરવો પડશે. વાચક જો ધીરજથી એ વિચાર કરવા તૈયાર થશે, તો આ લેખો સમજવામાં મુશ્કેલી નહિ નડે.

અંતઃકરણની ત્રણ શક્તિઓ માટે બુદ્ધિ એવો એક જ શબ્દ સાધારણપણે વાપરવામાં આવે છે. તે ત્રણ શક્તિઓ પ્રજ્ઞા, તર્ક અને નિર્ણયશક્તિ. આ છેલ્લી શક્તિને જ બુદ્ધિને નામે ઓળખવી બરાબર છે, અને આ લેખોમાં હવે પછી બુદ્ધિ એટલે નિર્ણયશક્તિ એમ સમજવાનું છે.

આ ત્રણ શક્તિઓ પૈકી જેને આજના શિક્ષણમાં અગત્યનું સ્થાન મળ્યું છે, અને જે થવું સંતોષકારક લાગતું નથી, તે તર્કશક્તિની કેળવણી છે; અને તાર્કિક કેળવણી જ બહુધા બૌદ્ધિક કેળવણીને નામે ઓળખાય છે.

હવે આ ત્રણ શક્તિઓનાં સ્વરૂપ તપાસીએ. જે શક્તિ વડે આપણે સાકર અને ગોળ વચ્ચેના સ્વાદનો, સા અને રે વચ્ચેના અવાજનો, ગુલાબ અને મોગરા વચ્ચેની

વાસનો, ટાઢા અને ઊના વચ્ચેના સ્પર્શનો, લાલ અને ગુલાબી વચ્ચેના રંગનો, દયા અને ક્રોધ વચ્ચેની લાગણીનો ભેદ પારખી શકીએ છીએ, એ બધું આપણી પ્રજ્ઞાશક્તિનું કાર્ય છે. પ્રજ્ઞાશક્તિના કાર્યમાં બે ક્રિયાઓ થાય છે: પહેલી, ઇંદ્રિયો કે લાગણીના કોઈ પ્રકારના અનુભવ (અથવા વેદના અથવા સંસ્કાર) નું અવલોકન (અથવા નિરીક્ષણ કે ગ્રહણ); અને બીજી, એ જ વર્ગના બીજા અનુભવોનું સ્મરણ કરી એની સાથે સરખામણી. આપણે સાકરનો અનુભવ લઈ ચૂકયા છીએ; એ અનુભવ સ્મરણમાં રાખ્યો છે. પછી ગોળનો અનુભવ લઈએ છીએ. મગજના કાંટામાં એ બે અનુભવો વચ્ચે સરખામણી થાય છે, અને એ બે અનુભવો જુદી જાતના છે એમ માલૂમ પડતાં બન્નેને જુદાં નામો આપીએ છીએ. જેમ કુશળ વહેરો પતરામાંથી ઝપાટાબંધ અને કરણી (કંપાસ)ની મદદ વિના સરખા ગોળ ટુકડા કાપી કાઢે છે, તેમ સામાન્ય રીતે આ બે ક્રિયાઓ (તાજો અનુભવ અને પાછલા સાથે સરખામણી) એટલી ઝપાટાબંધ થાય છે કે એવી બે જુદી ક્રિયાઓ થાય છે એવું આપણને ભાન થતું નથી. પણ એકાદ માણસને લાંબા કાળ પછી જોઈએ ત્યારે એને ઓળખી કાઢવામાં આપણને જે રીતે ક્યારેક સ્મૃતિને ખોળવી પડે છે, તે ઉપરથી આ બે ક્રિયાઓનો ભેદ જણાય છે.

આ પ્રજ્ઞાશક્તિમાં અનુભવ એ મુખ્ય છે એમ એનું સ્વરૂપ તપાસતાં જ જણાઈ આવે છે. અવલોકનમાં અનુભવ છે અને સરખામણીમાં પાછલા અનુભવનું

સ્મરણ છે. એટલે, પ્રજ્ઞાશક્તિનો પાયો અનુભવ છે. જ્ઞાનેંદ્રિયો તથા જ્ઞાનતંતુઓ એ અનુભવોને પહોંચાડનારા માત્ર દૂતો છે. જેટલી જ્ઞાનેંદ્રિયોમાં ખામી તેટલી બરાબર અનુભવ કરવામાં ખામી આવે. એટલે, પ્રજ્ઞાશક્તિની જડતાનું એક કારણ જ્ઞાનેંદ્રિયોની ખામી થાય. જ્ઞાનેંદ્રિયો અનુભવ લેવામાં જેટલી ભૂલ કરે અથવા ખોટું દૂતકર્મ કરે તેટલી પ્રજ્ઞાશક્તિની ક્રિયા ભૂલભરેલી થાય. પ્રજ્ઞાની ખામીમાં આ સિવાય બીજાં કારણો પણ છે, જેનો વિચાર આગળ થશે. પણ આ ઉપરથી આપણે પ્રજ્ઞાના બે ભાગ પાડી શકીએ: ઋત (અથવા સત્ય) પ્રજ્ઞા* અને અનૃત (અથવા અસત્ય) પ્રજ્ઞા. પ્રજ્ઞાનો પાયો અનુભવ છે એ ધ્યાનમાં રાખીએ તો યથાર્થ અનુભવ× અને અયથાર્થ અનુભવ એવા અનુભવના બે ભેદ થાય.

પ્રજ્ઞાશક્તિનું કાર્ય અનેક પ્રકારે થાય છે; એટલે ઋત પ્રજ્ઞાને જુદી જુદી બતાવવી કઠણ છે; પણ અનૃત પ્રજ્ઞાને બતાવીને ઋત પ્રજ્ઞાની બાકી કાઢી શકાય છે. અવલોકન અને સ્મૃતિની મદદથી પ્રજ્ઞાશક્તિ કાર્ય કરતી હોવાથી એ બેમાંથી એકની પણ અયથાર્થતા પ્રજ્ઞાને અનૃત કરે એ

---

* બહુ ચોક્કસપણે શબ્દોની યોજના કરવી હોય તો ઋત પ્રજ્ઞાને બદલે સાવધાનતાસૂચક ઋતંભરા (જેમાં સત્યાંશ અતિશય છે એવી) પ્રજ્ઞા એ શબ્દ વાપરવો જોઈએ.

× સત્ય અનુભવ એ પર્યાયવાચક શબ્દો જેવા છે અને અસત્ય અનુભવ એ પરસ્પર વિરોધી શબ્દો લાગે છે. માટે અનુભવને સત્ય કે અસત્ય ન કહી શકાય, પણ યથાર્થ અથવા પૂર્ણ અને અયથાર્થ કે અપૂર્ણ કહેવો જોઈએ.

દેખીતું છે. આવી રીતે અનૃત પ્રજ્ઞાના પ્રકારો નીચે ગણાવ્યા મુજબ થાય છે:

(૧) જ્ઞાનેંદ્રિયોની કુદરતી ખામીને લીધે થતા અયથાર્થ અનુભવ. (જેમકે, ઓછુંવત્તું આંધળાપણું, બહેરાપણું વગેરે).

(૨) બાહ્ય નિમિત્તો, કામક્રોધાદિક વિકારો, એકાગ્રતાનો અભ્યાસ ઇત્યાદિથી ઉત્પન્ન થતું વિપર્યય-જ્ઞાન (hallucinations): ઉદા૦ અંધારાને લીધે દોરીમાં સાપનો અનુભવ; ચિત્તભ્રમને લીધે લાકડાના કડકામાં મરેલા દીકરાનો અનુભવ; કામાદિ વિકારને લીધે મડદામાં તરાપાનો અનુભવ કે સર્પમાં દોરીનો અનુભવ (બિલ્વમંગળ અથવા તુલસીદાસને થયેલો કહેવાય છે તે); જે પદાર્થનો ડર પેસી ગયો હોય તે પદાર્થનો વારંવાર ભાસ; એકાગ્રતાના અભ્યાસ દરમ્યાન ધ્યેય પદાર્થનો સર્વત્ર ભાસ વગેરે. આ વિપર્યય-જ્ઞાન તે તે નિમિત્તો ટળી જવાથી નાશ પામે છે અને ઋત પ્રજ્ઞા પાછી પ્રાપ્ત થાય છે. આમાં અવલોકન યથાર્થ છે, પણ સરખામણી કરવા માટે ઉપજતા સ્મૃતિના સંસ્કારો અયથાર્થ છે.

(૩) વિવિધ પ્રકારના સંકેતોના અથવા કલ્પનાઓના સંસ્કારોને લીધે પદાર્થોમાં એમના વાસ્તવિક ધર્મો ઉપરાંત બીજા ધર્મોનો ભાસ (વિકલ્પવૃત્તિના સંસ્કારો): ઉદા૦ દેવમૂર્તિમાં એના બાહ્ય સ્વરૂપ અને આકાર ઉપરાંત દેવત્વનો ભાસ; વાવટામાં કપડું અને ચિત્ર ઉપરાંત દેશાભિમાનપ્રેરક ધર્મોનો ભાસ ઇત્યાદિ. આમાં આવશ્યક અવલોકન અને સ્મૃતિ ઉપરાંત સંકેતોને લીધે બીજી સ્મૃતિઓ જાગે છે, અને

તેમાંથી ખાસ પ્રકારની પ્રજ્ઞા થાય છે. જેને એ સંકેતોના સંસ્કાર નથી તેને એવી ખાસ પ્રજ્ઞા નથી થતી. તાત્ત્વિક રીતે આ અનૃત પ્રજ્ઞા જ છે.*

(૪) નિદ્રા કે નિદ્રાળુપણાને લીધે વસ્તુઓનું અયથાર્થ અવલોકન. આમાં અવલોકન તથા સ્મૃતિ બન્નેની અયથાર્થતા છે.

(૫) સ્મૃતિદોષને લીધે થતી અનૃત પ્રજ્ઞા: ઉદા૰ પૂર્વે જોયેલા માણસને ન ઓળખી શકવું અથવા એને કોઈ બીજો મનુષ્ય ધારવો. વિપર્યય-જ્ઞાનમાં જેવાં કારણો હોય છે તેવાં કોઈ કારણો અહીં જણાતાં નથી, પણ કેવળ સ્મૃતિ જાગ્રત થતી નથી એ જ દોષ છે.

આ રીતે, જ્ઞાનતંતુઓની અને સ્મૃતિની જાગૃતિ અને સૂક્ષ્મતા, તથા ખામી કે અડચણ કરનારાં બાહ્ય નિમિત્તો, કામક્રોધાદિક વિકારો, વિકલ્પોના સંસ્કાર, નિદ્રા ઇત્યાદિક વિઘ્નો ન હોય, ત્યારે પ્રજ્ઞા ઠીક કાર્ય કરે છે, સત્ય તરફ ઢળેલી છે એમ કહી શકાય. ઋત પ્રજ્ઞાને સૌથી જબરું

---

* शब्दज्ञानानुपाती वस्तुशून्यो विकल्पः --એવી યોગસૂત્રમાં વિકલ્પવૃત્તિની વ્યાખ્યા કરી છે, અને એનાં જાણીતાં ઉદાહરણો તરીકે 'પુરુષનું ચૈતન્ય,' 'રાહુનું માથું' એવાં દૃષ્ટાંતો ટાંકવામાં આવે છે. આ અને ઉપલાં ઉદાહરણો એક જ પ્રકારનાં છે. પુરુષ અને ચૈતન્ય, નામધારી અને માથું એ બેને જુદાં સમજવાનો પહેલો સંસ્કાર આવી શબ્દયોજના કરાવે છે. જોકે પુરુષ અને ચૈતન્ય તથા રાહુ અને માથું એક જ વસ્તુ છે, છતાં સામાન્ય રીતે પુરુષ તથા નામધારીમાં ચૈતન્ય અને માથા ઉપરાંત અન્ય અવયવો અને ધર્મો આરોપવાની ટેવથી આવો પ્રયોગ થાય છે. અનૃત પ્રજ્ઞાના સંસ્કારોને લીધે ખોટી શબ્દયોજના થાય તેમાં નવાઈ નથી.

વિઘ્ન વિકલ્પોના સંસ્કારોનું છે. બીજાં બધાં વિઘ્નો આવ્યાં-ગયાં રહે છે. પણ કલ્પનાના સંસ્કારો, એને જ લગતો વિચાર ન થાય ત્યાં સુધી, જડ ઘાલીને રહે છે. અનેક બાબતોમાં આપણાં ઐહિક લાભ–હાનિનો એ સંસ્કારો સાથે સંબંધ હોય છે, અને તેથી વિકલ્પોને પ્રયત્નપૂર્વક પોષવામાં આવે છે. ઘણી વાર ફરક કરવામાં આવે છે તો તે કેવળ એક વિકલ્પને કાઢીને બીજાને દાખલ કરવાનો. વિકલ્પોના સંસ્કારોનો તદ્દન નાશ થઈ શકે કે કેમ એ સવાલ જ છે. એટલે વિકલ્પોની શુદ્ધિ કર્યાં કરવી તથા વિકલ્પને વિકલ્પ તરીકે ઓળખવા એ બે ઉપાય રહે છે. ઉદા૦ બહારથી સરખા જણાતા બ્રાહ્મણ તથા અંત્યજને જોઈને સનાતની હિંદુને બે જુદી જાતના અનુભવ થાય છે; એક પ્રત્યે પૂજ્યભાવનો અને, બીજા પ્રત્યે અણગમાનો. કોઈ પ્રત્યે પણ પૂજ્યભાવનો સંસ્કાર જાગે તેમાં દોષ નથી; પણ અણગમાનો સંસ્કાર દોષવાળો છે. તેથી એને વિષે પોષાયેલા વિકલ્પને શુદ્ધ કરવો પડે છે.

પ્રજ્ઞાના ઋત અને અનૃત ઉપરાંત પર અને અપર એવા બીજા બે ભેદ થઈ શકે છે. જ્ઞાનેંદ્રિયોના વિષયોના ભેદોને ઓળખનારી પ્રજ્ઞા અપર છે. જ્ઞાનેંદ્રિયોની શુદ્ધિ અને સૂક્ષ્મતાના પ્રમાણમાં પ્રજ્ઞાની સત્યાસત્યતામાં ફરક પડે છે.

અંતઃકરણના વિષયોને ઓળખનારી પ્રજ્ઞા પર છે. અંતઃકરણના વિષયો એટલે —

(૧) હર્ષ–શોક, સુખ–દુઃખ, રાગ–દ્વેષ, દયા–વેર ઇત્યાદિક લાગણીઓ.

(૨) જ્ઞાનેંદ્રિયોથી અનુભવાયેલા વિષયોનાં પ્રત્યક્ષ જેવાં સ્મરણો: ઉદા૦ સ્વપ્ન, ભાસ ઇત્યાદિ.

(૩) અનુભવોના અભાવનાં સ્મરણ: ઉદા૦ નિદ્રા, બેશુદ્ધિ, ચિત્તનો લય વગેરે.

(૪) સાંભળેલા કે શ્રદ્ધાથી માનેલા કે તર્કથી ઉપજાવેલા વિષયોની કલ્પનાનો સાક્ષાત્કાર.

(૫) ખરેખર અનુભવાયેલા નહિ પણ કોઈ પ્રકારના ભ્રમથી અનુભવાયેલા વિષયો, જેવા કે સન્નિપાત, કેફ વગેરેથી થતા ભ્રમો.

અંતઃકરણના વિષયોને ઓળખનારી પ્રજ્ઞા પૈકી છેલ્લી એ અનૃત પ્રજ્ઞા છે, પહેલી ત્રણ સ્મૃતિની શુદ્ધિ અનુસાર ઓછીવત્તી ઋત છે.

જ્યાં સુધી અનૃત પ્રજ્ઞાના વિષયોમાં સત્યતાની ભાવના રહે છે, ત્યાં સુધી બુદ્ધિ અશુદ્ધ રહે છે અને ઋત પ્રજ્ઞા સુધી દૃષ્ટિ જ પહોંચતી નથી. એટલે કે પ્રજ્ઞા જેવી કોઈ અનુભવમૂલક શક્તિ છે એવું ભાન જ થતું નથી. સ્વાદો, સ્વરો પારખીએ છીએ, લાગણીઓ અનુભવીએ છીએ, પણ એ બધું એ વિષયોની સાથે એકરૂપ થઈ જઈને જ. જેને લીધે એ બધું ઓળખાય છે તે પ્રજ્ઞા સુધી ધ્યાન જ જતું નથી.

આવી રીતની પ્રજ્ઞાશક્તિ છે. એ આપણા શરીરમાં રહેલી અનુભવ લેવાની અને પૂર્વના અનુભવોની સાથે એને સરખાવવાની શક્તિ છે. વિકલ્પવૃત્તિનો એની સાથે થતો સંયોગ કાઢી શકીએ તો એમ કહી શકાય કે, પ્રજ્ઞા એટલે કેવળ પ્રત્યક્ષ પ્રમાણની વૃત્તિ અથવા શક્તિ. અનુભવ જ એ

શક્તિનો આધારસ્તંભ છે. અપર પ્રજ્ઞાની સૂક્ષ્મતા અને શુદ્ધિને આધારે ભૌતિકશાસ્ત્રો વધ્યાં છે. પર પ્રજ્ઞાની ખિલવણી અને ઓળખાણના પ્રયત્નમાંથી માનસશાસ્ત્ર અને રાજયોગની ઉત્પત્તિ છે; અને તત્ત્વજ્ઞાન પણ મોટે ભાગે એ શક્તિનો જ વિચાર કરીને આગળ ચાલે છે. જ્ઞાનેંદ્રિયોની શુદ્ધિ (રસવૃત્તિ નહિ), કલ્પનાશક્તિની યોગ્ય રીતે કેળવણી, સદ્દભાવનાઓની સૂક્ષ્મતા એ આ શક્તિના વિકાસમાં મહત્ત્વનાં અંગો છે.

## ૧૦

# તર્કશક્તિ

સામાન્ય ભાષામાં આપણે તર્ક શબ્દ બે અર્થમાં વાપરીએ છીએ. જ્યાં ધુમાડો જોઈએ ત્યાં અગ્નિ હશે એવું જે અનુમાન કાઢીએ છીએ તે એક જાતનો તર્ક છે; સ્વર્ગ અને નરક, યમરાજની ન્યાયપદ્ધતિ, ઈશ્વરને ત્યાંનું રાજ-બંધારણ, બ્રહ્મ ધામો વગેરે કેવાં હશે એ વિષેની કલ્પના એ બીજી જાતના તર્કો છે.

આ બે જાતના તર્કો વિષેનો ભેદ તપાસીએ. જ્યાં ધુમાડો છે ત્યાં અગ્નિ હોવો જોઈએ એ અનુમાનમાં, ધુમાડાને આપણે એક સ્થળે નજરે જોઈએ (અનુભવીએ) છીએ એ સાથે જ્યાં ધુમાડો હોય ત્યાં અગ્નિ હોય છે જ એવો આપણને ભૂતકાળમાં વારંવાર અનુભવ થયો છે તે યાદ કરીએ છીએ; અને તે બે અનુભવો પરથી ધુમાડાવાળી જગ્યાએ કઈ વસ્તુનો અનુભવ થવો જોઈએ એની કલ્પના કરીએ છીએ. આ કલ્પના સાચી છે એ વિષે કોઈ શંકા ઉઠાવે તો આપણે એને તે સ્થળે લઈ જઈને અગ્નિને નજરોનજર બતાવી ખાતરી કરાવી શકીએ.

અવલોકનથી આપણે એક પદાર્થનો સાક્ષાત્ અનુભવ લઈએ છીએ; એની સાથે સ્મૃતિ ભળે એટલે પ્રજ્ઞા થાય છે; અને પ્રજ્ઞાથી આપણે એ અનુભવનું નામ ઠરાવીએ છીએ.

ત્યાર પછી સ્મૃતિને વધારે તાજી કરી એ અનુભવાયેલા પદાર્થ સાથે બીજો કયો પદાર્થ હોવો જ જોઈએ એ વિચારીએ છીએ. આ તર્ક અથવા વિચાર તે અનુમાન છે. અનુમાન સાચું છે કે નહિ એનો આધાર તેની સાક્ષાત્ અનુભવ કરાવવાની શક્તિ ઉપર છે. પ્રત્યક્ષ અનુભવાતા પદાર્થને ઓળખવામાં આપણી કાંઈ ભૂલ થતી હોય — એટલે આપણી પ્રજ્ઞા અનૃત હોય, અથવા એની સાથે બીજો કયો પદાર્થ હોય છે તે વિષેની આપણી સ્મૃતિમાં કાંઈ દોષ હોય,— તો આપણું અનુમાન ખોટું થશે; એટલે કે એનું પ્રત્યક્ષ પ્રમાણ નહિ મળી શકે. બીજી રીતે કહીએ તો, ધુમાડા અને અગ્નિની અમુક રીતની સોબત વારંવાર અનુભવેલી હોવાથી, ધુમાડો હોય ત્યાં અગ્નિ હોવો જોઈએ એવી જે અતિશય સંભવનીય શ્રદ્ધા બંધાય છે, તે અનુમાન છે. સાચું અનુમાન એ એવી જાતની શ્રદ્ધા છે કે જેનો તમે પ્રત્યક્ષ પુરાવો મેળવી શકો, પણ મેળવવાની આ ક્ષણે જરૂર જોતા નથી, કારણ કે તમને તમારા ભૂતકાળના અનુભવોની સ્મૃતિનો આત્મવિશ્વાસ છે. આ અનુમાન કહો, તર્ક કહો, શ્રદ્ધા કહો — સર્વે ભૂતકાળના અનુભવો પરથી બંધાયેલો આત્મવિશ્વાસ છે, અને એની કસોટી પ્રત્યક્ષ અનુભવ લઈ કરી શકાય છે. જે અનુમાન, તર્ક અથવા શ્રદ્ધા પ્રત્યક્ષ અનુભવ કરાવી આપવાની કસોટીમાંથી પાર ન પડે તે સત્ય નથી * .

---

* પ્રમાણશાસ્ત્રની દૃષ્ટિએ આટલી કસોટી પૂરતી નથી. આપણે એક માણસને હમેશાં કાળો ડગલો પહેરતો જ જોયો હોય, અને તેને આપણે એક જગ્યાએ ઊભેલો જોઈએ. તે ઉપરથી એ

હવે આપણે બીજા પ્રકારના તર્કો જોઈએ.

દેવોની રાજ્યપદ્ધતિ, ઇંદ્રની રાજધાની, દેવોનાં ભોગ વિલાસ ઇત્યાદિક વિષે જુદા જુદા ધર્મના લોકોમાં જુદી જુદી જાતની માન્યતા ચાલી આવે છે. દેવલોકના અસ્તિત્વ વિષે આપણને શ્રદ્ધા છે અને એના સ્વરૂપ વિષે આપણને તર્ક છે.

ધુમાડાવાળી જગ્યાએ અગ્નિ હોવો જોઈએ એવી શ્રદ્ધા થવાનું કારણ જ્યારે જ્યારે ધુમાડો જોયો છે ત્યારે ત્યારે અગ્નિ પણ દેખાયો છે એ પૂર્વનો અનુભવ છે, અને ધુમાડાની નિશાનીથી આપણને અગ્નિનો તર્ક થાય છે.

દેવલોકના અસ્તિત્વ વિષેની શ્રદ્ધા એથી જુદા પ્રકારની છે. આપણે સારાં કર્મો કરીએ તેનું ફળ આપણને ન મળ્યું હોય તો તે મળવું જ જોઈએ એવી આપણને ઇચ્છા તેમ જ ઉમેદ છે. અહીં ન મળ્યું તો કોઈ એવી જગ્યા હોવી જોઈએ કે જ્યાં એ આપણને મળશે એવો આપણે દિલાસો લઈએ છીએ. અને એ દિલાસામાંથી દેવલોકના અસ્તિત્વ વિષે શ્રદ્ધા થાય છે. આ શ્રદ્ધા થવામાં કદાચ આવાં બીજાં પણ કારણો હોય. પણ એ બધાં કારણો

---

કાળો ડગલો જ પહેરીને આવ્યો હશે એવો તર્ક કરીએ; એ તર્ક પ્રત્યક્ષ તપાસ કરતાં સાચોયે પડે; તોયે પ્રમાણશાસ્ત્રની દૃષ્ટિએ એ પૂરતી કસોટી નથી. પ્રમાણશાસ્ત્ર એ જ અનુમાનને સાચું કરે જેનો પ્રત્યક્ષ પુરાવો આજે જ નહિ, પણ ગમે તે ક્ષણે બરાબર મળી શકે. કાળા ડગલાનો તર્ક દસ વાર સાચો પડે છતાં દરેક વખતે એ કેવળ સંભવનીય વસ્તુ છે, સાચું અનુમાન નથી. એટલે જે નિશાની જોઈ તર્ક કરીએ તે નિશાની અને અનુમાન વચ્ચે કોઈ જાતનો કાર્યકારણભાવના જેવો દૃઢ સંબંધ હોવો જોઈએ.

તપાસતાં જણાશે કે એમાં પૂર્વના અનુભવો અને કોઈ પ્રકારની પ્રત્યક્ષ નિશાની કારણરૂપે નથી.

તે જ પ્રમાણે દેવલોકના સ્વરૂપ વિષે આપણે જે તર્ક બાંધીએ છીએ તે આપણી ઉમેદો હોય છે. આપણને આ જગત બધી રીતે સારું નથી જણાતું. આપણને બધા સારા અનુભવો જ મળે એવી બહુ તૃષ્ણા છે. કોને સારું કહેવું અને કોને ખરાબ કહેવું એ વિષે આપણને જુદા જુદા સંસ્કાર પડેલા હોય છે. આપણી તૃષ્ણાને અનુસરી આપણને જે સારામાં સારું લાગે એવી સૃષ્ટિ સાથે દેવલોકને જોડી દેવલોકના સ્વરૂપની કલ્પના કરીએ છીએ. આમાં પણ કોઈ પ્રત્યક્ષ પૂર્વે અનુભવેલી નિશાનીથી એ સ્વરૂપનો તર્ક થયો છે એમ નહિ કહી શકાય.

કોઈ સંશયખોર માણુસ ધુમાડાવાળી જગ્યાએ અગ્નિ હશે એમ માનવા તૈયાર ન હોય તો આપણે એને લઈ જઈ બતાવી શકીએ છીએ. એવી જાતની ખાતરી એના ચિત્તના ઉપર આપણો કબજો બેસાડ્યા સિવાય દેવલોક માટે નથી આપી શકતા.

આ રીતે જોતાં જણાશે કે, તર્કશક્તિનું સાચું ક્ષેત્ર તો એ જ છે કે જે તર્ક પૂર્વ અનુભવો ઉપર રચાયેલો હોય, જેના મૂળમાં કોઈ પ્રત્યક્ષ નિશાની હોય અને જેનો પુરાવો પ્રત્યક્ષ અનુભવ લઈને મેળવી શકાય એમ હોય.

એવી જાતનો એ તર્ક વર્તમાનકાળની કોઈ બાબત વિષે હોય તો પ્રત્યક્ષ પ્રતીતિ તુરત જ મળી શકે; ભવિષ્યકાળ વિષે હોય તો ભવિષ્યમાં મળવી જોઈએ. એ તર્ક પરોક્ષ ભૂતકાળની કોઈ બાબત વિષે હોય તો તેનો પ્રત્યક્ષ અનુભવ

મેળવવો અશક્ય છે. એટલે એવા તર્કો વિષે વધારેમાં વધારે કાળજી એટલી જ લઈ શકાય કે, આપણા પોતાના સમયના અનેક અનુભવોને આધારે એ તર્કો રચાયા હોય. પણ ગમે તેટલી કાળજી લેવાઈ હોય, છતાં પરોક્ષ ભૂતકાળ વિષે આમ થયું હોય એવો સંભવ છે એટલું જ કહી શકાય, નિશ્ચયાત્મક ન કહી શકાય. અને તે જ પ્રમાણે પ્રત્યક્ષ જીવનથી ન અનુભવાનારાં ભવિષ્ય વિષે સંભવનીય ઉમેદ જ બાંધી શકાય.

ઉપર આપેલું ધુમાડા અને અગ્નિનું દૃષ્ટાંત તદ્દન સાદું છે. પણ જીવનમાં તર્કશક્તિનો ઉપયોગ આપણે ઘણા કઠણ વિષયોના શોધનમાં કરીએ છીએ. તર્કશક્તિનો ઉપયોગ પૂર્વે ન અનુભવેલા વિષયોને શોધવામાં પણ થાય છે. ઉદાહરણાર્થ, રસાયનશાસ્ત્રીઓએ કેટલીક ન જોયેલી ધાતુના અસ્તિત્વ વિષે પહેલાં તર્ક કર્યો અને પછી તેને શોધી; જ્યોતિષીઓએ યુરેનસ અને નેપચ્યુનને જોયા પહેલાં એના અસ્તિત્વનો તર્ક કર્યો. આ રીતે, તર્કશક્તિનો વ્યાપાર સાદો નથી.

છતાં, એ ગમે તેટલો ખીલવવામાં આવે અને ગમે તેટલો અટપટો હોય તોયે, જો એક વસ્તુ નિરંતર ધ્યાનમાં રાખવામાં આવે કે એનું મંડાણ પગલે પગલે અનુભવ પર જ હોવું જોઈએ, અને પરિણામે જે તર્ક થાય તેને પણ અનુભવથી સિદ્ધ કરવો જ જોઈએ, તો અનેક વાદ-વિવાદો, મત-મતાંતરો, ભ્રમણાઓ વગેરેના ઝઘડા ઓછા થાય, અને તર્કશક્તિનો ઉપયોગ વકીલની માફક પોતપોતાના પક્ષોના સમર્થન માટે ન થાય, પણ સત્યના શોધન માટે જ થાય.

આવી જાતની તર્કશક્તિની કેળવણી કદી લેનારને કે આપનારને અસંતોષકારક નીવડે નહિ.

આપણે પોતાના મનમાં વાતચીત ચલાવવાનો જે વ્યાપાર કરીએ છીએ તેને સાધારણ રીતે કલ્પના, વિચાર વગેરે નામોથી આપણે ઓળખીએ છીએ. આ સ્થૂળ દૃષ્ટિએ જ સાચું છે. ખરી રીતે, પ્રજ્ઞાના વિશેષ અટપટા વ્યાપાર દ્વારા વિચાર પહેલાં ઊપજે છે અને પછી તે ભાષા દ્વારા કંઠમાં ગોઠવાય છે. જેમ પ્રજ્ઞાશક્તિ ઓળખવા સુધી આપણી દૃષ્ટિ નથી પહોંચતી, તેમ પ્રજ્ઞાનો આ વ્યાપાર પણ આપણા અવલોકનમાં નથી આવતો; અને તેનું કારણ આપણને આપણા અંતઃકરણની શક્તિઓને સત્યના શોધન માટે જ ઉપયોગ કરવાનો અને આપણી શ્રદ્ધાઓને અનુભવથી સિદ્ધ કરવાનો આગ્રહ નથી હોતો, પણ ચિત્તના રાગદ્વેષોને પોષવા જ આગ્રહ હોય છે.

વિશ્વાસલાયક માણસના (કે શાસ્ત્રોના) શબ્દોને કેટલે અંશે માન્ય કરવા તેનો આની સાથે જ સંબંધ હોવાથી એ ઉપર બે શબ્દ કહી તર્કશક્તિનો વિષય પૂરો કરું છું.

જેમ તર્ક – અનુમાનનો પાયો પૂર્વનો અનુભવ અને વર્તમાનમાં પ્રત્યક્ષ દેખાયેલી નિશાની છે, તેમ બીજાનો શબ્દ પણ બીજાએ કરેલો અનુભવ છે. આપણે બધા સોમલને જાતે ખાઈને કે કોઈને ખવાડીને એ ઝેર છે એમ ખાતરી નથી કરતા, પણ વિશ્વાસલાયક માણસોના વચનમાં વિશ્વાસ રાખીએ છીએ. કારણ કે આપણને લાગે છે કે તેઓએ એવા અનુભવ મેળવ્યા છે અને તેથી જ કહ્યું છે.

પણ જેમ એકાદ તર્કમાં કોઈને શ્રદ્ધા ન બેસે તો તે એને પ્રયોગથી સિદ્ધ કરી શકે, તેમ જો કોઈને એ શબ્દમાં વિશ્વાસ ન બેસે તો એને સોમલનો પ્રયોગ કરી અનુભવ લેવાનું દ્વાર ઉઘાડું છે. જેમ તર્કની આખરી કસોટી અનુભવથી લેવાની છે, તેમ બીજાના શબ્દની કસોટી પણ અનુભવથી લેવાની છે. જે વસ્તુ અનુભવમાં ઉતારી શકાય, તે વસ્તુ તરફ દોરનાર તરીકે શબ્દપ્રમાણનો સાચો ઉપયોગ છે, અને એટલો જ સાચો ઉપયોગ છે.*

---

* વાચક જોશે કે, હું સાચી અને દૃઢ શ્રદ્ધા એને જ કહું છું કે જે અનુભવથી બંધાઈ છે. સામાન્ય રીતે આપણને એવો ઉપદેશ મળે છે કે "શ્રદ્ધા રાખો તો અનુભવ થશે;" આમાં અનુભવની પહેલાં શ્રદ્ધાની માગણી કરવામાં આવે છે. ખરું પૂછતાં ઉપદેશકે એમ કહેવું જોઈએ કે, "તમને આ જો મનાતું ન હોય તો અનુભવ લો એટલે શ્રદ્ધા બેસશે; અથવા ધીરજ રાખો તમને એ અનુભવ થશે; મારા કે કોઈ બીજાના શબ્દને જ સ્વીકારી લેવાની જરૂર નથી." પણ "શ્રદ્ધા રાખો તો અનુભવ થશે" એ વાક્ય બીજા અર્થમાં સાચુંય છે. ત્યાં "શ્રદ્ધા રાખો" નો અર્થ "અનુભવ લેવા ખંતપૂર્વક મહેનત કરો" એમ થાય. જો કોઈ કહે કે, 'સામે ધુમાડો નીકળે છે ત્યાં અગ્નિ હશે જ એ હું માનતો નથી,' અને પોતાની માન્યતા માટે એટલો આગ્રહી હોય કે ખાતરી કરવા માટે સાથે આવવા પણ ઇનકાર કરે, તો એને અનુભવ ન કરાવી શકાય. એણે તે જગ્યાએ જવાની મહેનત લેવા જેટલી શ્રદ્ધા (કે અશ્રદ્ધાનો અભાવ) રાખવાં જોઈએ. પણ શ્રદ્ધાના આ અર્થમાં બંધનનો, નિશ્ચયનો કે કૃતાર્થતાનો ભાવ નથી. બીજા પ્રકારની (અનુભવસિદ્ધ) શ્રદ્ધામાં નિશ્ચય કે કૃતાર્થતા છે. પણ 'શ્રદ્ધા રાખો'ના સામાન્ય ઉપદેશમાં બંધનનો ભાવ છે.

# ૧૧

## બુદ્ધિ

પ્રજ્ઞા અને તર્ક વચ્ચેનો ભેદ બરાબર સમજાયો હોય, તો બુદ્ધિશક્તિને ઓળખવામાં વધારે સુગમતા થશે. બુદ્ધિને મેં નિર્ણય કરનારી શક્તિ કહી છે.

તર્કશક્તિ અને બુદ્ધિ વચ્ચેનો ભેદ પહેલાં સ્પષ્ટ થવો જોઈએ.

સામાન્ય ભાષામાં આપણે તર્કને પણ નિર્ણય જ કહીએ છીએ. ધુમાડાવાળી જગ્યા પર અગ્નિ છે એવો તર્ક થાય છે. તેને, ત્યાં અગ્નિ છે એવો હું નિર્ણય કરું છું એમ પણ સામાન્ય ભાષામાં કહીએ છીએ. અને આ બુદ્ધિનો વ્યાપાર છે એમ બોલીએ છીએ.

પણ એક ઠેકાણે અગ્નિ છે એવો તર્ક થયા પછી, ત્યાં આગ લાગી છે માટે દોડી જવું જોઈએ એવો નિર્ણય થાય. તેટલામાં બીજા માનસિક વ્યાપારો થાય છે. અને તે

બુદ્ધિના વ્યાપારો છે. જેની બુદ્ધિ જાગ્રત ન હોય પણ કેવળ તર્કશક્તિ જ જાગ્રત હોય તેને અગ્નિ છે એવો તર્ક થઈ વૃત્તિ શાંત થઈ જાય.

બુદ્ધિ એ કર્મેંદ્રિયનો વ્યાપાર કરવા માટે પ્રેરણા થાય તેની પહેલાં વપરાતી શક્તિ છે એમ પણ સામાન્ય રીતે કહીએ તો ચાલે. કાંઈક કર્મ કરવાની ઇચ્છા થાય તે પહેલાં બુદ્ધિને જાગ્રત થવું પડે છે. સાચી રીતે કે ખોટી રીતે બુદ્ધિનું કાર્ય પૂરું થાય પછી જ કર્મ તરફ પ્રવૃત્તિ થાય.

કેટલાક દાખલાઓથી આ વાત સ્પષ્ટ થશે. રસ્તે ચાલતાં એક નાળું આવ્યું; આપણે એ ટપી જવા ઇચ્છીએ છીએ. એ ક્ષણ આપણે ઊભા રહીને નાળાની પહોળાઈ જોઈએ છીએ, આજુબાજુની જગા જોઈએ છીએ, અને પછી મનમાં નિશ્ચય કરીએ છીએ કે અમુક ઠેકાણેથી ટપી જવું વધારે સગવડભર્યું થશે. ત્યાં જઈ વળી પાછા ઊભા રહીએ છીએ અને કેટલું જોર કરવું પડશે એનો મનમાં નિર્ણય કરીએ છીએ. એ નિર્ણય શો થયો એ આપણે ભાષામાં નહિ બતાવી શકીએ, પણ એને આપણે મનમાં ઠીક સમજી શકીએ છીએ. નિર્ણય થતાં એટલું જોર કરી કૂદકો મારીએ છીએ. આ બધો મનનો વ્યાપાર ઘણા મહાવરાથી એક ક્ષણમાં થાય કે વાર લાગે, પણ આવો કાંઈક વ્યાપાર દરેક કર્મ કરતાં પહેલાં આપણે કરવો પડે છે.

કોઈ વાર એવું બને છે કે, આપણો નિર્ણય એવો થાય છે કે એને કૂદી જવા જેટલું આપણાથી જોર નહિ થઈ શકે; એટલે આપણે પ્રવૃત્તિ કરતાં અટકી જઈએ

છીએ. આવા નિષેધાત્મક નિર્ણયમાં, ખરું પૂછતાં, બુદ્ધિ પૂરું કાર્ય કરતી નથી, કેટલું જોર કરવું પડશે એનો નિશ્ચય થતો નથી, પણ આપણે કરી શકીએ એટલું જોર પૂરું નહિ થાય એવો અપક્વ નિશ્ચય અથવા સંશય કરી અટકી જાય છે.

એક બીજું દૃષ્ટાંત લઈએ.

અસહકાર શરૂ થયો છે. સરકારી શાળાઓનો ત્યાગ કરવા નેતાઓ પ્રેરણા કરે છે. આપણા મનમાં કાંઈક વિચારો — વેગો ઉદ્‌ભવે છે. કાંઈક — ભાષાથી ન વર્ણવી શકાય એવો — નિર્ણય થાય છે અને આપણે સરકારી શાળાનો ત્યાગ કરીએ છીએ. આ નિર્ણય થવામાં આપણે કેટલુંક આપણી ભાવનાઓનું નિરીક્ષણ કરીએ છીએ; કેટલુંક આજુબાજુની પરિસ્થિતિનું નિરીક્ષણ કરીએ છીએ; કેટલીક કલ્પનાઓ કરીએ છીએ, તર્કો દોડાવીએ છીએ; આપણું જોર તપાસીએ છીએ; અને છેવટે પગલું લેવડાવનાર નિર્ણય ઉપર આવીએ છીએ. આ નિર્ણય બુદ્ધિએ સાચી રીતે કર્યો હોય કે ભૂલભર્યો કર્યો હોય, પણ એણે કાર્ય કર્યું છે.

બીજો માણસ એવા જ સર્વ મનોવ્યાપાર કરી નિર્ણય પર આવે છે, કે શાળાનો ત્યાગ ન કરવો એટલું જ નહિ પણ એનો વિરોધ કરવો; અને તેમ કરવા મંડી જાય છે. એણે પણ સાચી રીતે કે ખોટી રીતે બુદ્ધિવ્યાપાર ચલાવ્યો છે જ.

પણ ત્રીજા માણસના મનોવ્યાપાર નિર્ણય પર આવી શકતા નથી. અસહકાર કરવાની એનાથી પ્રવૃત્તિ થઈ

શકતી નથી; એ વિરોધ કરવા જેવી છે એવો પણ નિર્ણય કરી શકતો નથી. આ ઠેકાણે બુદ્ધિનો વ્યાપાર અધૂરો રહે છે. એમ કહી શકાય.

તાત્પર્ય, બુદ્ધિ એ નિર્ણય કરનારી શક્તિ છે; અને એ શક્તિ પૂરેપૂરો પોતાનો વ્યાપાર કરે એટલે કાંઈ પણ કર્મમાં આપણી પ્રવૃત્તિ[1] થવી જોઈએ. એ મનની શક્તિ છે, વાણીની શક્તિ નથી. પ્રાણીમાત્રમાં એ શક્તિ ઓછીવત્તી કેળવાયેલી રહી છે.

જો આ શક્તિને જ આપણે બુદ્ધિ તરીકે ઓળખીએ તો એ બુદ્ધિની કેળવણી અતિશય ઇષ્ટ વસ્તુ છે.

હવે ત્રણ વસ્તુઓ વિચારવાની રહે છે: પંડિતાઈ અને બુદ્ધિ વચ્ચેનો ભેદ, બુદ્ધિની કેળવણીનાં અંગો અને બુદ્ધિના નિર્ણયની સત્યાસત્યતા જાણવાનો માર્ગ, અથવા બુદ્ધિ-શક્તિ સાચી દિશામાં જ કાર્ય કરે એવી રીતની એની કેળવણી.

પંડિતાઈ અને બુદ્ધિ વચ્ચેનો ભેદ પહેલાં તપાસીએ.

ધારો કે, જગત સત્ય છે કે મિથ્યા એવો પ્રશ્ન બે ભાઈઓ ચર્ચે છે અને ચર્ચાને અંતે એક કહે છે કે જગત સત્ય છે અને બીજો કહે છે કે જગત મિથ્યા છે. ધારો કે, એ ચર્ચામાં બન્નેના આધાર જૂનાં શાસ્ત્રો અને

---

૧. કોઈ ચાલુ કર્મ કરતાં અટકી જવું, અથવા જે કર્મ કરવામાં આવે છે એ બરોબર જ છે એવો ફરી ફરી નિર્ણય થવો અને તેથી એમાં વિશેષ દૃઢતા આવવી એ પણ કર્મમાં પ્રવૃત્તિ જ કહેવાય. પ્રવૃત્તિના વિસ્તારની મર્યાદા અમુક જ હોવી જોઈએ એમ નથી.

આચાર્યોનાં ભાષ્યો છે અને એ શાસ્ત્રો અને ભાષ્યોનો અર્થ બેસાડવાના પરિણામે જ આવા બે પક્ષો પડે છે. ગમે તે રીતે એક ભાઈ જગતને સત્ય ઠરાવી છૂટો પડે છે અને બીજો જગતને મિથ્યા ઠરાવી છૂટો પડે છે.

ધારો કે, આ ઠરાવને પરિણામે બન્નેના જીવનમાં કશો ફરક પડતો નથી: જેમ ચાલતું હતું તેમ જ બન્નેનું જીવન ચાલ્યાં કરે છે: જગતને સત્ય માનવાવાળો જગતમાં ચિરકાળ રહેનારો કોઈ ફાયદો કરવાનો કાંઈ પ્રયત્ન કરતો નથી, અને મિથ્યા માનવાવાળો એક નજીવી વસ્તુને પણ છોડી શકતો નથી.

આ બન્નેનો વ્યાપાર પંડિતાઈ છે, બુદ્ધિ નથી. કારણ કે, પ્રથમ તો બન્નેનો વ્યાપાર કેવળ શાબ્દિક છે. જગતને પોતે તપાસી નિર્ણય કરવા પ્રયત્ન નથી. બીજું, જે શાબ્દિક નિર્ણય પર તેઓ આવે છે તેને પરિણામે પણ પ્રવૃત્તિમાં કશો ફરક પડતો નથી.

આવો વાણીવિલાસ એ બુદ્ધિનો નિર્ણય નથી.

એ જ રીતે, ધારો કે આપણે રસાયનશાસ્ત્રી નથી, કદી પ્રયોગ જોવાનો વિચાર નથી અને હીરો અને કોલસો એ એક જ તત્ત્વ હોઈ શકે કે કેમ એ વિષેની ચર્ચામાં ઊતરીએ. બંને એક તત્ત્વ છે એમ ઠરાવીને આપણે હીરાને સગડીમાં નાંખવાના નથી અને જુદાં તત્ત્વોને ઠરાવીને પણ કશો પ્રયોગ કરવાના નથી; તો આ કેવળ પંડિતાઈ ગણાય, એમાં બુદ્ધિ નથી.

બુદ્ધિ પ્રત્યક્ષ આવી પડેલાં કર્મને દિશા આપવા — આપણા પ્રત્યક્ષ જીવનને દોરવા ઉત્પન્ન થયેલી શક્તિ છે.

હવે બુદ્ધિની કેળવણીનાં અંગોનો વિચાર કરીએ.

બુદ્ધિશક્તિ, પ્રજ્ઞાશક્તિ અને તર્કશક્તિ કરતાં વધારે ઊંચી શક્તિ છે. એટલે પ્રજ્ઞા અને તર્કશક્તિની કેળવણી બુદ્ધિની કેળવણી માટે જરૂરની છે એમ કહેવાની જરૂર ન હોય. વળી પ્રજ્ઞા તથા તર્કશક્તિમાં જેટલું અસત્ય હોય, તેટલો બુદ્ધિના કાર્યમાં દોષ આવે જ એ પણ દેખીતું છે. પણ તે ઉપરાંત બુદ્ધિના વ્યાપારમાં આપણી કર્તૃત્વશક્તિ, ભાવનાઓ * તથા અત્યાર પહેલાં જીવન સાથે એકરસ થયેલા નિશ્ચયો અને તેથી દૃઢ થયેલા રાગદ્વેષો એ પણ ભાગ ભજવે છે.

પ્રજ્ઞા અને તર્કના દોષો દૂર થયા છે એમ માની જુદાં જુદાં દૃષ્ટાંતો લઈ આનો વિચાર કરીએ.

એક રિસાયેલા બાળકને જમાડવા માટે એની મા મનાવવા જાય છે. એક બાજુથી બાળકમાં સ્વાભિમાન અને ક્રોધના વિકારો છે; બીજી બાજુએ એ ભૂખથી વ્યાકુળ થયેલો છે; ત્રીજી બાજુએ મા પ્રત્યે પ્રેમ રહેલો છે. સ્વાભિમાન જાળવવું કે ખાવું એનો એને નિર્ણય કરવાનો છે. છેવટે ભૂખની વ્યાકુળતાથી કર્તૃત્વ ઘટી જાય છે, માની સમજાવટ વિકારોને શાંત કરે છે અને એ જમવાનો નિર્ણય કરે છે.

એક માણસ રાત્રે ધુમાડા પરથી આગ લાગી છે એવો તર્ક કરે છે; પણ અંધારાથી ડરે છે અને તેથી કાંઈ પણ ન કરતાં બેસી રહે છે.

* દયા, પ્રેમ, સ્વાભિમાન, કુલાભિમાન, મદ, વેર, ક્રોધ, ભય, ઈર્ષા વગેરે સારીનરસી ભાવનાઓ છે.

બીજો માણસ ડરતો નથી અને જાય છે. જતાં જતાં માલૂમ પડે છે કે, જે ઘરને આગ લાગી છે તે એના શત્રુનું છે અને સાંભળતાં જ પાછો ફરે છે.

ત્રીજો માણસ જાય છે, શત્રુનું ઘર છે એમ જુએ છે; પણ એનામાં કાંઈક દયાની, કાંઈક શત્રુ પર ઉપકાર કરી એને ઉપકાર તળે દાબવાની ભાવના ભરાઈ છે, અને તેથી એ મદદે દોડી પહોંચે છે.

આમાં જુદી જુદી ભાવનાઓ, કર્તૃત્વ અને રાગદ્વેષોના બળને લીધે બુદ્ધિના નિર્ણયોમાં કેવો ફરક પડે છે એ જણાય છે.

વળી બીજાં વધારે અટપટાં દૃષ્ટાન્તો લઈએ.

क અને प એક કાપડની દુકાનમાં જાય છે. દુકાનદાર હાથકંતામણનું એક સાદું ધોતિયું બતાવે છે. क ને ખાદી પહેરવી સારી છે એમ લાગે છે, પણ એને ઝીણું ધોતિયું જ જોઈએ; વળી તે ઉપર જાંબળી રંગની કેરી કિનાર હોય એવું ધોતિયું પહેરવાનો શોખ છે. प રંગ, ભાત અને પોત વિષે ઉદાસીન છે; પણ એને 'ગાંધી–મત' પર અભાવ આવ્યો છે, તેથી ગાંધી કહે તે હરગિજ ન કરવું એવો આગ્રહ બંધાયો છે. પરિણામે જુદા જુદા વિચારથી, છતાં, બન્ને હાથકંતામણનું ધોતિયું નથી ખરીદતા.

વળી એક દૃષ્ટાન્ત.

व અને ह આગગાડીમાં મુસાફરી કરી રહ્યા છે. એક માણસ અંદર આવવા પ્રયત્ન કરે છે. એના ચહેરા અને પહેરવેશ પરથી એ અસ્પૃશ્ય જાતિનો પણ કોઈ અમલદાર છે એવું બન્નેનું અનુમાન થાય છે. व ને અસ્પૃશ્યના સ્પર્શનો

વાંધો નથી અને અસ્પૃશ્યતાનિવારણ માટે આગ્રહ પણ છે. હ ને એ વિષે સખત વાંધો છે. પણ તે સાથે જ વ ને પોતાને બેસવાની અગવડ ન થાય તે માટે ભારે ખંત છે. અને વળી એણે એક એવો સિદ્ધાંત બાંધ્યો છે કે અમલદારોની આગળ અક્કડ જ રહેવું. એથી ઊલટું, હ પોતે ગમે તેટલી અગવડ વેઠીનેયે કોઈને જગ્યા કરી આપે એવો છે; અને વળી અમલદારી માટે એને એવી ભયવૃત્તિ છે કે 'સત્તા આગળ શાણપણ' ચલાવે એવો નથી.

પરિણામે, વ અસ્પૃશ્યતાનિવારણમાં માનવાવાળો હોવા છતાં, પોતાની સગવડના ખ્યાલથી તથા અમલદારી પ્રત્યેના દ્વેષથી, બેસનારને આવતો અટકાવવા પ્રયત્ન કરે છે, અને હ ને અસ્પૃશ્યતામાં ધર્મબુદ્ધિ હોવા છતાં સૌજન્ય તથા ભયને લીધે હરકત નથી કરતો.

આ રીતે રાગદ્વેષો, પૂર્વના નિશ્ચિત સિદ્ધાંતો અને કર્તૃત્વ એ ત્રણ બુદ્ધિના નિર્ણયો થવામાં ભાગ ભજવે છે. એ પૈકી ગમે તે એકમાં દોષ હોય તોપણ નિર્ણયમાં દોષ આવે. વળી તે ઉપરાંત એ અસ્પૃશ્ય જાતિનો છે અથવા અમલદાર છે એ તર્ક કરવામાં જો કાંઈ ભૂલ થઈ હોય તો પાછો નિર્ણયમાં દોષ આવવાનો.

એટલે બુદ્ધિની કેળવણી એટલે પ્રજ્ઞા અને તર્કશક્તિની કેળવણી ઉપરાંત આપણા રાગદ્વેષોની શુદ્ધિ, પૂર્વસિદ્ધાંતોની ફરી ફરી તપાસ, અને કર્તૃત્વશક્તિની વૃદ્ધિ એમ થાય.

હવે બુદ્ધિ સાચી દિશામાં જ કામ કરે એવી રીતની એની કેળવણીનો માર્ગ વિચારવો રહે છે. એ પ્રશ્ન એટલો મોટો છે કે એનો વિચાર બીજા લેખમાં જ કરવો ઠીક થશે.

# ૧૨

# સત્ય નિર્ણયો

બુદ્ધિ સાચી દિશામાં જ કામ કરે એવી રીતના એની કેળવણીનો માર્ગ હવે વિચારીએ.

બુદ્ધિની એક મર્યાદા પહેલેથી જ જાણી લેવી આવશ્યક છે. બુદ્ધિ એટલે નિર્ણય કરનારી શક્તિ એ અર્થ ફરીથી યાદ દેવડાવું છું. અમુક પ્રસંગમાં મારે કેમ વર્તવું એ ઠરાવવા માટે જે માનસિક વ્યાપારો થાય તે બુદ્ધિનો વ્યાપાર છે. આવી પડેલા પ્રસંગમાં જ બુદ્ધિનો વ્યાપાર થતો હોવાથી એના નિર્ણયો સર્વ કાળ માટે સાચા માનવા એ ભૂલ છે. સ્થૂળ વર્તનના નિર્ણયો ત્રણ કાળ માટે એક સરખા હોય જ એમ ન કહેવાય. આજે એક બાળકને હું રમવા ઉત્તેજન આપું અને કાલે એને જ રમતો અટકાવું. આજે એક બાળકને આગ્રહપૂર્વક ખવાડું અને કાલે એને જ ભૂખ્યો રહેવા સમજાવું. આજે એને વિદ્યામાં એકાગ્ર થવા

કહું અને કાલે કર્મમાં એકાગ્ર થવા કહું. આજે હું ચેપી રોગીના સંસર્ગથી પોતાની જાતને બચાવી લઉં અને કાલે એ જ રોગીની સારવાર કરવા મંડી પડું. આજે જે દેશમાં રાજ્યના જુલમ હોય તે દેશ છોડી જવો એવો નિર્ણય ઠીક ગણાય અને કાલે એ જુલમ સહન કરીને પણ દેશમાં રહેવું એ નિર્ણય ઠીક ગણાય. આ રીતે બુદ્ધિના સર્વે નિર્ણયો પ્રસંગ પૂરતા ગણાય; અને પ્રસંગના ફેરફારોને લઈને એવા એક બીજાથી ઊલટા નિર્ણયો પણ સાચા હોય એમ બને.

પણ એક જ પ્રસંગમાં જુદા જુદા માણસો જુદા જુદા નિર્ણયો પર આવે છે, અને ત્યાં બન્ને નિર્ણયો સાચા કેમ હોઈ શકે એ વિચારવા જેવો પ્રશ્ન છે. ગાંધીજી સ્વરાજસિદ્ધિ માટે એક માર્ગ સૂચવે અને કદાચ શ્રી. કેળકર બીજો અને એથી ઊલટો સૂચવે; ગાંધીજી હિંદુ–મુસલમાનના પ્રશ્ન માટે એક માર્ગ બતાવે અને શ્રદ્ધાનંદજી કે કિચલુ જુદો બતાવે; ગાંધીજી અસ્પૃશ્યતા-નિવારણને ધર્મ કહે અને શાસ્ત્રીઓ એને અધર્મ કહે; ગાંધીજી રેંટિયાનો મહિમા ગાય, અને કવિવર રવીન્દ્રનાથ એને હસી કાઢે. બંને પ્રકારના નિર્ણયો એક જ કાળમાં કેમ સાચા હોઈ શકે?

બુદ્ધિનું કાર્ય કેવી રીતે થાય છે એ વિષે આગલાં પ્રકરણોમાં કહેલું છે તે જોતાં માલૂમ પડશે કે, જ્યાં જ્યાં મતભેદ છે ત્યાં ત્યાં પ્રજ્ઞા (અવલોકન, અનુભવ અને તુલના), તર્ક, રાગદ્વેષો, પૂર્વસિદ્ધાંતો અને કર્તૃત્વશક્તિના ભેદો રહેલા છે.

આ પૈકી પ્રજ્ઞા અને તર્કના દોષો પ્રમાણોથી દૂર કરી શકાય; કેટલેક અંશે રાગદ્વેષો અને પૂર્વસિદ્ધાંતો ઉપર પણ એની અસર પડે. પણ કેવળ પ્રમાણોથી રાગદ્વેષો, પૂર્વસિદ્ધાંતો અને કર્તૃત્વશક્તિના ભેદો ટાળી શકાતા નથી. આવા સંજોગોમાં સામાન્ય માણસ કેવી રીતે જાણે કે કોના નિર્ણયો પાછળ રહેલા રાગદ્વેષ વિશેષ શુદ્ધ છે, પૂર્વ-સિદ્ધાંતો અચૂક છે અને કર્તૃત્વશક્તિવાળા છે? અને પોતાના નિર્ણયની સત્યાસત્યતા પણ કેવી રીતે પારખી શકે?

આ પ્રશ્નનો ઉત્તર આપવામાંયે ઘણી મુશ્કેલી રહેલી છે; કારણ કે, અમુક એક રીત સાચી છે એમ હું ઠરાવું તો તે ઠરાવની પાછળ મારા રાગદ્વેષો, પૂર્વસિદ્ધાંતો અને કર્તૃત્વનો રંગ હોય જ. એટલે હું જેને સત્ય કહું તે મારા રાગદ્વેષાદિકની દૃષ્ટિએ જ કહી શકું. આથી જે તટસ્થ વૃત્તિથી ચર્ચા કરવી અત્યાર સુધીના લેખોમાં શક્ય હતી, તે તટસ્થતા હવે ન રહી શકે. જેની સાથે મારા રાગદ્વેષાદિકનો મેળ બેસે તેને જ મારા નિર્ણય ખરા લાગે. બીજાને નયે લાગે.*

વિકાસવિચારના પ્રકરણમાં આપણે જોશું કે વિકાસના બે મહત્ત્વના પ્રકાર પ્રાણનો સૂક્ષ્મ વિકાસ અને ગુણવિકાસ છે; અને બીજાં પ્રાણીઓ કરતાં મનુષ્યની વિશેષતા એના

---

* આથી જ किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः । એમ કહેવું પડ્યું હશે? तत्ते कर्म प्रवक्ष्यामि यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् । એમ પ્રતિપાદન કર્યાં છતાં એ જ શ્લોકનો અર્થ બેસાડવામાં અને તે પરથી ગીતાનું રહસ્ય શોધવામાં કેટલો મતભેદ છે!

ગુણવિકાસને લીધે છે. સર્વ મનુષ્યો એક જ યોનિનાં પ્રાણીઓ હોવા છતાં, એમનામાં જે અનંત પ્રકારની વિવિધતા જોવામાં આવે છે, તેનું મુખ્ય કારણ ગુણવિકાસનો ભેદ છે. માણસ માણસાઈમાં કેટલો વધ્યો છે, તેનો આધાર એના ગુણવિકાસ ઉપર છે.

ગુણો બુદ્ધિના ઉપર સીધી અસર પહોંચાડે છે. માનવજાતિ પ્રત્યેના અપાર પ્રેમને લીધે બુદ્ધથી આ બ્રાહ્મણ અને આ શૂદ્ર એવાં બંધનોમાં રહી શકાયું નહિ; એંડ્રુઝથી પોતાના જાતભાઈઓના જ પક્ષમાં રહી શકાતું નથી. એકાદ શુભ ગુણનો પણ અત્યંત વિકાસ થાય એટલે બુદ્ધિને બંધનમાં રાખનારાં ઢાંકણાં ઊઘડી જાય છે. પછી એ સંકુચિત ક્ષેત્રમાં જ વિહાર કરતી નથી; એ વિશાળ દૃષ્ટિથી વિચાર કરી શકે છે. ગાયને વિષે અજ્ઞપણાની, સ્ત્રીને વિષે ભોગપણાની કે ઉભયને વિષે ગુલામપણાની ભાવના હોય ત્યાં સુધી ગોરક્ષા, સ્ત્રીઓની ઉન્નતિ કે મૂગાં પ્રાણી પર દયાની બાબતમાં અમુક મર્યાદામાં રહીને જ આપણે વિચાર કરી શકીશું; વધારેમાં વધારે આપણી બુદ્ધિની દોટ આપણું કાર્ય સરે અને એમનું દુઃખ કંઈક ઓછું થાય એટલે સુધી પહોંચશે. એ ભાવનાઓમાંથી આપણે મુક્ત થઈ, સર્વ પ્રત્યે મૈત્રી, કરુણા કે સમાનતાની ભાવના દૃઢ કરીએ, ત્યારે આપણે એમને લગતા પ્રશ્નોનો જે વિચાર કરીશું તે જુદા જ પ્રકારનો થશે.

બે માણસો વચ્ચે તકરાર થાય તો એનો ફેંસલો કરાવવા કોઈ તટસ્થ માણસનો આશ્રય લેવામાં આવે છે. આપણે જાણીએ છીએ કે, જેમ એ માણસ વધારે તટસ્થ,

એકની કે બીજાની જીત થાય તે વિષે ઉદાસીન, તેમ એ નિર્ણય કરવા માટે વધારે લાયક. એની બુદ્ધિ રાગદ્વેષથી રહિત હોવાથી સત્ય શોધવા માટે વધારે અનુકૂળ. આમ સત્ય શોધવા માટે મનની તટસ્થ વૃત્તિ એ એક જરૂરની ચીજ છે. તટસ્થ વૃત્તિ એટલે અને તેટલી પૂર્વગ્રહથી રહિત સ્થિતિ. કોઈ એક જાતનો નિર્ણય થાય તો સારું એવો આગ્રહ નહિ.

પણ તટસ્થ માણસ સમભાવી કે અસમભાવી હોય તોયે નિર્ણયમાં ઘણો ફરક પડી જાય છે. બે માણસ વચ્ચે તકરાર પડે, અને તેનો નિર્ણય કરવાનું મને સોંપવામાં આવે તો તે પૈકી એકને માટે મને કાંઈક સહાનુભૂતિ કે સમભાવ હોય તો મારાથી ચોખ્ખી તટસ્થતા નહિ જાળવી શકાય; બન્નેને માટે સહાનુભૂતિ કે સમભાવનો તદ્દન અભાવ હોય — દાખલા તરીકે બન્ને જૂઠા કે તરકટી છે એવો મારો ખ્યાલ બંધાયો હોય, તો હું ત્રાજવામાં તોળ્યા પ્રમાણે ન્યાય આપી શકું. પણ એથી કોઈનું કે મારું સમાધાન ન થાય. એ નિર્ણય વિચારદોષરહિત લાગે છતાં મારી ભાવનાને સંતોષ નહિ થાય, અને તેથી એમાં કાંઈ પણ ત્રુટી લાગ્યા વિના નહિ રહે. પણ બન્ને વિષે મને સરખી સમભાવના કે સહાનુભૂતિ હોય, બન્ને માટે હિતની જ દૃષ્ટિ હોય તો મારો નિર્ણય કાંઈ જુદા પ્રકારનો જ થાય. એમાં ત્રાજવાનો સ્થૂળ ઇન્સાફ નહિ હોય, પણ મૌલિક ઇન્સાફ હશે. આ રીતે નિર્ણય કરવામાં જે વસ્તુ વિષે નિર્ણય કરવાનો છે, તે વસ્તુ વિષે તે વખતે મારામાં વર્તતો ગુણ મહત્ત્વનો ભાગ ભજવે છે.

તટસ્થતા તથા સમભાવનાનો અભાવ અનેક રીતે થઈ જાય છે. બીજા ગુણોનું બળ એ એના ઉપર અસર પહોંચાડી, બુદ્ધિ ઉપર આડકતરી અસર પહોંચાડે છે. કેવળ એક વિષય માટેનો રસ પણ એ વિષય માટે તટસ્થપણે નિર્ણય કરવામાં અડચણ કરે છે. દાખલા તરીકે, એક માણસને ગાયનનો અત્યંત રસ છે; ગાયનકળાનું મહત્ત્વ ઘટી જાય એવી રીતના નિર્ણયો તરફ જો એની બુદ્ધિ એને ખેંચી જાય તો તે એનાથી સહન નહિ થઈ શકે. એ જ પ્રમાણે જો એને ગાયનકળાનું ખંડન કરવાનો જ રસ ચડ્યો હોય, તોયે એ વિષયનો તે શુદ્ધ વિચાર નહિ કરી શકે.

બુદ્ધિના નિર્ણયો ઉપર ગુણોની કેવી રીતે અસર પહોંચે છે, તેનું આ વિવેચન થયું. પણ બુદ્ધિની સૂક્ષ્મતા થવામાંયે ગુણોનો વિકાસ જ પ્રધાન સાધન છે. બાહ્ય જગતના અભ્યાસ, અવલોકન અને અનુભવથી બુદ્ધિ સૂક્ષ્મ થાય છે એવો આપણો સામાન્ય ખ્યાલ છે. બહુ ભારે ચારિત્ર ન હોય એવા માણસો સૂક્ષ્મ વિચાર કરી શકે છે એવું આપણે ઘણીવાર જોઈએ છીએ. અને તેથી ગુણવિકાસ અને બુદ્ધિવિકાસ વચ્ચે કોઈ સંબંધ હોય એમ આપણને લાગતું નથી. ઊલટું, બુદ્ધિનો સંબંધ એકાગ્રતા સાથે છે એવો આપણો ખ્યાલ છે; અને એકાગ્ર થવા માટે જેટલા ગુણો જોઈએ તેટલા ગુણો તેટલા વખત પૂરતા પણ હોય તોયે ચાલે એમ મનાય છે.

પણ આ સૂક્ષ્મતા એ જે અર્થમાં હું બુદ્ધિનો વિકાસ કહું છું તે અર્થમાં બુદ્ધિનો વિકાસ નથી. પણ પ્રજ્ઞાશક્તિ

(અનુભવ તથા તુલનાશક્તિ) તથા તર્કશક્તિની જ સૂક્ષ્મતા છે. અમુક ક્ષણે કેમ વર્તવું એનો નિર્ણય કરનારી શક્તિ તે મારા અર્થમાં બુદ્ધિશક્તિ છે; અને એનો વિકાસ ગુણવિકાસ વિના અશકય છે.

એકાગ્રતા, વૃત્તિનિરોધ વગેરેના અભ્યાસથી હું પ્રજ્ઞા તથા તર્કની સૂક્ષ્મતા કરી અપરોક્ષપણે ક્ષણભર અદ્વૈત તત્ત્વ જાણું, કે આત્માનું અમૃતત્ત્વ ઓળખું, કે સત્ય અથવા અહિંસાની પરાકાષ્ઠાની કલ્પના કરું, સત્યાગ્રહનો સિદ્ધાન્ત સમજું, સામ્યવાદી (સોશિયાલિસ્ટ) થાઉં; એથી હું વેદાન્ત-તત્ત્વને સિદ્ધ કરી શકું, સત્ય–અહિંસાની પરાકાષ્ઠા દર્શાવનારી કથા જોડી શકું, સત્યાગ્રહમીમાંસા લખી શકું, સામ્યવાદ પર ગ્રંથ રચી શકું; પણ મારા અને પાડોશીના બાળક વચ્ચે અભેદપણું વર્તવામાં, પાડોશીને મદદ કરતી વખતે મારા શરીરને જોખમમાં નાખવામાં, કસોટીમાં સત્યને વળગી રહેવામાં, પજવતી બિલાડી કે કૂતરાં પ્રત્યે ખામોશ પકડી રાખવામાં, વિરોધ ટાળવા સત્યાગ્રહને આચરવામાં, મારા નોકરને મારી જોડાજોડ બેસવા દેવામાં તર્કશક્તિ કે પ્રજ્ઞાથી કરી રાખેલા કે માનેલા વિચારો કે કલ્પનાઓ ઝાઝાં મદદ કરતાં નથી; પણ કેવળ પ્રેમ, દયા, ક્ષમા, સમભાવ, તેજ, સત્ય, પ્રામાણિકતા, શૌર્ય વગેરે વિશિષ્ટ ગુણોનો ઉત્કર્ષ જ મદદ કરે છે.

બાવલાનું[1] ખૂન થતી વખતે જે અંગ્રેજોએ પોતાના જીવને જોખમે ઝંપલાવ્યું તેઓએ આત્માના અમૃતત્વ કે

૧. કેટલાંક વરસ પર મુંબઈમાં બાવલા નામે એક મુસલમાન ગૃહસ્થનું રસ્તા વચ્ચે દોડતી મોટરે ખૂન થયું હતું. તેને બચાવવા

અદ્વૈત સિદ્ધાન્ત વિષે કદાચ સ્વપ્નામાંયે વિચાર નહિ કર્યો હોય. ભંગીનાં બાળકને ધવડાવનાર સ્વર્ગવાસી મલબારીની માતાને કાને સામ્યવાદનો શબ્દ પણ નહિ પડ્યો હોય. દીકરીની માફક કૂતરીની સુવાવડ અને માંદી વાંદરીની માવજત કરનાર મારાં એક મિત્રપત્ની છે; એમની તર્કશક્તિ કે પ્રજ્ઞાશક્તિ સૂક્ષ્મ છે એમ કોઈ નહિ કહી શકે; 'હું જૂઠું નહિ બોલી શકું, મેં ઝાડ કાપ્યું છે,' એ વાક્ય જે ઉંમરે જ્યોર્જ વૉશિંગ્ટન બોલ્યો તે ઉંમરે એણે સત્યના મહિમાનો વિચાર કર્યો હોય એવો સંભવ નથી. પણ ખાસ ગુણોના વિકાસથી જ એવા પ્રસંગોમાં કેમ વર્તવું તેનો તેઓ તાબડતોબ નિર્ણય કરી શક્યાં.

કર્મેન્દ્રિયોનાં અને જ્ઞાનેન્દ્રિયોનાં કાર્યો જેમ કર્મો છે, તેમ અંતઃકરણનાં કાર્યો પણ કર્મો જ છે. એક જ જાતના કર્મના મહાવરાથી જેમ કર્મેન્દ્રિયોમાં અને જ્ઞાનેન્દ્રિયોમાં કુશળતા આવે છે, પ્રજ્ઞા તથા તર્કશક્તિમાં કુશળતા આવે છે, તેમ બુદ્ધિમાંયે કુશળતા આવે છે. જે માણસે જે ગુણને ખૂબ પોષ્યો હોય, તેના દરેક નિર્ણયમાં તે ગુણની છાપ સ્વાભાવિક રીતે ઊતરેલી જણાશે. જેણે સત્યની ખૂબ ચીવટ રાખી હોય, તેના સહજ કરેલા નિર્ણયોમાં પણ સત્ય કે સત્ય તરફ વલણ તરી આવશે; જેણે સત્ય માટે ઓછી ફિકર કરી હશે, તેના ખૂબ વિચારપૂર્વક

---

જીવને જોખમે એક બે અંગ્રેજોએ પ્રયત્ન કર્યો હતો. આ ખૂનમાં ઇંદોરના રાજા તથા મોટા અધિકારીઓનો હાથ માલૂમ પડ્યો હતો, અને ઇંદોરના રાજાને ગાદી છોડવી પડી હતી.

નિર્ણયોમાં પણ શંકા, અનિશ્ચિતતા જણાશે. જેણે ઇરાદાપૂર્વક અસત્યને જ આચર્યું હશે, તેના નિર્ણયો પર અસત્ય, લુચ્ચાઈની છાપ દેખાશે. જેણે પરગજુપણાનો ગુણ ખીલવ્યો હશે, તેના અનાયાસે કરેલા નિર્ણયોથીયે બીજાનું હિત થવા તરફ વલણ રહેશે; જેણે સ્વાર્થ જ શોધ્યો હશે, તેમાં એનું પોતાનું હિત જોવાની જ દૃષ્ટિ પારખી શકાશે.

જે ગુણ અતિશય ખીલ્યો હોય, તે ગુણને પોષનારો માનસ પ્રકૃતિનો નિયમ (તે ગુણને પોષતી ફિલસૂફી) એ માણસ તરત જ સમજી શકે એવી એની બુદ્ધિ થાય છે. જેણે લોભને પોષ્યો હશે, તે મૂડીવાદી અર્થશાસ્ત્રના સિદ્ધાંતો કુશળતાથી સમજી શકશે, અને એમાં જ એને ફિલસૂફીની પૂર્ણતા લાગશે; धनाद्धर्मस्ततः सुखम् એ એને પરમ સિદ્ધાંત લાગશે. જેણે ઇંદ્રિયોના વિષયોનો આનંદ પોષ્યો હશે તે વિજ્ઞાને શોધેલાં સાધનો, કળાઓનો મહિમા તથા એને પોષનારી દલીલોને તુરત સમજી શકશે, અને જીવનવિકાસની એ જ બાજુ એને સૌથી મહત્ત્વની લાગશે; જે ફિલસૂફી ભોગ અને મોક્ષ બેનું સમર્થન કરે, તે ફિલસૂફી એને સર્વાંગપૂર્ણ લાગશે; સોના અને કારીગરીથી સજેલાં દેવમંદિરો અને સિંહાસનો, ફૂલથી સુશોભિત હિંડોળાઓ અને વાડીઓ, વિવિધ પ્રકારનાં ભોજનો અને વસ્ત્રો, દીપમાળાઓ, ધજાપતાકાઓ વગેરેની રચનામાં એ ભક્તિમાર્ગ જોશે; દેલવાડાના મંદિરોથી જૈન ધર્મનો અને અજંટાની ગુફાઓથી બૌદ્ધ ધર્મનો ઉત્કર્ષ થયેલો સમજશે; પોતાના સંપ્રદાયનો ઉત્કર્ષ એ માર્ગે કરવા પ્રયત્નશીલ થશે; અનંત

કાળ સુધી લક્ષ્મીનારાયણના ચતુર્ભુજ પાર્ષદ બનવું, કે ગોલોકની કૃષ્ણલીલામાં ભાગ લેવો, કે અક્ષરધામના સમૈયામાં જઈને બેસવું એ મોક્ષ એને રુચશે. જેણે પરોપકારવૃત્તિનો વિકાસ કર્યો હશે તેને દાનધર્મ, સેવાધર્મ, દયાધર્મનો મહિમા ગાનારા બુદ્ધિવાદો યથાર્થ લાગશે. જેણે અસત્ય, લુચ્ચાઈ વગેરે પોષ્યાં હશે, તેને "દુનિયા ચલાના મક્કરસે" એ સૂત્રમાં સિદ્ધાન્તોનો અર્ક ઊતરેલો જણાશે.

જે ગુણને જેણે થોડા ઘણાયે નહિ પોષ્યો હોય તેને તે ગુણથી ઊપજેલી ફિલસૂફી — એ ગમે તેટલો વિદ્વાન હશે તોપણ — નહિ સમજાય. અસત્યનિષ્ઠ માણસને હરિશ્ચંદ્રનું કે રજપૂતોનું વર્તન મૂર્ખતાના પ્રદર્શનરૂપ લાગશે; લોભી માણસને દેશબંધુ દાસ કે જમનાલાલ બજાજના ત્યાગમાં વ્યવહારજ્ઞાનનો અભાવ જણાશે; વ્યવહારકુશળ કહેવાતા માણસોને તુકારામ અને રામકૃષ્ણ પરમહંસ વિષે ઘેલછાનો સંશય થશે. આર્યતત્ત્વજ્ઞાનના એક પ્રસિદ્ધ આચાર્યે મને પોતાની સંસ્થા વિષે માહિતી આપતાં જણાવ્યું કે, અમારો ઉદ્દેશ આર્યતત્ત્વજ્ઞાન અને પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનનો તુલનાત્મક દૃષ્ટિએ અભ્યાસ કરી આર્યતત્ત્વજ્ઞાનની શ્રેષ્ઠતા જગત આગળ સિદ્ધ કરી બતાવવાનો છે. પછી સત્યાગ્રહાશ્રમ વિષે વાતચીત નીકળતાં તેમણે જણાવ્યું, 'તમને ખોટું ન લાગે તો હું તમને કહું કે હું ગાંધીનો આ સત્ય અને અહિંસાનો સિદ્ધાંત સમજી શકતો નથી. હું તો शठं प्रति शाठ्यम् માં માનનારો છું. ગાંધીના વિચારો બધા અવ્યવહારુ હોય છે. તમે ગુજરાતીઓ ભાવનાવશ

છો; તમે આવી વાતોમાં માની શંકા; અમે વ્યવહારસિદ્ધિ તરફ લક્ષ આપવાવાળા રહ્યા; અમારે ગળે એ સિદ્ધાન્તો ન ઊતરે." તર્કભેદની પાછળ ગુણભેદ રહેલો છે, એનું આ આચાર્ય મને સચોટ ઉદાહરણ લાગ્યું. જે ગુણોનો વિકાસ થયો ન હોય, તે ગુણોના પરિશીલનથી જ વિકાસ પામનારી બુદ્ધિ એને લગતી ફિલસૂફી સમજી જ ન શકે. જેને એ ગુણોનું કાંઈક બળ હોય તે એની દલીલને સમજી શકશે, જેનામાં એ પકવ થયા હશે તે એનો અમલ કરી શકશે.

એટલે જોકે અમુક પુરુષના વિચારો, અથવા અમુક નિર્ણયો સત્ય જ છે અને અસત્ય નથી, એમ કહેવામાં ધૃષ્ટતા કે સાહસ થાય; છતાં, બની શકે તેટલું સત્ય નિર્ણયો તરફ વળવાનો માર્ગ અનિશ્ચિત નથી. જે સત્યનું જ પાલન કરવામાં પ્રયત્નશીલ રહે,* સત્યની જ જિજ્ઞાસા રાખે, તેની

* સત્ય તે એવી કઈ ચોક્કસ વસ્તુ છે કે જેનું પાલન કરી શકાય? બધાંયે સત્યો સાપેક્ષ છે, અને જે માણસ 'હું કરું છું તે જ સત્ય છે' એવો દાવો કરે છે, તે જ અસત્યવાદી છે; એક દૃષ્ટિ એકને સત્ય લાગે અને બીજાને અસત્ય લાગે; આજે સત્ય લાગે અને કાલે અસત્ય લાગે; માટે શાનું પાલન કરવાનો આગ્રહ રાખવો? આવી શંકા કેટલાક ઉઠાવે છે. ખરું જોતાં આવી મુશ્કેલી ઉઠાવવાની જરૂર નથી. જે વસ્તુ આજે મને સત્ય કે અસત્ય લાગે છે, તે મારે માટે આજે તેવી જ છે. આજે મારે માટે મન, વાણી, કર્મથી વર્તનનો નિયમ તે માન્યતા મુજબ જ હોય. એ વિષે બીજાનું દૃષ્ટિબિંદુ ગમે તે હો, અને કાલે મારું દૃષ્ટિબિંદુયે ભલે બદલાઓ. મને જે વસ્તુ સત્ય લાગે તે બીજાને અસત્ય લાગતી

તર્કશક્તિ અને પ્રજ્ઞા સત્યને જ પારખવા તરફ અને બુદ્ધિ સત્ય નિર્ણયો કરવા તરફ જ ઢળેલી હશે. એ સત્ય રુચિકર હોય કે અરુચિકર, સુખ કરવાવાળું હોય કે દુઃખ,

---

હોય, તો તે પરથી એ વસ્તુ વિષે વધારે ઊંડો વિચાર કરવાની મને સૂચના મળે; કારણ કે એમાંથી કોઈની પણ ભૂલભરેલી અથવા અધૂરી દૃષ્ટિ હોવાનો સંભવ છે. આથી આવી બાબતોમાં મારી દૃષ્ટિ પ્રમાણે બીજા પાસે આચરણ કરાવવા હું કદાચ દબાણ કરું નહિ. વળી અત્યાર સુધીમાં મારા વિચારોમાં કેટલોયે ફેર પડી ગયો છે એ યાદ રાખીને, તથા ઉત્તમ ગુણોના વિકાસ વિના તર્કશક્તિથી કરેલા વિચારોનો સ્વીકાર બહુ વિસાતનો નથી એ યાદ રાખીને પણ મારા મતો પ્રમાણે કોઈને કેળવવાનો કે એમાં ભેળવવાનો હું આગ્રહ કરું નહિ. જરૂર હોય તો મારું દૃષ્ટિબિંદુ હું સમજાવવા પ્રયત્ન કરું, પણ તેનો સ્વીકાર કરાવવા આગ્રહ કરવો એ અયોગ્ય થાય. પણ કોઈ પણ કારણને લીધે મારે બોલવું જ પડે; તો મને જે ભૂલભરેલું લાગતું હોય તે તેમ જ કહેવું પડે. મારાથી 'અજ્ઞાની લોકોના સંતોષ માટે' 'બાળકોના મનોરંજન માટે' કે 'ઘડીભર બાળક થવાની ઇચ્છાથી' જે મને અસત્ય લાગે છે તે સત્ય સમજાઈ જાય એવી રીતે રજૂ ન કરી શકાય. મારું દૃષ્ટિબિંદુ બીજા નહિ સમજી શકે, અથવા મોટા સત્યને સમજવાની લાયકાત વિના ઓછા સત્યને છોડે એવો એમનામાં બુદ્ધિભેદ થશે, અથવા સમજી ન શકવાથી મારા આચરણથી એમને દુઃખ થશે, એમ મને લાગતું હોય તો મારે મૌન રાખવું અથવા અલગ થઈ જવું એ માર્ગ ક્યારેક રહે. જો મારાં દૃષ્ટિબિંદુમાં સત્ય હશે, તો તે સત્યનો કોઈ કાળે પણ સ્વીકાર થયે જ છૂટકો છે; અને એ જો સત્ય ન હોય તો એમાંની ભૂલનું નુકસાન મારે એકલાએ સહન કરવું જોઈએ એવી મારી નિષ્ઠા હોવી જોઈએ. પ્રચારાર્થે નહિ, પણ એક શોધક તરીકે જ હું કાંઈ પણ વિચારો રજૂ કરી શકું. મને જે મિથ્યાચાર

હર્ષ કે શોક તથા એથી પ્રેય સિદ્ધ થાય છે કે નહિ એ પ્રશ્ન નિરાળો છે. પણ જે સત્યને જ શ્રેય માનતા હોય, અને શ્રેયને જ પ્રેય માને, તેને એ શ્રેય અને તે શ્રેયમાં જેટલું પ્રેય હોય તેટલું મળે.

એ જ પ્રમાણે અમુક પુરુષના વિચારો સાચા જ છે એમ કહેવું ધૃષ્ટતાભર્યું થાય; પણ જો એ પુરુષ સત્યનું જ

---

કે મિથ્યા ભાષણ લાગતાં હોય તેનું હું સમર્થન ન કરી શકું. અમુક દૃષ્ટિવાળાને એ મિથ્યા ન લાગી શકે એમ સમજું, અને તે દૃષ્ટિમાં ફરક પાડવો મુશ્કેલ જોઉં તો હું એની સાથે ખંડન-મંડનના વાદવિવાદમાં ન પડું.

વળી અસત્ય શબ્દ દ્વિઅર્થી છે. સત્યથી ઊલટું, અથવા જૂઠું, મિથ્યા એ પણ અસત્ય કહેવાય છે. અને વિશેષ સત્યની દૃષ્ટિએ ઓછું સત્ય પણ અસત્ય કહેવાય છે. એક વસ્તુ એકી વખતે જૂઠી અને સાચી બંને ભાસી ન શકે. જે વખતે મને એક ઓરડીમાં દોરીમાં સાપ ભાસ્યો હોય તે વખતે હું કોઈને કહું કે એ ઓરડીમાં સાપ છે, તો તે જૂઠું નથી; પણ એ ભાસ મિથ્યા જાણ્યા પછી કોઈને ડરાવવા માટે કે વિનોદાર્થે એમ કહું તો તે જૂઠું છે. પણ લોઢાનો પાવડો, હથોડી અને કોદાળી ત્રણેને હું જુદાં કહું, અને ત્રણે લોઢું જ છે એ દૃષ્ટિએ એક કહું, ત્યાં હું ન્યૂન અથવા સ્થૂળ સત્ય અને વિશેષ કે સૂક્ષ્મ સત્યનો ભેદ કરું છું. પાવડો, હથોડી અને કોદાળીની એકતા એ સૂક્ષ્મ સત્ય છે; એમનો ભેદ સ્થૂળપણે સત્ય જ છે. એમની એકતા અને ભેદ એકી વખતે ગ્રહણ કરી શકું છું. જરૂર પ્રમાણે હું કોઈ વાર એના ભેદ પર ભાર મૂકું અને કોઈ વાર એની એકતા પર ભાર મૂકું. એકતા પર ભાર મૂકતી વખતે ભેદો બધા ઔપાધિક અથવા ગૌણ અથવા મિથ્યા (નજીવા, immaterial) છે, એમ પણ કહું.

પરિશીલન કરવા અને સત્યનો જ જિજ્ઞાસુ થવા પ્રયત્નશીલ છે એમ જાણીએ, તો એના વિચારોનો ઢોળાવ સત્ય તરફ છે એમ આપણે અપેક્ષા રાખી શકીએ.

આ રીતે સત્ય નિર્ણયો કરવાની શક્તિ, પોતાનું અને બીજાનું શ્રેય સાધે એવી તર્કશક્તિ અને પ્રજ્ઞા, તથા એવું તત્ત્વજ્ઞાન સમજવાની શક્તિ એ સત્ય, પ્રેમ, દયા ઇત્યાદિક ગુણોના વિકાસ વિના અશક્ય છે. ઇંદ્રિયોની શક્તિઓ સૂક્ષ્મ હોય, કલ્પનાશક્તિ તીવ્ર હોય, તર્કશક્તિ કુશાગ્ર હોય, ચિત્તને તત્કાળ એકાગ્ર કરવાની શક્તિ સિદ્ધ થઈ હોય, છતાં જો ઉત્તમ ગુણોનો વિકાસ ન થયો હોય તો એનામાં સત્ય નિર્ણયો કરવાની શક્તિ ન આવી શકે; એનો બુદ્ધિવિકાસ અધૂરો જ રહેવાનો.

ઉપરના વિવેચન ઉપરથી એમ પણ માનવાનું નથી કે સૂક્ષ્મ અવલોકન, તર્કશક્તિ વગેરેની કિંમત નથી. જેમ જેમ અવલોકન સૂક્ષ્મ થાય, તર્કશક્તિ ઝીણી થાય, પાછલા અનુભવોની સ્મૃતિ સ્પષ્ટ રહે, તેમ વિચારશક્તિ શુદ્ધ થાય. અને વિચાર એ ગુણો વધારવામાં અને કેળવવામાં મહત્ત્વનું સાધન છે. ગુણવિકાસ વિચારથી થાય છે; અને વિચાર પણ છેવટે તો અનુભવને આશ્રિત જ છે. એ રીતે આ બળો કેટલેક અંશે અન્યોન્યાશ્રયી, કેટલેક અંશે એકબીજાથી સ્વતંત્ર અને કેટલેક અંશે વિરોધી પણ છે.

આ પછીનાં પ્રકરણો આ વિષયને વધારે સ્પષ્ટ કરશે.

# શ્રદ્ધા

આજે અનેક ઠેકાણે એક બાજુથી શ્રદ્ધાનો મહિમા ગવાય છે તો બીજી બાજુએ તેનું સમૂળગું ખંડન થતું દેખાય છે. કઈ વસ્તુ શ્રદ્ધાને લાયક છે અને કઈ વસ્તુ નથી એ વિષે બુદ્ધિવાન લોકોમાં પણ ભારે મતભેદ હોય છે. આથી, તેમ જ શ્રદ્ધાનો બુદ્ધિ સાથે ઘણો સંબંધ હોવાથી શ્રદ્ધાની થોડીક ચર્ચા કરી શકાય તો ઠીક.

શ્રદ્ધા શબ્દ આપણે ઘણા અર્થોમાં વાપરીએ છીએ: દા. ત. (૧) કોઈ મહાન ભાવના, વ્યક્તિ કે કાર્ય માટે તીવ્ર આદર કે પ્રેમના અર્થમાં; જેમકે, श्रद्धावांल्लभते ज्ञानम् ।, श्रद्धावाननसूयश्च । ઇત્યાદિ ઠેકાણે ગીતામાં વાપરેલો શ્રદ્ધા શબ્દ; તથા કઠોપનિષદમાં જ્યાં કહ્યું છે કે, નચિકેતા બાળક હતો તોપણ દક્ષિણા લઈ જવાતી જોઈ તેના હૃદયમાં શ્રદ્ધા પેઠી*; અથવા ‘વિદ્યાર્થીઓ શ્રદ્ધાવાન હોય છે,’ અથવા

* तं ह कुमारं सन्तं दक्षिणासु नीयमानासु श्रद्धाविवेश, सोऽमन्यत ॥ कठ० १-१-२

'વિદ્યાર્થીઓએ શ્રદ્ધાવાન હોવું જોઈએ' ઇત્યાદિ વાક્યોમાં જે કાંઈ મહાન ઉદ્દેશવાળું કાર્ય કે ભાવના કે વ્યક્તિ હોય તે માટે અત્યંત આદરની – પ્રેમની કે કોમળતાની લાગણી એવો જ શ્રદ્ધાનો અર્થ થઈ શકે.* (૨) શક્તિને મળતા અર્થમાં; જેમકે, 'હવે મારી વધારે ચાલવાની શ્રદ્ધા નથી' વગેરે. (૩) વિશ્વાસ, નિષ્ઠા અથવા માન્યતાના અર્થમાં; જેમકે 'મને એ માણસમાં બહુ શ્રદ્ધા

---

* કોઈ માણસના વિચારો સ્વીકારવામાં આવે છે તેમાં એ વિચારોની પાછળ રહેલાં સત્ય, દલીલોનું વાજબીપણું વગેરે ઉપરાંત સાંભળનારનો એ માણસ પ્રત્યેનો આદર મહત્ત્વનો ભાગ ભજવે છે. એકાદ સામાન્ય માણસ કોઈ વિચાર દર્શાવે તે ન માનવામાં આવે. પણ તે જ વિચાર કોઈ શાસ્ત્રમાંથી મળી આવે અથવા પ્રખ્યાત પુરુષ કહે, તો તરત જ એ સ્વીકારવામાં આવે. આનું કારણ એ કે પેલા માણસનાં બુદ્ધિ, ચારિત્ર વગેરે કરતાં શાસ્ત્રકાર કે મહાત્માનાં બુદ્ધિ, ચારિત્ર વગેરે માટે વધારે આદર હોય છે. સામાન્ય માણસોને કોઈ મહાત્મા પુરુષ કહે છે તે બધું સાચું લાગે છે, પણ એમના બરોબરિયા કહી શકાય એવા લોકોને એ વિચારો એટલા જ માન્ય થતા નથી; કારણ કે સામાન્ય માણસોને તેની બુદ્ધિ માટે જે આદર હોય છે, તે એમના સમોવડિયાને નથી હોતો. સામાન્ય માણસ ચારિત્ર ઉપરના આદરને લીધે બુદ્ધિ માટે આદર રાખે છે; સમોવડિયા બુદ્ધિ અને ચારિત્ર વિષે ભેદ કરી, ચારિત્ર વિષે આદર રાખ્યા છતાં બુદ્ધિ વિષે આદર નથી રાખી શકતા. 'ઘરકા આદમી બેલ બરાબર' અથવા 'મહાત્માને એના નિકટના નથી પૂજતા'—એ ઈશુના વચન પાછળ આ અનાદર એક મહત્ત્વનું કારણ હોય છે.

છે.' 'એની ઈશ્વર પરની શ્રદ્ધા અખૂટ હતી,' 'એ સૌ સૌની શ્રદ્ધાની વાત છે.' (૪) આત્મવિશ્વાસના અર્થમાં; જેમકે, 'તિલક મહારાજ પોતાની પ્રવૃત્તિ પરિપૂર્ણ શ્રદ્ધાથી કરતા, અને છેવટ સુધી એને વળગી રહેતા.' (૫) પ્રકૃતિના કોઈ પ્રકાર સાથે દૃઢ થયેલા આત્મભાવના અર્થમાં—જે શક્તિમાં મનુષ્યનો દૃઢ નિશ્ચય હોય તે; જેમકે, ગીતાના ૧૭મા અધ્યાયની શરૂઆતમાં શ્રીકૃષ્ણ કહે છે, 'દરેક માણસની શ્રદ્ધા એના સત્ત્વને અનુસરીને સ્વાભાવિકપણે હોય છે; જે માણસની જેવી શ્રદ્ધા તેવો જ તે કહેવાય છે...... આસુરી સંપત્તિમાં જેનો નિશ્ચય હોય તે તામસી કહેવાય.' (૬) દૃશ્ય પરિણામોનાં અદૃશ્ય કારણો માટે કરેલા અનુમાનમાં નિષ્ઠા—એ અર્થમાં: જેમકે, પ્લેંચેટ જેવાં સાધનથી જે લખાય છે તે લખનાર મરી ગયેલા પુરુષોના જીવો છે એવી શ્રદ્ધા.

આ બધા અર્થો છેલ્લા નિષ્ઠા (અથવા નિશ્ચય) એ અર્થમાંથી ખેંચી શકાય એવા જણાય છે; એટલે એ અર્થમાં જ શ્રદ્ધાના વિષયનો વિચાર કરવા ધાર્યું છે.

પહેલું તો મને લાગે છે કે, આપણે એ સમજી લેવું જોઈએ કે શ્રદ્ધા એ ચિત્તની એક ન છોડી શકાય એવી પ્રકૃતિ છે; એટલે શ્રદ્ધાનો અભાવ કદી સંભવી શકતો જ નથી. શ્રદ્ધાની શુદ્ધાશુદ્ધતામાં ભેદ હોય, તેમાં તીવ્રમંદતાનો ભેદ હોય, બુદ્ધિયુક્ત અથવા બુદ્ધિરહિત શ્રદ્ધા હોઈ શકે, અનુભવયુક્ત અથવા અનુભવરહિત શ્રદ્ધા હોઈ શકે, શ્રદ્ધાના વિષયમાં ભેદ હોઈ શકે, પણ અશ્રદ્ધા એવી વસ્તુ જ નથી.

એકાદ વિષયમાં મૂર્તિમંત શ્રદ્ધા હોય એવો કોઈ મનુષ્ય જોવામાં આવી શકે, પણ કોઈ પણ ઠેકાણે કોઈ પણ જાતની શ્રદ્ધા જ નથી એવું પ્રાણી સંભવી શકતું નથી. એટલે ' અશ્રદ્ધા ' શબ્દનો અર્થ એટલો જ છે કે અમુક કોઈ વિષયમાં અશ્રદ્ધા અથવા નજીવી શ્રદ્ધા.

શ્રદ્ધા એ પ્રાણીના મુખ્ય ગુણને સ્થિર કરવાવાળી વૃત્તિ છે. જેવી જાતની જે માણસની શ્રદ્ધા હોય તેવું તેનું ચારિત્ર ઘડાય છે. આપણે કોઈ માણસને લોભી કે કંજૂસ કહીએ તો તેનો અર્થ એ છે કે એને ધનની શક્તિમાં તીવ્ર શ્રદ્ધા છે; ભક્તને ઇષ્ટદેવમાં તીવ્ર શ્રદ્ધા છે; અભિમાની માણસને પોતાની કોઈ સ્થિતિમાં તીવ્ર શ્રદ્ધા છે; સમદૃષ્ટિ પુરુષને જગતની એકતત્ત્વતામાં શ્રદ્ધા છે; શૂરવીરને વીર્યશક્તિમાં તીવ્ર શ્રદ્ધા છે; કાયરને જીવતરમાં શ્રદ્ધા છે; એમ પોતાના મુખ્ય ગુણથી દરેક માણસ ( તેમ જ પ્રાણી )ની શ્રદ્ધા જણાઈ આવે છે.

જો શ્રદ્ધામાં ફરક પડે તો માણસના ચારિત્રમાં પણ ફરક પડી જાય છે. કોઈ માણસની પૈસા પરની અપાર શ્રદ્ધા પલટાઈને પરમેશ્વરમાં બેસે કે તુરત એનું ચારિત્ર બદલાઈ જાય છે. વિષયસુખમાં શ્રદ્ધાવાળા માણસને મોક્ષમાં શ્રદ્ધા બેસતાં એનામાંથી વિષયપરાયણતાનો લોપ થાય છે.

આ રીતે કોઈ માણસ કે બાળકનો સ્વભાવ બદલવો એનો અર્થ એ છે કે એની શ્રદ્ધાનો વિષય બદલવો. હૃદયપલટાનો અર્થ પણ એ જ છે. એક જ સરખી તર્કશક્તિવાળા મનુષ્યોમાં દેખાતા મતભેદોનું કારણ તપાસીશું તો

માલૂમ પડશે કે એની પાછળ શ્રદ્ધાભેદ રહેલો હોય છે. મારી તર્કશક્તિ ગમે તેટલી ઝીણી હોય, પણ મને જો શ્રીમંતાઈમાં જ અતિશય શ્રદ્ધા હોય તો મારાથી ટૉલ્સ્ટૉયનું ઉત્પાદક શ્રમ (bread-labour) થી જ જીવવાનું શાસ્ત્ર નહિ સ્વીકારી શકાય. જો મને વિષયસુખમાં અત્યંત શ્રદ્ધા હોય તો ત્યાગ કે સંયમનું માહાત્મ્ય ગળે નહિ ઊતરે. જો મને અધિકારમાં શ્રદ્ધા હોય તો મારાથી ન્યાયવૃત્તિ નહિ જાળવી શકાય, અને મોભા (prestige) ના વિચારથી પર નહિ થઈ શકાય. જો મને કુલ કે વર્ણમાં શ્રદ્ધા હોય તો મારાથી અભેદદૃષ્ટિનો સિદ્ધાંત અમલમાં નહિ મૂકી શકાય. તર્કશક્તિ તથા બુદ્ધિ ગમે તેટલી સૂક્ષ્મ થાય તોપણ એ હંમેશાં શ્રદ્ધાને જ અનુસરે છે. જે વિષયમાં માણસની દૃઢ શ્રદ્ધા હોય, તેનું જુદી જુદી રીતે સમર્થન કરવામાં તર્કશક્તિ વકીલ તરીકે કામ કરે છે. જે ક્ષણે મારી વિષયસુખમાંથી શ્રદ્ધા ઊઠી જાય કે તે જ ક્ષણથી મારી તર્કશક્તિ ત્યાગ અને સંયમને બળ આપવામાં પોતાની બધી શક્તિ ખરચવા માંડશે.

આ ઉપરથી આપણને એક નિયમ મળે છે: જ્યાં મતભેદ ટાળી શકાતો નથી એમ જોવામાં આવે, ત્યાં મૂળમાં શ્રદ્ધાભેદ છે એમ નક્કી સમજવું જોઈએ. તેથી, જો કોઈ પણ ઉપાયે થઈ શકે એમ હોય તો, સામા માણસના શ્રદ્ધાના વિષયમાં જ ફરક પાડવા પ્રયત્ન કરવો જોઈએ.

આ નિયમ સમજાયાથી એનો સફળ અમલ પણ કરી શકાય જ એમ ન સમજવું. કારણ કે એ નિયમ પણ

ચિત્તવિકાસના અનેક નિયમોને અવલંબીને વર્તે છે; પણ બીજા સંજોગો અનુકૂળ હોય તો તે નિયમ પોતાનું કાર્ય કરે જ.

આ રીતે અયોગ્ય વિષય ઉપર બેઠેલી શ્રદ્ધા અથવા કોઈ વિષય પર બેઠેલી અયોગ્ય શ્રદ્ધાને શુદ્ધ કરવી એ જ મતભેદ ટાળવાનો શુદ્ધ ઉપાય છે. એ જ્યાં સુધી ન થાય ત્યાં સુધી પોતાની શ્રદ્ધાના વિષયનું પ્રતિપાદન નકામું જાય છે.

આ રીતે શ્રદ્ધા અને અશ્રદ્ધાને તપાસવાથી અંધશ્રદ્ધા વિષે આપણે કાંઈક વિચાર કરી શકીએ છીએ.

અંધશ્રદ્ધા એક પ્રકારની સદોષ શ્રદ્ધા છે. અહીં શ્રદ્ધાનો અર્થ વિશ્વાસ કે માન્યતા જ થઈ શકે. એક પદાર્થમાં એના કુદરતી ધર્મોને બદલે અથવા એ ધર્મો ઉપરાંત બીજા ધર્મોનું આરોપણ કરવું અથવા એક પરિણામમાં એનાં પ્રાકૃતિક કારણને બદલે બીજાં કારણોનું આરોપણ કરવું એને સદોષ શ્રદ્ધા કહી શકાય. અનેક વાર અધૂરાં અવલોકનને પરિણામે આવી સદોષ શ્રદ્ધા થાય છે. દાખલા તરીકે, દોરીમાં સર્પના ધર્મોનું આરોપણ કરી એને ભયનું કારણ માનવું એ સદોષ શ્રદ્ધા છે. એ જ રીતે, પ્રતિબિંબને બિંબ માની લેવાની ભૂલથી ઝાંઝવામાં જળ મનાય છે. આ તો ક્વચિત્ બનતા પ્રસંગોના દાખલા લીધા. પણ વ્યવહારમાં અને ખાસ કરીને સૂક્ષ્મ વિષયોમાં આપણે એ ભૂલમાં વારંવાર પડેલા હોઈએ છીએ. આપણામાં રહેલી અનેક શક્તિઓ કે ત્રુટીઓને લીધે મળતા યશ-અપયશને આપણે ઘણી વાર કોઈ બાહ્ય સત્ત્વમાં રહેલી શક્તિથી થતા માનીએ છીએ; અને એ બાહ્ય સત્ત્વમાં આપણે શ્રદ્ધા બેસાડીએ

છીએ. વળી ઘણી વાર આપણી પોતાની જેમાં ઉન્નતિ હોય તેવાં કાર્યોમાં આપણને જગતનું ભલું દેખાય છે, અને તેથી એવાં કાર્યોમાં જગહિતની દૃષ્ટિએ આપણી દૃઢ શ્રદ્ધા બેસે છે. આનું એક સરસ દૃષ્ટાંત મહાત્મા ટૉલ્સ્ટૉય પોતાના "ત્યારે કરીશું શું?"માં પૂરું પાડે છે. પોતાનામાં રહેલી દયા અને પરોપકારવૃત્તિના પૂર્ણ વિકાસમાં મનુષ્યની ઉન્નતિ રહેલી છે. જ્યાં સુધી એ ગુણ પૂર્ણતાએ ન પહોંચ્યો હોય ત્યાં સુધી મુમુક્ષુને એ વૃત્તિઓને પોષવા સ્વાભાવિક પ્રેરણા થાય જ. એટલે દયાનાં અને પરોપકારનાં કાર્યોમાં એની શ્રદ્ધા બેઠા વિના રહે નહિ. એને એ વૃત્તિનું પોષણ આવશ્યક હોવાથી જેમની પર એ દયા કે પરોપકાર કરે તેમનું એ કાર્યોથી હિત જ થશે એવી એની દૃઢ શ્રદ્ધા બેસે. એ રીતે ટૉલ્સ્ટૉયને પણ થયું. પણ એ ગુણો પૂર્ણ થયા પછી જ્યારે એ ગુણો સહજ સ્વભાવરૂપે થઈ ગયા, ત્યારે એમને માલૂમ પડ્યું કે આથી ઉપકાર સ્વીકારનાર માણસનું હિત થયું જ કે નહિ એ ખાતરી નથી. સત્કર્મથી આપણે બીજાનું હિત થયેલું માનીએ છીએ; બીજાનું હિત થાય કે ન થાય, સત્કર્મ કરનારની એમાં ઉન્નતિ થાય છે જ અને બીજાને તેટલા વખત પૂરતા સંતોષ મળે છે. પણ જેમ કોઈ દીવાસળી માગે અને તે આપણે આપીએ તેમાં કાંઈ પરોપકાર કર્યાનું આપણને ભાન થતું નથી, તેમ મોટામાં મોટાં દાન કરવામાંયે એની વિશેષતા આપણને ન લાગે એવો સદ્ગુણોનો વિકાસ થાય, ત્યાં સુધી સત્કર્મમાં બીજાનું હિત છે એવી આપણને શ્રદ્ધા રહે છે.—આ સર્વે અધૂરાં અવલોકનનાં પરિણામ છે.

વળી એક બીજો દાખલો. મૂર્તિને પોતાના ઇષ્ટદેવની સ્મૃતિને જાગ્રત કરનારું, અને તે રીતે ધ્યાનાભ્યાસમાં મદદ કરનારું સાધન સમજવું એ શ્રદ્ધા છે. મૂર્તિને લીધે જે પવિત્રતા અને પૂજ્યતાનો ભાવ ઉત્પન્ન થાય છે તેનું કારણ તેની સાથે જોડાયેલી ઇષ્ટદેવની સ્મૃતિ છે. એ રીતે એ મૂર્તિ તરફ આદર અને ભક્તિ લાગે એ યોગ્ય છે પણ મૂર્તિને વિષે મનુષ્યના ભાવ કલ્પી એનો ઉપચારવિધિ કરવો, એનું ટાઢથી રક્ષણ કરવા એને ગોદડી ઓઢાડવી, તાપથી રક્ષણ કરવા ચંદનની અર્ચા કરવી, એને ભૂખ-તરસને વશ થતી માની એને ભોગ અર્પણ કરવો — એ સર્વમાં ભક્તિનિષ્ઠા રહેલી છે એની ના નહિ કહી શકાય. પણ એ ભક્તિ સદોષ—શ્રદ્ધા—પ્રેરિત છે. જે ધર્મ મૂર્તિમાં નથી, પ્રકૃતિના નિયમથી ન હોઈ શકે, તેનું આરોપણ કરીને એ પૂજા થાય છે; અને એ દ્વારા જે પરચાઓ અનુભવાતા જણાય છે, તેમાં કોઈ પ્રકારનું અધૂરું અવલોકન હોય છે.

એ જ પ્રમાણે ગાંધીજીએ ખાદી વિષે કેટલાક લોકોની સદોષ શ્રદ્ધાનો નિષેધ કરતાં જણાવ્યું હતું કે, ખાદીમાં દેશનું ધન બચાવવાની શક્તિ રહેલી છે એ શ્રદ્ધા બરાબર છે; પણ એમાં ચારિત્રને શુદ્ધ કરવાની કોઈ વિશેષ લાયકાત રહી છે એમ માનવું એ સદોષ શ્રદ્ધા છે. ખાદીનો સ્વદેશી ધર્મ સાથે સંબંધ હોવાથી, અને સર્વ ધર્મનો છેવટે ચારિત્રશુદ્ધિ સાથે સંબંધ હોવાથી, જ્યાં સુધી ખાદીની નવીનતા હોય અને તેનું સ્વદેશપ્રેમને લીધે માહાત્મ્ય સમજાતું હોય ત્યાં સુધી એની ચારિત્ર ઉપર પણ સારી અસર થઈ

આવે એ સંભવનીય પરિણામ છે; પણ એ પરિણામ ઉપજાવવું એવી ખાદીની અંગભૂત પ્રકૃતિ નથી. ઉપર કહ્યા મુજબની મૂર્તિમાં પૂજાનિષ્ઠા તેમ જ ખાદીમાં આવી ચારિત્રશુદ્ધિની નિષ્ઠામાં પ્રતિબિંબને બિંબ માનવાનું અધૂરું અવલોકન રહેલું છે એમ જણાશે. મનુષ્યમાં રહેલી પોતાની આધ્યાત્મિક ઉન્નતિ કરવાની બળવાન ઇચ્છા કોઈ નિમિત્ત કે આલંબન શોધતી હોય છે અને મૂર્તિ કે ખાદી એ નિમિત્ત અથવા આલંબન બની જાય છે. આને લીધે પોતાના ચિત્તનો વિકાસ ઝપાટાથી થવા માંડે છે. તે પરથી એ આલંબનને જ એનો વિકાસ કરવાવાળું માને છે.

અધૂરાં અવલોકનથી જેમ સદોષ શ્રદ્ધા થાય છે, તેમ કોઈ વાર યોગ્ય પદાર્થમાં પણ અશ્રદ્ધા રહે છે, અને જેને એવી અશ્રદ્ધા ન હોય તેના પર અંધશ્રદ્ધાનો આરોપ મૂકવામાં આવે છે. દાખલા તરીકે, શ્રદ્ધાનું બળ જ લો. કોઈ માણસ અગ્નિ પરથી ચાલી જઈ શકે એમ માનવાને ઘણા લોકો ના પાડશે; કોઈને એમ કરતાં જુએ તો તે કાંઈ દવા લગાડતો હશે અથવા બીજી ચાલાકી કરતો હશે એમ માનશે, અને જે એ વાત ઉપર શ્રદ્ધા રાખે તેને અંધશ્રદ્ધાળુ કહેશે. હઠયોગની જંતરવિદ્યાની તથા મંત્રવિદ્યાની અનેક શક્તિઓ વિષે અવલોકનને અભાવે એ રીતે અશ્રદ્ધા રખાય છે અને એમાં શ્રદ્ધા રાખનારા અંધશ્રદ્ધાળુ મનાય છે.

આવી અશ્રદ્ધા હંમેશાં દોષરૂપ નહિ ગણી શકાય. કોઈ પણ માણસને પોતાને અનુભવ ન થાય ત્યાં સુધી કોઈ

વસ્તુમાં શ્રદ્ધા ન રાખવાનો અધિકાર છે. એ બીજા ઉપર અંધશ્રદ્ધાનો આરોપ મૂકે તે ભૂલભરેલો હોય તો અવલોકન કરાવી એ ભૂલ ભાંગી શકાય. વળી ઘણી વાર એવું બને છે કે, જેના ઉપર એ અંધશ્રદ્ધાનો આરોપ મૂકે છે તે સાચે જ અંધશ્રદ્ધાળુ હોય છે. એટલે એની શ્રદ્ધાની પાછળ કાંઈ પણ અવલોકન કે અનુભવ ન હોય એવું બને છે. ભૂતયોનિ જેવી વસ્તુ ખરેખર હોય, અને એનો અનુભવ મેળવેલા એમાં શ્રદ્ધા રાખે એ અંધશ્રદ્ધા ન હોય એમ બને. પણ મને જો એવો કોઈ અનુભવ ન થયો હોય, એવા કોઈ અનુભવી અને વિશ્વાસુ માણસ પાસેથી એવા અનુભવ વિષે વિગતવાર હકીકત પણ ન મેળવી હોય, પણ કેવળ લોક–જ્ઞાન તરીકે હું એના ઉપર શ્રદ્ધા રાખું તો એ શ્રદ્ધાનો વિષય સાચો હોય તોયે મારી એ વિષેની દૃષ્ટિ અંધશ્રદ્ધાવાળી જ ગણાય.

ઘણી વાર અંધશ્રદ્ધાનું એક લક્ષણ એવું હોય છે કે, અંધશ્રદ્ધાળુ માણસ જગતમાં બે શક્તિઓનું અસ્તિત્વ માને છે: પ્રાકૃતિક શક્તિઓનું અને પ્રકૃતિના નિયમોથી પર, પ્રકૃતિના નિયમોને ઉલ્લંઘીને બનાવો ઉપજાવનાર દૈવી શક્તિઓનું. પ્રકૃતિના નિયમો અને બળ વિષેના આપણા અધૂરા જ્ઞાનને લીધે ન સમજી શકાય એવી રીતે બની આવતા બનાવો વિષે આપણને ચમત્કારની નિષ્ઠા રહે છે. તેથી એ બનાવોનાં પ્રાકૃતિક કારણો શોધવાની ભાંજગડમાં ન પડતાં એ કોઈ દૈવી બળોથી બની આવે છે એવું આપણે માનીને સંતોષ માનીએ છીએ. પ્રકૃતિના નિયમોથી પર એવું કાંઈ પણ અનુભવનો વિષય થઈ શકતું નથી એ શ્રદ્ધાનો કે

નિષ્ઠાનો અભાવ એ કેટલીક સદોષ શ્રદ્ધાનું કારણ થાય છે.

શ્રદ્ધાનો અને ગુણનો નિકટ સંબંધ છે. જેનામાં શૌર્યનો ગુણ બળવાન છે એવા ક્ષત્રિયને, કે પ્રામાણિકપણાનો ગુણ બળવાન છે એવા વૈશ્યને જીવતર કે ધન અતિ વહાલાં કરવાં અશક્ય છે. જેનામાં પ્રેમવૃત્તિનો ગુણ બળવાન છે તેને અહિંસામાં શ્રદ્ધા થવી સ્વાભાવિક છે. જેની પ્રકૃતિમાં સત્ય ભરેલું છે તેને સત્ય કરતાં જગતની વસ્તુઓમાં કે કલ્પનાઓમાં વધારે શ્રદ્ધા બેસવી અસંભવિત છે.

પણ ભાવનાવશતાનો અને સદોષ શ્રદ્ધાનોયે નિકટ સંબંધ છે. ભાવનાની ઉત્કટતા શ્રદ્ધાને પોષનારી છે; પણ ભાવના સાથે વિવેક કે સાવધાનતાની જોડ ન હોય, જ્યાં વિકારની માફક ભાવના ચિત્તનો કબજો કરે ત્યાં એ અંધશ્રદ્ધાને પોષે. ભયભીત માણસ પડછાયાથી બીએ, ઝાડના ઠૂંઠાને ભૂત કે ચોર માને; ભય સાથે કાંઈક સાવધાનતા હોય તો પડછાયાથી કે ઝાડથી ન બીએ, પણ સર્પ અને વાઘથી બીએ ખરો. નિર્ભય માણસ સર્પ, સિંહને સાથે લઈ સૂવા હિંમત કરે. લોભની ભાવનાની ઉત્કટતાની સાથે હું વિવેકી હોઉં તો પૈસો મેળવવા ખૂબ પુરુષાર્થ કરું; મારો ગમે તેટલો લોભ બળવાન હોય તોયે હું કાળજું ખોઈ ન બેસું; પણ વિવેક ન હોય, પણ કેવળ લોભ જ હોય તો હું શેખચલ્લી થઈ રહું. મનમાં ઊપજતા તરંગોને અથવા સ્વપ્નાંઓને હું સત્ય માની બેસું. બીજી રીતે બોલીએ તો એમ કહી શકાય કે, જેમ અંધ મનુષ્ય

એટલે આંખો વિનાનો માણસ, તેમ અંધશ્રદ્ધા એટલે વિવેકચક્ષુ વિનાની શ્રદ્ધા.

જેમ કોઈ વાર યોગ્ય શ્રદ્ધા પર અંધશ્રદ્ધાનો આરોપ આવે છે, તેમ કોઈ વાર પૂર્વ-શ્રદ્ધા ઉપર પણ એ આરોપ આવવાનો સંભવ છે; માટે એ બેની વચ્ચેનો ભેદ પણ સમજવો જોઈએ. શ્રદ્ધામાત્રનું અંતિમ પ્રમાણ અને આધાર અનુભવ છે. શ્રદ્ધા જેમ એક બાજુથી તર્કને અનુસરે છે, અથવા એ સાથે ચાલે છે, તેમ બીજી બાજુથી એ અનુભવ અથવા બુદ્ધિની પૂર્વે આવે છે. દા. ત., બાળક ખૂબ મહેનત લઈ વિદ્યા શીખે છે; વિદ્યાના લાભનો એને અનુભવ નથી; એણે કેવળ કાંઈક તર્કથી એના લાભની કલ્પના કરી. એ તર્ક ખરો છે એ શ્રદ્ધાથી એ વિદ્યા પ્રાપ્ત કરવા મથે છે. પ્રાપ્ત કરીને એના લાભનો અનુભવ લે છે તો એની વિદ્યા પ્રત્યેની શ્રદ્ધા દૃઢ થાય છે, નહિ તો ચાલી જાય છે. તે જ પ્રમાણે વિજ્ઞાનશાસ્ત્રી પોતાની પ્રત્યેક શોધની પાછળ મથતાં પહેલાં તર્કથી કાંઈક સત્યની કલ્પના બાંધે છે; અને પછી એ કલ્પના પર શ્રદ્ધા રાખી તેનો અનુભવ લેવા મથે છે. એ અનુભવમાં એ યશસ્વી થાય છે, તો એની શ્રદ્ધા એ સિદ્ધાંત બને છે. આવી પૂર્વ-શ્રદ્ધા (અનુભવની પૂર્વે રહેનારી, 'કાચી' અથવા કામચલાઉ શ્રદ્ધા) એ જરૂરની છે. એના વિના જીવનમાં કશુંયે સિદ્ધ ન કરી શકાય.

ઉપર અંધશ્રદ્ધાને સદોષ શ્રદ્ધા કહી છે. પણ દરેક સદોષ શ્રદ્ધા અવનતિકારક જ હોય એમ કહેવાનો આશય નથી. પૂર્વ-શ્રદ્ધા અને સદોષ શ્રદ્ધા વચ્ચે એ ભેદ કરી શકાય કે, જ્યારે વિશેષ અવલોકન અને અનુભવ

આપણી પૂર્વશ્રદ્ધાને દૃઢ અને સિદ્ધાંતરૂપ બનાવે ત્યારે એ સાચી શ્રદ્ધા હતી એમ કહેવાય; જ્યારે વિશેષ અવલોકનથી પૂર્વ-શ્રદ્ધાના પ્રકારમાં મહત્ત્વનો ફેરક પડી જાય અને એનું સ્વરૂપ બદલાઈ જાય, જ્યારે પૂર્વ-શ્રદ્ધા ભૂલભરેલી લાગે અને તેનું સ્થાન નવી શ્રદ્ધા લે, ત્યારે એ શ્રદ્ધા સદોષ હતી ગણાય. પૂર્વ–શ્રદ્ધા સદોષ છે કે સાચી એ ઉન્નતિને માટે મહત્ત્વનું નથી. એની સાથે અવલોકન કરવાની અને અનુભવ લેવાની વૃત્તિ છે કે નહિ — વિવેક છે કે નહિ — એ મહત્ત્વનું છે. એ ન હોય તો પાછળથી સત્ય ઠરનારી શ્રદ્ધા પણ એને માટે અંધ છે અને અસત્ય ઠરનારી પણ અંધ છે.

આ વિચારસરણી જો દોષરહિત હોય તો નીચેના નિયમો માલૂમ પડી આવે છે:

૧. ગુણ અને શ્રદ્ધાનો નિકટ સંબંધ છે.

૨. ગુણની ઉત્કટતા શ્રદ્ધાને પોષનારી છે; પણ ભાવનાવશતા — એટલે વિવેકહીન ભાવના — અંધશ્રદ્ધા ઉપજાવનારી છે.

૩. શ્રદ્ધા પ્રાણીના ચિત્તની પ્રકૃતિ જ છે; એટલે શ્રદ્ધાનો અભાવ સંભવતો નથી. તેથી અશ્રદ્ધા એટલે શ્રદ્ધાની ઊણપ અથવા બીજા કોઈ વિષયમાં શ્રદ્ધા.

૪. મતભેદનું મૂળ શ્રદ્ધાભેદ છે, અને શ્રદ્ધાભેદનું મૂળ ગુણભેદ છે. કેવળ દલીલોથી ગુણભેદ ટાળી શકાતો નથી, અને તેથી મતભેદ પણ ટાળી શકાતો નથી. શ્રદ્ધાને પોષવાવાળો ગુણ નિર્માણ થઈ શકે એવો અનુભવ કરાવી અપાય તો જ મતભેદને ટાળવા તરફ પગલું માંડી શકાય.

૫. શ્રદ્ધા એ મનુષ્યના વ્યક્તિત્વને સ્પષ્ટ કરનારી વસ્તુ છે.

सत्त्वानुरूपा सर्वस्य श्रद्धा भवति भारत।

श्रद्धामयोऽयं पुरुषो यो यच्छ्रद्धः स एव सः ॥ गीता १७. ३ *

૬. સદોષ શ્રદ્ધા એટલે અધૂરાં અવલોકનવાળી, અને અંધશ્રદ્ધા એટલે અવલોકનના અભાવ છતાં અને અનુભવ લેવાની વૃત્તિ વિના રખાયેલી શ્રદ્ધા. કોઈ પદાર્થમાં પ્રકૃતિગત ધર્મોથી જુદા કે તે ઉપરાંત ધર્મોનું આરોપણ, અથવા દૈવી શક્તિનું આરોપણ, અથવા એક શક્તિનું બીજી શક્તિ તરીકે અવલોકન અને ગ્રહણ વગેરે સદોષ શ્રદ્ધાનાં કેટલાંક લક્ષણો છે.

૭. શ્રદ્ધાના બે વિભાગ છે: કાચી અથવા અનુભવ-પૂર્વેની અને પાકી અથવા અનુભવથી દૃઢ થયેલી.

૮. પૂર્વ-શ્રદ્ધાનું ફળ સિદ્ધાંત છે; એટલે શ્રદ્ધાનો વિષય અનુભવથી સિદ્ધ થાય ત્યારે જ શ્રદ્ધાની કસોટી થઈ કહેવાય.

૯. તર્કશક્તિ એ શ્રદ્ધાની વકીલ છે અને તેનું સમર્થન કરવા મથે છે. પણ એ બુદ્ધિની પૂર્વે ચાલે છે અને તે પ્રત્યે અનુભવને દોરી લઈ જાય છે.

૧૦. શ્રદ્ધાની શુદ્ધિ એટલે કોઈ પણ વિષયમાંથી અંધશ્રદ્ધા તથા અયોગ્ય વિષયમાંથી શ્રદ્ધા કાઢી નાંખવી, સદોષ શ્રદ્ધા સુધારવી અને યોગ્ય વિષયમાં શ્રદ્ધા બેસાડવી. શ્રદ્ધાની શુદ્ધિ ઉન્નતિકારક છે: અશ્રદ્ધા કે અંધશ્રદ્ધા ઉન્નતિકર નથી.

* હે ભારત, દરેક મનુષ્યની શ્રદ્ધા પોતપોતાનાં સત્ત્વ — લાગણી તથા બુદ્ધિનાં બંધારણ — ને અનુસરીને હોય છે. મનુષ્યમાત્ર મૂર્તિમાન શ્રદ્ધા જ છે; જેવી જેની શ્રદ્ધા તેવો તે બને છે.

# વિકાસના પ્રકારો

શિક્ષણશાસ્ત્રીઓ વારંવાર કહે છે કે શિક્ષણ એવી રીતે યોજવું જોઈએ કે જેથી બાળકની શક્તિઓ ખીલે, વિકસે. તે માટે એમ પણ સૂચવાય છે કે, બાળકને આપણા ખ્યાલોથી ભણાવવાનો પ્રયત્ન ન કરવો, પણ એનામાં શું ભણવાની શક્તિ છે તે શોધી કાઢી તે જ ભણાવવું.

આ વાક્યમાં એકતરફી સત્ય છે; અને તે માટે જીવનનો વિકાસ એટલે શું એનો કેટલોક વિચાર કરવો ઘટે છે.

એક આંબા પર પાશેર વજનનું એકેકું ફળ ઊતરતું હોય, તેને બદલે એથી બમણા વજનનું ઊતરે એવી રીતે એને સુધારવો એ આંબાનો એક જાતનો વિકાસ છે.

એનો ગર વધારી ગોટલો નાનો કરવો એ બીજી જાતનો વિકાસ છે.

એના એક શેર રસમાં પાંચ ટકા ગળ્યું તત્ત્વ હોય તેને બદલે સાત ટકા મળે એમ કરવું, એ ત્રીજી જાતનો વિકાસ છે.

એ જ પ્રમાણે પ્રાણીઓનો વિકાસ જોઈએ. કીડાની અતિશય મોટી આવૃત્તિ સર્પ કહી શકાય; બિલાડીની મોટી આવૃત્તિ તે વાઘ. એ રીતે કીડા અને બિલાડી કરતાં સાપ અને વાઘનો વિકાસ વધારે થયો છે. બન્નેનાં અવયવ, સ્વભાવ, બળ એક જ પ્રકારનાં છે; પણ દરેક ખૂબ પુષ્ટિને પામ્યાં છે. કીડા અને બિલાડીના એકેએક અંગની વૃદ્ધિ થવાથી એ સાપ અને વાઘ બન્યાં એમ કહેવાય. આ એક પ્રકારનો વિકાસ છે.

સાપ એ બહુ મોટું અને જબરું પ્રાણી છે; કીડી બહુ નાનું અને કમજોર પ્રાણી છે. પણ કીડીને જે અવયવો પ્રગટપણે ફૂટ્યા છે, તે સાપને ફૂટ્યા નથી. કીડી પગે ચાલનારું પ્રાણી છે; સાપ પેટે ચાલનારું પ્રાણી છે. સાપ મોટો બન્યો, પણ કીડો મટ્યો નહિ; કીડી અલ્પ રહી, પણ કીડાની દશા છોડી બીજી જાતના પ્રાણીની પંક્તિમાં ભળી. એણે વજન ઊંચકવાની શક્તિ મેળવી છે, ભેગાં મળીને કામ કરવાની શક્તિ મેળવી છે, સમાજ રચવાની શક્તિ મેળવી છે. એને ઘર કરીને રહેવાની, અન્નનો સંગ્રહ કરવાની વૃત્તિ છે. સાપમાં આવું કશું નથી. આ રીતે બળ અને શરીરની દૃષ્ટિએ સાપ આગળ કીડી કશી વિસાતમાં નથી, છતાં વિવિધ ગુણોની દૃષ્ટિએ કીડી એ સાપ કરતાં વધારે વિકાસ પામેલું પ્રાણી છે. આમ કીડીનો વિકાસ જુદી જાતનો છે.

હવે ત્રીજી રીતનો વિકાસ જોઈએ. હાથીએ પોતાનું એકેએક અવયવ વધાર્યું છે; પણ એણે બે દાંત અને નાક લાંબાં કરવામાં તો હદ જ નથી રાખી. ઊભા ને ઊભા જમીન સુધી પહોંચે એવા દાંત અને નાક બીજાં કોઈ પ્રાણીએ વધાર્યાં નથી. એથી ઊલટું, સામાન્ય મોટાં પ્રાણીઓમાં માણસનાં નાક અને દાંત બહુ જ નાનાં છે. જો શરીરની સ્થૂળતા ઉપરથી તથા દાંત અને નાકનાં બળ અને લંબાઈથી વિકાસનું માપ લઈએ તો હાથી ઘણો વિકાસ પામેલું પ્રાણી ગણાય.

હાથી આગળ વાંદરો રાક્ષસ આગળ વેંતિયા જેવો લાગે; પણ હાથી ગમે તેટલો મોટો હોય તોયે સીધો બેસી નથી શકતો; આગલા બે ટેકાનો એને આધાર લેવો જ પડે છે. એના પગ થાંભલા જેવા છે, પણ વસ્તુને પકડવા માટે એનાં આંગળાં નકામાં છે. વાંદરો સીધો બેસી શકે છે, બે પગે ચાલી શકે છે, આંગળાંનો ઉપયોગ કરી શકે છે. આ રીતે વાંદરાનો વિકાસ જુદી જાતનો છે.

ગાય-ભેંસની દૂધ ધારણ કરવાની શક્તિ કેટલી બધી વધી છે? વળી ગાયની પોતાના વાછડા પરની મમતા કહેણીરૂપ થઈ પડી છે. છતાં ગાય બીજી કોઈ ગાયના વાછડા પર મમતા કરી નથી શકતી; એને મારવાને જ દોડે છે; જો ભૂલમાં એ વાછડું એને ધાવવા જાય તો પાટુ મારે છે.

કૂતરાં નાનાં કુરકુરિયાંને ગેલ કરાવે છે; એની જોડે રમે છે. મોટા કૂતરા આપસમાં લડે છતાં ઘણુંખરું નાનાં કુરકુરિયાંને છેડતા નથી. એક કૂતરો બીજા મોટા કૂતરાને

ખાવા ન દે, એની પાસેથી ઝૂંટવી લે, પણ પોતે ભૂખ્યો હોય છતાં કુરકુરિયાંના ભાગને છેડતો નથી.

વાંદરાં એથીયે આગળ જઈ, જેમ આપણે બીજાનાં બાળકોને રમાડવા લઈએ છીએ, ઊંચકીએ છીએ, તેમ બીજાં વાનર-બચ્ચાંને રમાડવા લે છે, છાતીએ વળગાડે છે, અને માથી વિખૂટું પડયું હોય તો તેની પાસે પહોંચાડે છે. આ વળી પાંચમા પ્રકારનો વિકાસ થયો.

વળી શાહમૃગે દોડવાની શક્તિ મેલ ટ્રેનના જેટલી વધારી છે એમ કહેવાય છે. એની પાંખ કેવળ શોભારૂપ, અને એથી એના નાશનું કારણ થાય છે. ચકલીના પગ અને પાંખ બન્ને નબળાં છે; છતાં ચકલીની પાંખ શાહમૃગની પાંખ જેવી નકામી નથી થઈ પડી. શાહમૃગે એક ઇંદ્રિયને માટે બેપરવાઈ કીધી છે અને બીજી ઇંદ્રિય બળવાન કરી છે. આ છઠ્ઠી જાતનો વિકાસ થયો.

હવે મનુષ્યનો વિચાર કરીએ.

સુથાર લુહારના બાહુ બળવાન હોય છે. અને ખેપિયાના પગ બળવાન હોય છે; મરજીવાની શ્વાસ રોકી રાખવાની શક્તિ જબરી હોય છે; મોતી પરોવનારની આંખો તીક્ષ્ણ હોય છે; સોનીની ઝીણામાં ઝીણું વજન ઓળખવાની શક્તિ કેળવાયેલી હોય છે; કુશળ સર્જન (વાઢકાપ કરનાર)માં ઝીણી કારીગીરી કરનાર સુથાર, લુહાર, સોની, દરજી સર્વેની શક્તિ આવેલી જણાય છે. ઝીણી કારીગીરી કરનારામાં સર્જન એ કદાચ સૌથી વધારે વિકસિત કારીગર કહી શકાય. સ્થૂળ સ્નાયુબળમાં મલ્લોનો વિકાસ થયો છે; જુદી જુદી જ્ઞાનેંદ્રિયોની શક્તિઓને

ગવૈયા, સુખડિયા, સરૈયા, ચિત્રકાર, તીરંદાજ વગેરેએ વધારી છે.

એકનની કોઈ પણ વિદ્યાને સમજી લેવાની શક્તિ મહાન હતી; ટૉલ્સ્ટૉયની કાલ્પનિક વાતો જોડવાની શક્તિ અદ્‌ભુત હતી; રવીન્દ્રનાથ, શેકસપિયર વગેરેની કલ્પનાશક્તિ અસાધારણ છે; રાજચંદ્રની સ્મૃતિ અદ્‌ભુત હતી.

બેકન અત્યંત બુદ્ધિશાળી છતાં એની પ્રામાણિકતાની વૃત્તિનો વિકાસ થયો નહોતો એવું મનાયું છે. ઔરંગઝેબ ધર્મનિષ્ઠ ગણાતો હતો છતાં એનામાં પિતૃભક્તિ અને બંધુપ્રેમનો અભાવ હતો; એની તીવ્ર બુદ્ધિ કપટના માર્ગોમાં જ ચાલતી. યુરોપમાં અનેક કવિઓ ઘણી ઉચ્ચ પંક્તિના ગણાય છે, પણ એમનામાં પત્નીવ્રતના ખ્યાલનો સંપૂર્ણ અભાવ દેખાય છે. હિંદુસ્તાનમાં અનેક પુરુષો વેદાન્ત વિષયમાં નિપુણ ગણાયા છે, પણ એમનામાં નૈતિક ચારિત્ર્યનો વિકાસ જણાતો નથી.

રામકૃષ્ણ પરમહંસ અને તુકારામમાં ઈશ્વર પ્રત્યેના અનુરાગની વૃત્તિ અપાર વધેલી હતી; પણ એ બેકન જેવા સમર્થ પંડિત નહિ ગણી શકાય. મહાવીરની ભૂતદયા પરાકાષ્ઠાએ પહોંચેલી હતી. બુદ્ધનો માનવપ્રેમ અપાર હતો.

એક જ જાતિનાં મનુષ્યેતર પ્રાણીઓમાં વિકાસનો નિયમ લગભગ સરખો જ હોય છે. એક બિલાડીના જે અવયવો જેટલા વિકસ્યા હોય, તેટલા જ બીજી બધા બિલાડીના વિકસેલા જણાશે. કોઈ બિલાડીના આગલા પંજા જબરા અને કોઈના પાછલા જબરા એમ નહિ જણાય;

કોઈની પૂંછડી લાંબી, તો કોઈની મૂછો લાંબી એમ નહિ જણાય.

મનુષ્યમાં વિવિધતાનો પાર નથી. બધાં મનુષ્યના બધા અવયવોમાં એક સરખું બળ નથી. કોઈનો જમણો હાથ જબરો તો કોઈનો ડાબો. કોઈના પગ, કોઈનાં આંગળાં, અને કોઈની ભુજા; કોઈ મોટરને થોભાવી શકે એટલા બળવાન; કોઈની બુદ્ધિ તીવ્ર, કોઈની લાગણીઓ તીવ્ર અને કોઈની કલ્પનાશક્તિ તીવ્ર. કોઈ શબ્દથી ચિત્ર આલેખનાર, તો કોઈ પીંછીથી આલેખનાર; કોઈ જબરા સત્યનિષ્ઠ, તો કોઈ જબરા ઠગ. કોઈની લોભવૃત્તિ બેહદ તો કોઈની ઉદારતા; કોઈ ક્રોધની મૂર્તિ, તો કોઈ દયાની મૂર્તિ. રૂપ, રંગ, ઘાટ, વજન, બળ, તડફ (સ્ફૂર્તિ–smartness), અવયવ, હાડ, સ્નાયુ, જ્ઞાનતંતુ, કલ્પનાશક્તિ, વિચારશક્તિ, ગ્રહણશક્તિ, સ્મૃતિ, વિકાર, શુભ વૃત્તિ, અશુભ વૃત્તિ ઇત્યાદિમાં જે પ્રકૃતિ જન્મથી મળેલી હોય તેમાં વધારો કરવો એમ જો વિકાસ શબ્દથી સમજીએ તો વિશેષ ચરબીવાળાએ ચરબી વધારવી અને મોટાં હાડકાંવાળાએ હાડકાં હજુ મોટાં કરવાં, એક મોટર અટકાવી શકનારે બેને અટકાવવી, એક કવિતા કરી શકનારે અનેક કવિતાઓ કરવાની શક્તિ મેળવવી, એક ભાષા શીખનારે અનેક ભાષાઓ શીખવી, અલ્પ ક્રોધવાળાએ બહુ ક્રોધી થવું, અલ્પ લોભીએ અત્યંત લોભી થવું, ચોરવાની વૃત્તિવાળાએ એમાં જ પ્રવીણતા મેળવવી, જૂઠું બોલવાની વૃત્તિવાળાએ વિના પ્રયાસે જૂઠું બોલી શકાય એવી શક્તિ કેળવવી એ બધો વિકાસ જ ગણાય.

પણ દેખીતું છે કે વિકાસનો આટલો જ અર્થ કરીએ તો વિપરીત પરિણામો આવે.

ઉપરના નિરૂપણથી વિકાસના છ પ્રકારના ભેદો માલૂમ પડશે. પ્રથમ તો સ્થૂળ અને સૂક્ષ્મ બે જાતનો વિકાસ થઈ શકે: સ્થૂળ વિકાસ એટલે કોઈ પણ મૂળ શક્તિનું સ્વરૂપ કાયમ રહી એ શક્તિમાં વધારો થવો; સૂક્ષ્મ વિકાસ એટલે એ શક્તિનું કોઈ બીજી જાતની શક્તિમાં રૂપાન્તર થવું.

(૧) આ રીતના સ્થૂળ વિકાસોમાં પહેલો કદવિકાસ ગણી શકાય: જેવો કે બિલાડી અને કીડાને મુકાબલે વાઘ અને સર્પનો વિકાસ. જે અવયવો, સ્વભાવો ઇ૦ બિલાડી તથા કીડામાં છે તે જ વાઘ અને સર્પમાં છે. પણ પ્રત્યેકનું કદ મોટું બનેલું છે.

(૨) બીજો વિકાસ અવયવોનો હોય છે. ઊંટની ગરદન ખૂબ વધેલી છે; બીજા પ્રાણીઓની સરખામણીમાં હાથીનાં નાક અને દાંત અસાધારણ છે; વાંદરાનું પૂછડું લાંબું છે; વાંદરા અને માણસનાં આંગળાં પણ લાંબાં ગણાય; સસલાના કાન લાંબા છે; બગલાની ચાંચ લાંબી છે. જુદો જુદો ધંધો કરનારાની તેમાં ઉપયોગી થતી કર્મેન્દ્રિયો કે જ્ઞાનેંદ્રિયોનાં કદ વધેલાં છે. આ ઇંદ્રિયોનો સ્થૂળ વિકાસ કહી શકાય.

પણ સમડીની નજર તીક્ષ્ણ હોય છે; કરોળિયાની સ્પર્શશક્તિ તીક્ષ્ણ મનાય છે; સસલાના કાન તીક્ષ્ણ હોય છે; કેટલાંક પ્રાણીની ઘ્રાણશક્તિ તીવ્ર હોય છે; પોપટની વાચામાં વિશેષતા છે; ઘોડાના તથા શાહમૃગના પગમાં વિશેષ બળ છે;

આ રીતે અવયવોના સ્થૂળ કદમાં નહિ પણ એ અવયવ દ્વારા બળ દેખાડવાની શક્તિમાં વૃદ્ધિ થવી એ ઇંદ્રિયનો સૂક્ષ્મ વિકાસ કહી શકાય.

(૩) કીડી અને પતંગિયું ઈંડામાંથી ઇયળ અને ઇયળમાંથી પરિવર્તન પામી કીડી કે પતંગિયાનું સ્વરૂપ લે છે; દેડકો, પક્ષી, મનુષ્ય વગેરે પ્રાણીઓમાં એથીયે વધારે પરિવર્તનો થાય છે; કેટલાંક પરિવર્તનો ઈંડાંમાં કે ગર્ભમાં થાય છે; કેટલાંક બાહ્ય જગતમાં થાય છે; કેટલાક અવયવો ચાલ્યા જાય છે, કેટલાક નવા આવે છે. આમ સ્થૂળ રૂપમાં પરિવર્તન થાય છે.

મનુષ્યના સ્વભાવમાંયે એમ અદ્દ્ભુત પરિવર્તન થાય છે. ચોરમાંથી સાધુ થાય છે; જડમાંથી બુદ્ધિશાળી થાય છે; તોફાની શાંત થાય છે; ઉતાવળો ગંભીર બને છે. જેમ પૂર્વજોનાં શરીરોમાં થયેલા રૂપાન્તરના ક્રમમાંથી દરેક બાળક પસાર થાય છે, તેમ પૂર્વજોના સ્વભાવના રૂપાન્તરનો ક્રમ પણ દરેક બાળક ઓછોવત્તો કાળ બતાવે છે. માતાપિતાની બાળપણની ખોડો મોટપણે તદ્દન ચાલી ગયેલી હોય તોપણ બાળકમાં કેટલોક વખત આબેહૂબ દેખાઈ આવે છે.

શરીર અને સ્વભાવના આવા ફેરફારો સ્થૂળ કે સૂક્ષ્મ પરિવર્તન–વિકાસ કહી શકાય.

(૪) ચોથો વિકાસ આયુમર્યાદાનો છે. જુદાં જુદાં પ્રાણીઓની આયુમર્યાદા સાધારણપણે ઠરેલી છે. એટલા કાળમાં એ પ્રાણીઓ બાલ્યાવસ્થા, યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થાના ખેલો ખેલી જાય છે. જુદાં જુદાં કારણોને લીધે એ મર્યાદા ઓછીવત્તી થાય છે.

(૫) ગાય અને ભેંસનો ખોરાક અને પાળવાની પદ્ધતિ સરખાં જ હોય છે; ભેંસ વધારે જબરી પણ દેખાય છે; છતાં ગાય ચંચળ અને તેજસ્વી અને ભેંસ જડ જણાય છે. કેળવાયેલા અને જંગલી કૂતરાના નૂરમાં ફરક પડે છે; સુસંસ્કારી અને કુસંસ્કારી માણસના નૂરમાં ફરક પડે છે. વાંદરાના હાથપગ માણસના હાથપગ કરતાં બહુ નાના, પાતળા અને નાજુક જણાય છે; છતાં એ જાણે ફૂટબોલની માફક વાયુથી ભરેલા હોય એમ એને કામ આવે છે. માણસ એટલી ચપળતા નથી દાખવી શકતો. એકાદ માણસ પાતળો જણાય છે પણ જાડા માણસને હરાવી શકે છે. આ દેખાડે છે કે એના શરીરનાં તત્ત્વો વિશેપ શુદ્ધ છે. આંબાના શેર રસમાંથી પાંચ ટકા ગળ્યું તત્ત્વ મળતું હોય તો તે સાત ટકા મળે એમ એને સુધારવો એ એક પ્રકારનો વિકાસ છે એમ ઉપર કહ્યું. તેમ શરીર કે ઇંદ્રિયોના કદમાં ફરક ન પડતાં એનાં તત્ત્વોની શુદ્ધિ વધે અને તેથી શરીરની કે ચિત્તની શક્તિ વધે એ પાંચમા પ્રકારનો વિકાસ છે. આને તેજવિકાસ કે પ્રાણવિકાસ કહી શકાય.

(૬) કૂતરા અને ઘોડામાં સ્વામીભક્તિની ભાવના વિકસેલી છે; કીડી, મધમાખી વગેરેમાં સમાજબંધારણની અને ઉદ્યોગિતાની ભાવના વિકસેલી છે; સર્પમાં વેરની વૃત્તિ તીવ્ર છે એમ કહેવાય છે. કેટલાંક પક્ષીઓમાં સુંદરતાની દૃષ્ટિ અસાધારણ હોય છે. મનુષ્યોમાં કોઈમાં દ્વેષવૃત્તિ બળવાન, તો કોઈમાં પ્રેમવૃત્તિ બળવાન; કોઈમાં જૂઠી વાતો બનાવવાની અજાયબભરી કરામત, તો કોઈમાં સત્યનિષ્ઠા અત્યંત; કોઈ પરાક્રમી, તો કોઈ કાયર; કોઈ

ઉદાર, કોઈ કંજૂસ એ રીતે વિવિધ ગુણોનો વિકાસ થયેલો હોય છે. આને ભાવના અથવા ગુણવિકાસ કહી શકાય.

આ ૭ વિકાસોમાંથી કયા પ્રકારનો કેટલો વિકાસ એ મનુષ્યને માટે ઇષ્ટ જીવનવિકાસ છે એમ ગણીશું?

આનો અનુક્રમે વિચાર કરીએ.

(૧) કદવિકાસ: એક રીતે માણસ કેટલો ઊંચો અને જાડો બની શકે એ માટે કોઈ જાતની મર્યાદા હોય જ એમ માનવાનું કારણ નથી. પણ દરેક જમાના અને દેશના લોકો પોતાના કાળ માટે અમુક કદ યોગ્ય ગણે છે; એથી ઓછું અથવા વધારે અયોગ્ય ગણે છે. બહુ લાંબા માણસને તાડ જેવો કહીને, બહુ ઠીંગણાને વામનજી કહીને, બહુ જાડાને હાથી જેવો કહીને, બહુ પાતળાને વાંસ જેવો કહીને આપણે કદપ્રમાણની કોઈક મર્યાદા માની રાખેલી છે. એટલા કદને બધા માણસો પહોંચે એ ઇષ્ટ સમજીએ છીએ, અને એટલે કદે પહોંચે તો તે જમાના અને દેશને માટે બસ સમજીએ છીએ. એથી ઊંચી હદે એ આખી જાતિ ચડે તો અનિષ્ટ નથી માનતા પણ એકાદ વ્યક્તિનો અપવાદરૂપે વિકાસ આદર્શરૂપ નથી લેખાતો. આ રીતે કદવિકાસની મર્યાદા અંકાયેલી છે. કદવિકાસની દૃષ્ટિએ જીવનવિકાસનો અર્થ એ મર્યાદા સુધી પહોંચવું એમ આપણે નક્કી કરી રાખ્યું છે. કદવિકાસની મર્યાદા હું આંકું જ નહિ અને એને અમર્યાદિતપણે વધારવા મારો સર્વ પુરુષાર્થ કરું એમ કોઈને ધ્યેયરૂપ નથી લાગતું.

(૨) હવે ઇંદ્રિયવિકાસનો વિચાર કરીએ. મનુષ્યની પ્રત્યેક ઇંદ્રિયના વિકાસની કોઈ સામાન્ય રીતે સમજાઈ જાય એવી

મર્યાદા ઠરાવી શકાઈ નથી. બહુ જ ઓછું કે બહુ જ વધારે કદ જેમ અજુગતું લાગે છે અને હાંસીથી એની પ્રત્યે અનાદર દર્શાવવામાં આવે છે, તેવું સર્વ ઇંદ્રિયવિકાસ માટે નથી. શરીરના અવયવોના પરિમાણ માટે — ઇંદ્રિયોના સ્થૂળ વિકાસ માટે — કોઈ મર્યાદા મનાયેલી છે જ. ગરદન, આંગળાં, આંખ, કાન, નાક ઇત્યાદિ બહુ લાંબાં કે ટૂંકાં હોય તો ટીકાપાત્ર થાય છે; પણ એ ઇંદ્રિયોમાં રહેલા બળ માટે મર્યાદા નથી અંકાતી; અને અસામાન્ય વિશેષતા એ આદરપાત્ર ગણાય છે. કસરતબાજની કુસ્તી કે મોટર ઊભી કરવાની અથવા મોટાં વજન છાતી પર ઉપાડવાની કે સાંકળ તોડવાની શક્તિ, નિશાનબાજની આંખની તીવ્રતા, ગવૈયા કે વક્તાનો અવાજ પરનો કાબૂ, કવિ કે નાટકકારની અતિશય કલ્પનાશક્તિ, શતાવધાનીની અદ્ભુત સ્મરણશક્તિ, કે વકીલની તર્કશક્તિ, વિજ્ઞાનશાસ્ત્રીની અવલોકનશક્તિ વગેરે જેમ વધુ તેમ ઇષ્ટ મનાયાં છે. અને તેથી સામાન્ય રીતે એમ મનાયું છે કે બાળકમાં જે ઇંદ્રિયની શક્તિમાં વિશેષતા તરફ જવાનું વલણ જણાતું હોય તેને જ ઉત્તેજન આપવું યોગ્ય છે.

મારા નમ્ર મત પ્રમાણે આ ત્રણ દૃષ્ટિએ વિચારવા જેવી વસ્તુ છે.

સાધારણ રીતે આપણો ખ્યાલ એવો છે કે આપણામાં અનેક પ્રકારની સ્વતંત્ર શક્તિઓ રહેલી છે; જુદી જુદી કર્મેન્દ્રિયોની શક્તિ કે જુદી જુદી જ્ઞાનેંદ્રિયોની શક્તિ એકબીજાથી સ્વતંત્ર છે; કર્મેન્દ્રિય અને જ્ઞાનેંદ્રિયની શક્તિ એકબીજાથી સ્વતંત્ર છે; જ્ઞાનેંદ્રિય અને અંતઃકરણની

શક્તિઓ પરસ્પર સ્વતંત્ર છે; અંતઃકરણની કલ્પનાશક્તિ, સ્મૃતિશક્તિ, તર્કશક્તિ, વગેરે પરસ્પર સ્વતંત્ર છે. એટલે એકને વિશેષ ખેડવાથી બીજી કોઈ બાહ્ય કે આંતર ઇંદ્રિય કુંઠિત થવાની દહેશત રાખવાની જરૂર રહેતી નથી.

આ ખ્યાલ ભૂલભરેલો હોય એમ મને જણાય છે.* મને એમ લાગે છે કે કોઈ પણ એક કાળે દરેક માણસ પાસે સમગ્ર શક્તિનું ચોક્કસ ભંડોળ હોય છે. દરેક માણસનું એ ભંડોળ ઓછુંવત્તું હોય; એક જ માણસનું જીવનના જુદા જુદા સમયમાં એ ઓછુંવત્તું થાય; બાળપણમાં વધે, ઘડપણમાં ઘટે, મંદવાડ, ભૂખમરો વગેરેથી ઘટે; વ્યાયામ, પ્રાણાયામ, અન્ન, ઔષધિ વગેરેથી વધે, વગેરે. એ એક જ ભંડોળ જુદી જુદી ઇંદ્રિયોમાં વહેંચાયેલું હોય છે. એ વહેંચણી ઓછા-વત્તા અંશમાં થયેલી હોય છે. કોઈને મોટો અંશ એક કર્મેન્દ્રિયમાં હોય, તો કોઈને બીજીમાં; કોઈને કર્મેન્દ્રિયમાં તો કોઈને જ્ઞાનેંદ્રિયમાં; કોઈને એક જ્ઞાનેંદ્રિયમાં, તો કોઈને બીજીમાં; કોઈને એક કર્મેન્દ્રિય અને એક જ્ઞાનેંદ્રિયમાં વધારે અંશ પ્રાપ્ત થયો હોય; કોઈને અંતરિન્દ્રિયોમાં વિશેષ અંશ હોય. એ સમગ્ર ભંડોળમાં વધારો થયા વિના એક ઇંદ્રિયનું વિશેષ ખેડાણ બીજી કોઈ ઇંદ્રિયમાં ન્યૂનતા લાવ્યા વિના ન થઈ શકે. એટલે કોઈને ગાવાની કે ચિત્ર કાઢવાની શક્તિ વિશેષ હોય, તો તેની સમગ્ર શક્તિનું ભંડોળ વધ્યા વિના ને કેવળ એ શક્તિનો

---

* મારું અવલોકન આ વિષયમાં પૂર્ણ થયું છે, એમ ખાતરી ન હોવાથી હું અહીં નિશ્ચયાત્મક ક્રિયાપદો વાપરતો નથી.

જ વધારો કરે, તો બીજી કોઈ ઇંદ્રિય, અંતઃકરણની શક્તિમાં ઘટાડો થાય *.

આ એક વાત.

મનુષ્યનું સ્વાભાવિક વલણ એવું જણાય છે કે ભર્યામાં વિશેષ ભરવું એને વધારે અનુકૂળ લાગે છે; અને તેથી જીવનમાં જણાતી બીજી ખામીઓ ટાળવાના ઉપાયરૂપે અને સુખભર્યું લાગે છે. ઉદાહરણાર્થ: ધારો કે એક માણસની સમગ્ર શક્તિ ૧૦૦ માપ ભરીને છે એમ કહીએ; અને તેમાંથી ૨૫ માપ એની આંખમાં, ૨૫ માપ એની આંગળીઓમાં, ૨૫ માપ કલ્પનાશક્તિમાં, અને બાકીનાં ૨૫ માપ બીજી કર્મેન્દ્રિયો, જ્ઞાનેંદ્રિયો તથા અંતઃકરણમાં છે. એની

* ઉપરનું લખ્યા બાદ શારીરવિજ્ઞાન (Physiology) પરનું એક પુસ્તક વાંચતાં જણાયું કે ઉપરનું વિધાન પાયા વિનાનું નથી. શારીરશાસ્ત્રીઓ માને છે કે આપણા શરીરની કેટલીક ગાંઠો હાડકાં વધારવાવાળી છે, કેટલીક માંસ, ચરબી, શક્તિ વગેરે. કેટલીક ઉંમર સુધી હાડકાં વધારવાવાળી ગાંઠો એટલી ખાઉધરી હોય છે કે જે કાંઈ આપણે ખાઈએ–પીએ, તેનો વિશેષ અંશ એ ગાંઠો જ ચૂસી લે છે, અને તે એટલે સુધી કે બીજી ગાંઠોને સાંસા પણ પડે. એકાદ પ્રાણીને ખાવાનું ન મળતું હોય તો પણ એનાં હાડકાં વધતાં જણાય છે. અન્નમાંથી રસ ન મળી શકે તો શરીરમાં જે થોડું ઘણું માંસ હોય તેને પણ એ ગાંઠો ચૂસી લઈને હાડકાં વધારવાનું કામ કરે છે. એ જ પ્રમાણે કેટલાક માણસોના સર્વ રસોને ચરબીમાં ફેરવવાવાળા ભાગો ખૂબ ક્રિયાવાન હોય છે, અને કેટલાકના બીજા ભાગો હોય છે. એ જ નિયમ આ વિષયમાં લાગુ પડતો જણાય છે.

આંખ, આંગળીઓ અને કલ્પનાશક્તિને ૨૫–૨૫ માપને બદલે ૩૦–૩૦ માપ આપવાં એ એને માટે સહેલું છે; પણ ત્યાં ૨૦–૨૦ માપનો પ્રવાહ મોકલી બીજી ઇન્દ્રિયોને ૧૫ માપનો વધારો આપવો એ વધારે કઠણ છે અને ખાસ પ્રયત્ન વિના અસાધ્ય છે. એથી એને ૨૫ ને બદલે ૩૦ માપ આપવાનું વધારે સુખકારક અને વિકાસ કરાવનારું લાગે છે. આવી રીતની વિષમ વહેંચણી જીવનમાં કાંઈ ઊણપ છે એવું ભાન કરાવ્યા વિના ન રહે. પણ આ વલણને લીધે એને એમ લાગે છે કે એ ઊણપ ટાળવાનો ઉપાય ૩૦ માપને બદલે ૩૨ માપ કરવાં એ છે. આ રીતે એ પોતાની ઇંદ્રિયના વલણને વધારે ને વધારે આગ્રહપૂર્વક અનુસરે છે. બુદ્ધિશાળી માણસ પોતાના જીવનમાં જણાતી ખામી બુદ્ધિને જ વધારે કસવાથી પુરાશે એમ માને છે; કલ્પનાશીલ માણસ કલ્પનામાં વધારે રમે છે; ધ્યાની ધ્યાનમાં રત રહેવા મથે છે; કસરતી પોતાને જીવનમાં જણાતો અસંતોષ વધારે કુસ્તીઓ કરીને દૂર થાય એમ માને છે; ગવૈયો ગાઈ ગાઈને દુઃખ દૂર કરવા મથે છે. બુદ્ધિજીવીને દાક્તર વાંચવાનું બંધ કરવાનું કહે તો તે એને વધારે કઠણ લાગે છે, અને એ એમ માને છે કે એથી તો એ ઊલટો વધારે વહેલો મરશે એ કોણ જાણતું નથી?

આ બીજી વાત.

સ્વાભાવિક વલણને પોષવાના સિદ્ધાંત પાછળ એ ખ્યાલ રહેલો છે કે અનુકૂળ પરિસ્થિતિ એ જ વિકાસ માટે ઉપયોગી છે. વિકાસના ઉપર જણાવેલા પ્રકારોનો વિચાર કરતાં

જણાશે કે કેટલાક વિકાસ માટે અનુકૂળ પરિસ્થિતિ જરૂરી છે; કેટલાક માટે અસહ્ય ન હોય એવી પ્રતિકૂળ પરિસ્થિતિ કે આઘાત આવશ્યક છે. કેટલાક માટે શક્તિનો ઉપયોગ કરવાનો શ્રમ લેવો જરૂરી છે; અને કેટલાક માટે શક્તિ ખર્ચાતી રોકવી — સંયમ કરવાનો શ્રમ લેવો એ જરૂરી છે. ઘોડાને દોડાવવો એ નાનો છોકરો પણ કરી શકે છે; પણ એને અટકાવવા કાબેલ માણસની જરૂર પડે છે. ટ્રામની બ્રેક દાબતી વખતે જ માલૂમ પડે છે કે ટ્રામને હાંકવા નબળો માણસ ન ચાલી શકે. આગગાડીના પાટાનો સાંધો બદલવામાં બહુ બળ વાપરવું પડે છે. તેમ શક્તિનો પ્રવાહ એક માર્ગે જ ચાલ્યા કરતો હોય તેને રોકી દઈ બીજો માર્ગ આપવો એ કઠણ છે, પણ વિકાસ માટે અગત્યનો છે.

આ ત્રીજી વાત.

ગુણવિકાસ — ભાવનાવિકાસનો વિચાર કરતાં આ બાબતોનું વિશેષ મહત્ત્વ જણાશે.

આ ત્રણ બાબતોનો વિચાર કરતાં જેમ કદ તથા ઇંદ્રિયોના સ્થૂળ વિકાસને તેમ ઇંદ્રિયના સૂક્ષ્મ વિકાસને પણ મર્યાદા બાંધવી આવશ્યક જણાય છે. હું શરીર બળવાન બનાવીશ. ક્યાં સુધી? હાથ બળવાન બનાવીશ. ક્યાં સુધી? શ્વાસ રોકવાની શક્તિ ખેડીશ. ક્યાં સુધી? કાન આંખ તીવ્ર કરીશ; વક્તૃત્વ મેળવીશ; ગાનકળા કેળવીશ; ચિત્રકળા શાખીશ; તર્કશક્તિ, કલ્પનાશક્તિ, સ્મરણશક્તિ તીવ્ર કરીશ. પણ સર્વે ક્યાં સુધી? શરીર, ઇંદ્રિયો, અંતઃકરણ સર્વે

બળવાન કે તીવ્ર હોવાં આવશ્યક છે; પણ કોઈ એક અંગની અપાર તીવ્રતામાં જીવનની પૂર્ણતા નથી. પોતાનાં દેશ, કાળ, જાતિ, વય, પરિસ્થિતિ ઇત્યાદિને લક્ષમાં લઈ ક્યાં સુધી એક અંગનો વિકાસ કરવો તેની મર્યાદા હોવી જોઈએ. દરેકમાં થોડાંક અંગોનો બીજાં અંગો કરતાં વિશેષ વિકાસ થવાનો. સુથારનાં આંખ, હાથ વગેરે વિકસશે જ. ખેપિયાના પગ જબરા થશે જ. પરિસ્થિતિને લીધે જ એવી રીતે એ ઇંદ્રિયોને મળતો વિશેષ પ્રવાહ અનિવાર્ય અને અનિષ્ટ ન થાય. પણ કેળવણીની બુદ્ધિપૂર્વક યોજના કરનારે કેવળ બાળકનાં સ્વાભાવિક વલણને પોષણ આપવાની દૃષ્ટિ રાખવી એ બરાબર લાગતી નથી.

કદવિકાસની બાબતમાં એક ઉંમરનાં બાળકો એક જ વર્ગમાં આવે છે એમ સાધારણપણે કહી શકાય. એને માટે એકસરખી વ્યવસ્થા કરી શકાય. અમુક ઉંમર સુધી કદવિકાસ કરવો જ એવો નિયમ કરી શકાય. ઇંદ્રિયવિકાસની બાબતમાં વર્ગ પાડવા મુશ્કેલ પડે છે. એક જ ઉંમરના બે બાળકોનો ઇંદ્રિયવિકાસ સરખો નથી હોતો. એક બાળકની જન્મથી જ કોઈ ઇંદ્રિય અત્યંત વિકસિત હોય, અને કોઈની એ જરાયે ખીલી ન હોય. જેની ઇંદ્રિય વિકસિત હોય, તેને, સામાન્ય કદવિકાસ સાથે તથા શક્તિનું એકંદર ભંડોળ વધવાની સાથે, એ ઇંદ્રિય વિશેષ બળવાન થવાની. જેને એમ ન હોય તેને એ ઇંદ્રિયના વિકાસ માટે વિશેષ પ્રકારની સગવડ કરવી પડે. એટલે એવોયે સંભવ છે કે શિક્ષકનું કાર્ય બાળકનું વલણ જે વસ્તુ માગે તે આપવાની વ્યવસ્થા

કરવાને બદલે (ક્રમમાં ક્રમ, તેની સાથે સાથે) એનામાં જે ખામી હોય તે પૂરવાની વ્યવસ્થા કરવાનું થાય.*

(૩) પરિવર્તન–વિકાસ: જુદી જુદી પ્રજાનાં સ્વર્ગોનાં વર્ણનોમાં ચાર કે એથી વધારે હાથો, પાંખો તથા અનેક આંખોવાળા શરીરની કલ્પના થયેલી છે. નરકનાં વર્ણનોમાં યમદૂતો શીંગાળા, પેટમાં આંખો કે મોઢાંવાળા, ઊલટી પાનીઓ-વાળા ચીતરવામાં આવે છે. એટલે ચતુર્ભુજ, અષ્ટભુજ, ઊડી શકનારા, સહસ્રાક્ષ વગેરે પ્રાણીઓમાં રૂપાન્તર પામવાની ઇચ્છા કેટલાકને ઇષ્ટ લાગે છે, અને વિકૃત — વિપરીત — વિકાસ (ઊંધો વિકાસ) એટલે શું એની પણ કલ્પના થઈ છે. પણ

* જે ઇંદ્રિયને જન્મથી જ વિશેષ શક્તિ પ્રાપ્ત થઈ હોય તેની ઉપર ઓછું લક્ષ કરવાથી એ ઘટી જશે એમ માનવાનું કારણ લાગતું નથી. બીજી ઇંદ્રિયો તરફ વહેણ ફેરવવામાં પ્રયાસ થાય છે કારણ કે, બળવાન ઇંદ્રિય વધારે સામનો કરે છે. **इन्द्रियाणि प्रमाथीनि हरन्ति प्रसभं मनः ॥** જબરા છોડની અવગણના કરો, જબરાં પ્રાણી તરફ દુર્લક્ષ કરો, તો પણ અંતે તો એ જ મોટો ભાગ લઈ જવાનાં. ઇંદ્રિયોની સ્વાભાવિક શક્તિઓને વધતાં કૃત્રિમપણે અટકાવવી, કોઈનામાં ગાનશક્તિ જણાતી હોય તો તેને ન ગાવાનો નિયમ આપવો અને એને કુંઠિત કરી નાંખવા કાંઈ પ્રયત્ન કરવો એમ કહેવાનો મારો આશય નથી. એ શક્તિ પોતાના પ્રયાસથી ખીલવાનો પ્રયાસ કરે એટલી અનુકૂળતા કરી આપવી એટલું બસ. પણ કેળવણીકારે બીજી ઇંદ્રિયો પર વધારે લક્ષ આપવું. એટલા માટે એ ગાન તરફની પ્રવૃત્તિનું નિયમન પણ કરે. એક વાત હંમેશાં યાદ રાખી શકાય કે બધા પ્રયત્નો છતાં જે પ્રકૃતિ બળવાન હશે તે પોતાનો સ્વભાવ તદ્દન નહિ છોડે. **प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति ?**

સામાન્ય માણસો, કમમાં કમ આ જીવનમાં, સ્થૂળ પરિવર્તનની ઇચ્છા રાખતા નથી, અને હાલ જેટલાં અને જેવાં અવયવોવાળું પ્રાણી એ છે, એથી સંતુષ્ટ જણાય છે. એટલે સ્થૂળ પરિવર્તન–વિકાસનો વિચાર કરવાની જરૂર રહેતી નથી.

પણ સૂક્ષ્મ પરિવર્તન–વિકાસ અત્યંત મહત્ત્વનો અને ચિંતા ઉપજાવનારો વિષય થાય છે.

એક ઝીણા પોરા જેવા જળચર જંતુમાંથી જમીન પર ઠેકતા દેડકાનું રૂપાંતર લાંબે કાળે ગમે તેટલું અદ્ભુત લાગે, તો પણ આપણને ખાતરી છે કે એ રૂપાંતર ધીમે ધીમે—ગતિ નજરથી ન પકડી શકાય એવી રીતે—થયું છે. નાટકમાં પિસ્તોલના ધડાકા સાથે જેમ દશ્યફેર કરવામાં આવે છે તેમ એકાએક થયેલું નથી હોતું. જમીન પર તરફડિયાં મારતું અને રડવા સિવાય બીજો અવાજ ન કાઢી શકતું બાળક ધીમે ધીમે બેસતું, ઘૂંટણિયાં ભરતું, ઊભતું અને ચાલતું થાય અને થોડા અવાજો કરતાં કરતાં મોટા માણસ માફક સ્પષ્ટ બોલવા માંડે ત્યાં સુધી આપણે ધીરજ રાખી શકીએ છીએ.

પણ સ્વભાવના પરિવર્તનમાં આપણે એટલી ધીરજ બતાવતા નથી. કોઈ આપણને કહે કે એક બાળક પરમ દહાડે જન્મ્યું, કાલે ઘૂંટણિયાં ભરવા લાગ્યું, અને આજે દોડવા લાગ્યું, તો આપણે એને અદ્ભુત વાતોમાં કાઢી નાખીશું; પણ એક બાળક આજે ચોરી કરવાની ટેવવાળું હોય, તોયે તેને બીજે દહાડે સુશીલ થઈ જવાની આશા આપણે છોડી શકતા નથી. સ્વભાવના પરિવર્તનમાં જાણે

કોઈ ક્રમ જ ન હોય, જાદુના ખેલ માફક એકાએક થઈ જતા હોય એમ આપણી માન્યતા જણાય છે. પોતે જે આડાઈ, કુટેવો, દુર્ગુણો વગેરેમાંથી પસાર થયો હોય તેનું દર્શન બાળકમાં જણાતાં પિતા અધીરો થઈ જાય છે, અને એમાંથી એને કાઢવા માટે વિવિધ પ્રકારના ધમપછાડા મારે છે. પણ સ્વભાવનું જે પરિવર્તન માતા–પિતામાં થયું હોય તે પરિવર્તન યથાકાળે — ખાસ પ્રતિબંધક કારણો ન હોય તો — બાળકમાં થયા વિના ન રહે. તે ઉપરાંતનું પરિવર્તન એથીયે લાંબે કાળે થાય; અને એનું પરિણામ બહુ લાંબે કાળે નજરમાં આવે. સ્વભાવના પરિવર્તનની ગતિ એટલી બધી સૂક્ષ્મ હોય છે કે સ્થૂળ દૃષ્ટિએ તો એમ જ લાગે કે મૂળ સ્વભાવ તો જાય જ નહિ.

सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।

प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति ॥ गीता ३. ३३

(જ્ઞાની પુરુષ પણ પોતાના સ્વભાવ પ્રમાણે જ વર્તે છે; પ્રાણીમાત્ર પોતાની પ્રકૃતિ પ્રત્યે જાય છે; નિગ્રહ શું કરી શકે?)

છતાં, એ કાંઈ આત્યંતિક સત્ય નથી. સ્વભાવમાં ધીમે ધીમે પણ પરિવર્તન થઈ શકે છે; અને એની જાણે–અજાણે પણ આપણને ખબર છે માટે જ વિવિધ પ્રકારની પ્રવૃત્તિઓ થાય છે. શાળાઓ, જેલો, રેફર્મેટરીઓ, ધાર્મિક સંપ્રદાયો, સામાજિક રાજકીય વગેરે સુધારણાની હિલચાલોનો ઉદ્દેશ વ્યક્તિ કે પ્રજાના સ્વભાવમાં પરિવર્તન કરાવવાનો જ હોય છે. એ રીતે સૂક્ષ્મ ભૂમિકાના વિકાસમાં આપણે કોઈ જાતની મર્યાદા બાંધતા નથી.

(૪) આયુર્વિકાસ : આની બાબતમાં કેટલાક માણસોની મહત્ત્વાકાંક્ષા દેહને અમર રાખવા પર્યંત પહોંચેલી છે. પણ સામાન્ય રીતે આપણે ૧૦૦ વર્ષની ઉંમરને બહુ જ સંતોષકારક અને ૭૫ સુધી પહોંચવામાં સમાધાન માન્યું છે. કેવળ દીર્ઘાયુષ્ય ઇષ્ટ પણ લાગતું નથી. દીર્ઘાયુષ્યની સાથે શરીરની, ઇંદ્રિયોની અને બુદ્ધિની શક્તિઓ કાયમ રહે, નવા સંસ્કારો પ્રાપ્ત કરવાની શક્તિ કુંઠિત ન થઈ જાય, અને જે સાથીઓ સાથે આપણું જીવન વીત્યું હોય તે આપણને છોડી ચાલી ન જાય તો જ દીર્ઘાયુષ્ય આવકારલાયક લાગે છે. એટલે આયુર્વિકાસની બાબતમાંયે આપણે આકાંક્ષાને મર્યાદિત રાખેલી છે.

(૫) હવે તેજ કે પ્રાણવિકાસનો પ્રશ્ન વિચારીએ. ગાંધીજીને કવિએ 'માનવ સળેકડું' કહ્યું છે. એ શરીરની શોભા માટે કશો પરિશ્રમ નથી લેતા. એમની ચામડીયે ગોરી નથી. છતાં એમના મુખ પર નજરે ચડી જાય એવી કાંતિ જણાયા વિના નથી રહેતી. એમના અંગઅંગમાં જેવું જીવન સ્ફુરતું જણાય છે, તેવું ઘણા વ્યાયામ કરનારાઓમાં પણ નથી જણાતું. એમની બુદ્ધિ કદી કુંઠિત થતી જણાતી નથી. સૂક્ષ્મ અને અટપટી વાત પાછળ રહેલાં તત્ત્વને પણ એ તુરત ગ્રહણ કરી લે છે. બીજી બાજુથી જુઓ તો અનેક વિષયમાં એમની માહિતીઓનો ભંડાર આવી મહાન પ્રવૃત્તિઓ કરનારમાં ધારી શકાય એથી ઘણો ઓછો છે. માહિતીઓનો ભંડાર એટલે જ્ઞાનની સમૃદ્ધિ એમ જો માનીએ તો તો ઘણી વાર ગાંધીજીનું અજ્ઞાન અજાયબી પમાડનારું ગણાય. એમની કામ કરવાની શક્તિ

તાલીમબાજોને પણ શરમાવનારી છે. આખો દિવસ કામ કરતાં નથી થાકતું એમનું મન કે શરીર. ઓછામાં ઓછા આરામથી એ ચલાવી શકે છે. સખતમાં સખત મંદવાડ-માંથી એ આરોગ્યને ઝપાટાબંધ મેળવી શકે છે. આ બધું બતાવે છે કે, એમની પ્રાણશક્તિ અત્યંત બળવાન છે. જો ઘઉં અને બદામની ઉપમા આપીએ, તો એમ કહી શકાય કે અનેકનાં શરીરમાં ઘઉંનાં તત્ત્વો હોય છે, તો એમના શરીરમાં બદામનો મગજ ભરેલો છે.

ભારનો ઘોડો અને સવારીનો ઘોડો, ભેંસ અને ગાય, મેંઢું અને બકરું, ડરપોક અને શૂર વચ્ચે આવો પ્રાણવિકાસનો ભેદ જ સમજી શકાય છે.

કદવિકાસ અને ઇંદ્રિયવિકાસ કરતાંયે પ્રાણવિકાસ એ વધારે મહત્ત્વનો છે.* શક્તિના ભંડોળની વૃદ્ધિ, ઇંદ્રિયની શક્તિની વૃદ્ધિ અને પ્રાણશક્તિની વૃદ્ધિ એક જ છે એમ માનવાનું નથી. અમદાવાદમાં એક પહેલવાન મેં એવો જબરો જોયો કે મારા જેવાનાં હાડકાં એ કેવળ બાથમાં ભીડીને જ ભાંગી શકે. પણ મેં જોયું કે મારા જેવો જ પાતળો એક કારકુન એવી તોછડાઈથી એની જોડે વાત કરતો હતો કે એ કેમ એને સાંખી શકતો હશે તે સમજાતું

* કોઈ પણ પ્રકારનો વિકાસ બીજા પ્રકારના વિકાસથી તદ્દન સ્વતંત્ર છે એમ સમજવાનું નથી. દરેક વિકાસ કેટલેક અંશે બીજા પર આધાર રાખે છે, કેટલેક અંશે સ્વતંત્રપણે સાધ્ય છે અને કેટલેક અંશે એકનો વિકાસ બીજાને વિરોધી છે. આનો વિશેષ વિચાર બીજે કર્યો છે.

નહોતું. એની શક્તિમાં તેજસ્વિતા નહોતી. કોલસાનો આખો કોથળો એકી વખતે સળગાવીએ, તો પણ એના પ્રકાશમાં વાંચી નહિ શકાય; પણ એક નાનકડી મીણબત્તીથી એ કરી શકાશે. એટલે બન્ને તેજધર્મી હોવા છતાં બન્નેમાં ગુણભેદ છે. મીણબત્તીની તેજશક્તિ વિશેષ શુદ્ધ છે. એમ બાળકનો પ્રાણવિકાસ થાય, એની સર્વ શક્તિઓ વિશેષ તેજસ્વી બને એ મહત્ત્વનું છે.

છતાં અત્યંત પ્રાણવિકાસ એ પણ માણસાઈનું વિશેષ લક્ષણ નહિ કહી શકાય. વાઘ, સિંહ પણ અતિશય તેજસ્વી પ્રાણીઓ છે. જ્યાં જ્યાં પરાક્રમ છે ત્યાં ત્યાં પ્રાણની અધિકતા છે એમ કહી શકાય. પણ એવા ઘણાયે પરાક્રમી પુરુષો છે જેમને અધમ પુરુષો કહી શકાય. પરશુરામ અને રાવણ, કે સિકંદર અને નેપોલિયન પ્રાણવાનોમાં ઊંચે નંબરે મુકાય; છતાં એ આદર્શ ન થઈ શકે.

(૬) છેલ્લે ગુણવિકાસનો પ્રશ્ન વિચારવો ઘટે છે.

ઇંદ્રિયવિકાસના વિષયમાં મેં જણાવેલી દૃષ્ટિ અરુચિકર લાગવાનો સંભવ છે. કોઈ બાળકનું અમુક ઇંદ્રિયની શક્તિ તરફ સ્વાભાવિક વળણ જણાતું હોય તો તેને પોષવાની જ અનુકૂળતા કરી આપવાને બદલે કોઈ બીજી ઇન્દ્રિયની તરફ મહેનત લેવી એ કેટલાકના વિચારથી અયોગ્ય છે. પણ આ જ સિદ્ધાંતનો ગુણવિકાસની બાબતમાં અમલ કરવાથી કેટલું વિપરીત પરિણામ આવે તે સહેજે સમજાઈ શકાય એવું છે. મનુષ્યને જેમ ઇંદ્રિયોની શક્તિનો વારસો ઘણી જ જુદી જુદી જાતનો મળેલો હોય છે,

તેમ ગુણોનો વારસો પણ અતિશય વિવિધ હોય છે. દરેક માણસની વિશિષ્ટતા આ બે કારણોને લીધે છે એમ ઘણે અંશે કહી શકાય. કોઈ બાળક નાનપણથી જ ક્રોધી હોય અને કોઈ ક્ષમાશીલ હોય; કોઈ ઉદાર હોય, કોઈ કંજૂસ હોય; કોઈ સ્વાર્થી હોય, કોઈ પરોપકારી હોય. ક્રોધીના ક્રોધ ગુણને અને કંજૂસના અનુદારતા ગુણને ખીલવવો એ ઠીક થશે ખરું? કે એની ક્રોધવૃત્તિને કોઈ બીજા ગુણ તરફ વાળવાનો પ્રયત્ન કરવો ઘટે?

અભ્યાસ — એટલે એક જ પ્રકારની સતત મહેનત — તે જ શક્તિને વધારે છે અને દૃઢ કરે છે; આગળ જતાં તે એટલી દૃઢ બની જાય છે કે યંત્રની માફક તેનો ઉપયોગ કરી શકાય છે. ટપલેખક (ટાઇપિસ્ટ) આંખ મીંચીને ટપકાવી શકે છે. બીબાં ગોઠવનાર આંખ મીંચીને બીબાં ગોઠવી શકે છે. કર્મેંદ્રિયોની બાબતમાં આમ ઇન્દ્રિયોને દૃઢ વલણ પડી જાય એમાં આપણને શંકા નથી લાગતી. પણ જ્ઞાનેંદ્રિયો અને અંતઃકરણને એ જ નિયમ લાગુ પડે છે. સીધું-વાંકું જોવામાં આંખને બરાબર તાલીમ મળવાથી, એ તાબડતોબ સીધું-વાંકું પારખી શકે છે; એક ક્ષણમાં લક્ષ્યને બરાબર વીંધી શકે છે. અંતઃકરણના વ્યાપારો એ જ નિયમે થાય છે. જૂઠી વાતો બનાવવાની ટેવ પાડતાં પાડતાં વિના પ્રયાસે જૂઠી વાતો જોડી કાઢવાની હથોટી આવી જાય છે. કલ્પનાઓ કરવાનો સ્વભાવ પાડતાં પાડતાં વિના પ્રયાસે મનમાં નવી નવી કલ્પનાઓ સ્ફુરે એવી આદત બની જાય છે. શબ્દાલંકાર કરવાની ટેવ પાડતાં એમાંયે હથોટી આવી જાય છે. જે દિશામાં વિચારના પ્રવાહને વાળો તે દિશાના

વિચારો સ્વયં સ્ફુરતા હોય એમ જણાય છે. દલીલની અંદર રહેલી ભૂલ સહેજે શોધી ન શકાય એવી રીતે એને રજૂ કરવાનો અભ્યાસ વકીલો કરે છે, અને કેટલેક કાળે એ એમનો દૃઢ સ્વભાવ બની જાય છે. પછી અજાણે પણ પ્રત્યેક વિષયમાં એમને શબ્દોને ઝીણું કાંતવાનો જ સ્વભાવ પડી જાય છે. સ્મૃતિને કસતાં કસતાં એમાંયે અજાયબભરી પ્રવીણતા મળે છે.

આ જ પ્રમાણે ગુણોનું છે. ક્રોધ કરતાં કરતાં વાની સાથે લડી પડે એવો ક્રોધી બની જાય છે; લોભ વધારતાં વધારતાં બ્રિટિશ સામ્રાજ્ય નાનું પડે એટલો વધી શકે છે.

જેમ દુર્ગુણોનું તેમ જ સદ્‌ગુણોનું છે. ઉત્તર રામચરિતમાં શ્લોક છે કે, સામાન્ય માણસોની વાણી બનાવોને વર્ણવે છે, પણ સત્પુરુષોની વાણીની પાછળ બનાવો આવે છે. સત્યની ઉપાસના કરતાં કરતાં અનાયાસે બોલેલું વાક્ય પણ સત્ય જ નીવડે એવી પ્રકૃતિ બને; અહિંસાની ઉપાસના કરતાં કરતાં એ જ સ્વભાવ બની જાય. કોઈની જોડે વિરોધનો પ્રસંગ ઉત્પન્ન થતાં આપણને શોધતાંયે સત્યાગ્રહના ઉપાયો સૂઝતા નથી; અને કોઈ ક્રોધયુક્ત વિરોધનો માર્ગ જ સૂઝે છે. ગાંધીજીને, જાણે વિચાર કર્યા વિના જ, સત્યાગ્રહી ઉપાય જ સૂઝી આવે છે.

આપણી દરેક નાની મોટી ક્રિયા, અને આપણા ઉપર બહારથી પડતા દરેક નાના મોટા સંસ્કાર આપણી ઇંદ્રિયો કે અંતઃકરણને જ કોઈ જાતનું વળણ નથી આપતાં, પણ આપણામાં કોઈ ગુણનો સંસ્કાર પણ પાડે છે. એક જ જાતનો એવો સંસ્કાર પડવાથી એ ગુણ દૃઢ બને છે,

અને જતે દહાડે તે આપણી દૃઢ પ્રકૃતિ બની જાય છે. દરેક માણસની એવી દૃઢ પ્રકૃતિ તે એનો સ્વભાવ છે.

આપણી પોતાની ઉન્નતિ–અવનતિ, સુખ–દુઃખ, શાંતિ–વ્યથાનો આધાર આપણા કદવિકાસ, ઇંદ્રિયવિકાસ, કે પ્રાણવિકાસ કરતાંયે આપણા ગુણવિકાસ ઉપર વિશેષ અવલંબીને રહેલો છે. આપણે જે સમાજમાં અને જે ભૂત–પ્રાણીઓ વચ્ચે રહેતાં હોઈએ તેમની ઉન્નતિ–અવનતિ, સુખ–દુઃખ અને તેમની શાંતિ–વ્યથાનો આધાર પણ આપણા ગુણવિકાસ ઉપર રહેલો છે. પ્રેમાળ માણસ પોતે જ સુખ નથી અનુભવતો, પણ પાડોશીઓને પણ સુખ આપે છે; દયાળુ માણસ પોતે જ સાત્ત્વિક આહ્‌લાદ નથી પામતો, પણ દયાના લેનારને પણ સુખ કરે છે. વ્યવસ્થિત માણસ પોતે જ વ્યવસ્થાના ફાયદા નથી અનુભવતો પણ બધાને એથી ફાયદો થાય છે. જેમ જાતવાન પણ નાની કેરીનો મીઠો રસ જે સ્વાદને આપી શકે તે મોટી પણ ખાટી કેરી ન આપી શકે, તેમ ઠીંગણો, નાની ઉંમરનો, કોઈક ઇંદ્રિયમાં વ્યંગ થયેલો, બહુ શક્તિ વિનાનો પણ મીઠા સ્વભાવનો માણસ જે સંતોષ આપી શકે, તે સંતોષ જબરદસ્ત, સર્વે ઇંદ્રિયોમાં પરિપૂર્ણ અને અત્યંત પ્રાણવાન છતાં દુર્વાસા જેવો ન આપી શકે.

આમ વિચાર કરતાં એમ જણાય છે કે, સદ્‌ગુણોનો વિકાસ એ એક એવી વસ્તુ છે જેની જોડે બીજા પ્રકારોનો વિકાસ હોય તો વિશેષ સારું ફળ મળે જ; પણ જેના વિના બીજા બધા પ્રકારનો વિકાસ જીવનને કે સમાજને શાંતિ–સુખ આપવામાં નિષ્ફળ નીવડે એટલું જ નહિ, પણ શાપ

સમાન પણ થઈ પડે. ગીતાનો શ્લોકાર્ધ સહેજ ફેરવીને કહી શકાય કે,

स्वल्पमप्यस्य धर्मस्य कल्याणाय भवेत् सदा ।

(એનો અલ્પાંશ પણ કલ્યાણને આપવાવાળો જ થાય છે.)

એકાદ સદ્‌ગુણનો જ અતિશય વિકાસ એને એકાંગી અને એક દૃષ્ટિવાળો બનાવે; એટલે અંશે એનામાં અપૂર્ણતાયે રહે; છતાં એટલો ગુણ પણ એને અને સમાજને સુખી કરવામાં પોતાનો ફાળો તો આપે જ. એવા અનેક ગુણોનો વિકાસ મનુષ્યોમાં એને શ્રેષ્ઠ સ્થાને મૂકે છે.

મનુષ્યના મનુષ્યત્વનો વિકાસ એના ગુણોત્કર્ષમાં છે; એનાં સ્નાયુબળ, કારીગરી, કલ્પનાશક્તિ, કે સૂક્ષ્મ બુદ્ધિમાંયે નથી, એમ વિચારતાં જણાઈ આવે છે.

એટલે વિકાસમાં ગુણવિકાસનું મહત્ત્વ સૌથી વિશેષ છે. એને રાખીને બીજા બધા પ્રકારનો વિકાસ આશીર્વાદરૂપ થઈ પડે. એ હોય તો પછી ગમે તેટલો પ્રાણવિકાસ ભલે થાય; ઇંદ્રિયો અને કદનો વિકાસ પણ અનુકૂળતા પ્રમાણે ભલે વધે. એના વિના મનુષ્ય કાં તો અસુર કે પશુ જ રહે.

## ૧૫

# વિકાસના માર્ગો

વિકાસના વિષયનો વિચાર કરતાં મને એમ જણાયું કે વિકાસવાદના શાસ્ત્રીઓએ કદવિકાસ, ઇંદ્રિયવિકાસ અને પરિવર્તન વિકાસનો જેટલો વિચાર કર્યો છે તેટલો પ્રાણવિકાસ અને ગુણવિકાસનો કર્યો નથી. અને તેથી એનાં બીજા વિકાસો ઉપર થતાં પરિણામોનોયે વિચાર કર્યો નથી.

વળી વિકાસનું અવલોકન થયું છે; પણ એનાં કારણોનો ઝાઝો વિચાર થયો નથી. એક કોષના એમીબાનો વિકાસ થઈને એ દ્વિકોષવાળું પ્રાણી થયું એ હકીકત રજૂ કરાઈ છે, પણ એમ એક કોષવાળું પ્રાણી દ્વિકોષવાળું થઈ શકવાનું કારણ શું એ વિચારાયું જણાતું નથી.

તે જ પ્રમાણે બિલાડી આટલી નાની કેમ રહી અને વાઘ આટલો મોટો કેમ થઈ શકયો, વાનર અને

માણુસ વચ્ચે ભેદ નિર્માણ થવાનું કારણ શું, એ પણ વિચારાયું હોય એમ લાગતું નથી. ગુણવિકાસનો પ્રશ્ન તો છેડાયો જ નથી.

વિકાસનાં કારણોમાંયે બહારની પરિસ્થિતિને લીધે વિકાસ ઉપર જે અસર થાય છે એ અસરનો જેટલો વિચાર કરવામાં આવ્યો છે, તેટલો પ્રાણીનાં વર્તનનો વિચાર નથી થયો. દેશ, હવા, ઋતુ, સુકાળ, દુષ્કાળ, અનુકૂળતા, પ્રતિકૂળતા ઇત્યાદિનાં પરિણામોનો વિચાર કર્યો છે, પણ પ્રાણીનાં સ્વતંત્ર વર્તનનાં પરિણામ વિચારાયાં નથી.

આનું કારણ એક તો એ છે કે પ્રાણીઓ કેવળ બાહ્ય પરિસ્થિતિના દબાણને લીધે ઉપજતી પ્રેરણા (instinct) થી વર્તનારા જીવો છે એવું માની લેવાયું છે. એમનામાં સંયમ અથવા આત્મનિયમન (self-regulation) ની કોઈ શક્તિ છે એવું સ્વીકારાયું નથી.

માણસો વિષે આ સાચું નથી એમ મનાયું છે ખરું પણ પ્રાણીઓ વિષે પણ આ સાવ સાચું નથી.

પોલાદને લોહચુંબક સાથે ઘસીએ તો એ પોતે લોહચુંબક બની જાય છે. કાચા લોઢાને ઘસીએ તો જેટલો વખત એ લોહચુંબક સાથે જોડાયેલું રહે તેટલો વખત લોહચુંબકના ધર્મો એમાં જણાય છે, પણ દૂર કરીએ ત્યારે પાછું મૂળ સ્થિતિએ જાય છે. લોહચુંબકની શક્તિને એ ટકાવી રાખી શકતું નથી. લોઢામાં લોહચુંબકની શક્તિ પ્રગટ કરવાની શક્તિ રહેલી છે; પણ કાચા લોઢામાં અને સામાન્ય પોલાદમાં એ શક્તિ સામ્યાવસ્થા (equilibrium) માં

રહે છે. ઉત્તરમુખી અને દક્ષિણમુખી શક્તિઓ એવી રીતે ગોઠવાઈ છે કે એકબીજાના કાર્યને પૂરેપૂરું ઉઠાવી દે છે. બીજા લોહચુંબકની નજીક આવવાથી એ સામ્યાવસ્થામાં ભંગાણ પડે છે અને ઉત્તરમુખી શક્તિ એક બાજુ, અને દક્ષિણમુખી શક્તિ સામી બાજુ ગોઠવાઈ જાય છે. કાચું લોઢું એ નવી વ્યવસ્થાને તત્કાળ માટે વશ થાય છે, પણ જીરવી શકતું નથી. લોહચુંબકને દૂર ખસેડવાથી એ પાછું સામ્યાવસ્થામાં ચાલી જાય છે. પોલાદ એ નવી સ્થિતિને કાયમ માટે જીરવી શકે એવી લાયકાત ધરાવે છે; પણ એક વાર પાસે આવતાં તુરત જ લોહચુંબક બની જતું નથી. સરખી રીતે વારંવાર એ ક્રિયા એના ઉપર કરવાથી ધીમે ધીમે એના કણો નવી વ્યવસ્થાને સ્વીકારતા જાય છે અને છેવટે પોતે લોહચુંબક બની જાય છે. લોહચુંબકની શક્તિ પ્રગટ કરવાની બાબતમાં કાચા લોઢા કરતાં પોલાદના કણો વિશેષ વિકસિત છે એમ કહી શકાય; અને પોલાદના કરતાં લોહચુંબક બનેલા પોલાદમાં એ કણો વિશેષ વ્યવસ્થિત ગોઠવાયા છે એમ કહી શકાય. એથી ઊલટું એમ કહી શકાય કે પોલાદમાં પોતાની મૂળ સ્થિતિને કાયમ રાખવાની શક્તિ ઓછી છે. એ બાહ્ય આઘાતને વશ થાય છે એટલું જ નહિ, પણ એથી એના સ્વરૂપમાં કાયમનો ફેરફાર પડી જાય છે. એથી ઊલટું સામાન્ય લોઢું બાહ્ય આઘાતને તુરત જ વશ થતું જણાતાં છતાં એ આઘાત દૂર થતાં પાછું પોતે મૂળ સ્થિતિને તુરત જ સ્વીકારી લે છે. જેમ રેલમાં કે વાવાઝોડામાં જબરાં વૃક્ષો તણાઈ જાય છે, પણ ઝીણું

શ્વાસ તુરત જ નમી ગયેલું જણાતાં છતાં પોતાની સ્થિતિ કાયમ રાખે છે તેમ. એ રીતે પોલાદ કરતાં લોઢાની શુદ્ધિ વધારે છે એમ કહી શકાય.

લોઢામાં કશું બળ જણાતું નથી; લોહચુંબક બનેલા પોલાદમાં બળ પ્રગટપણે ઊપજ્યું છે; કારણ ચુંબક પોલાદમાં વિશેષ અવસ્થા ( વ્યવસ્થા ) છે. પણ લોઢામાં ચુંબકના બળ સામે સ્વરૂપને કાયમ રાખવાની શક્તિ છે; પોલાદ આઘાતને વશ થઈ ગયેલું છે.

આ રીતે વિકાસવિચારની પણ બે બાજુઓ છે. આઘાતોની સામે ટકી રહેવાની શક્તિ, અને બળને પ્રગટ કરવાની શકિત. બળને પ્રગટ કરવામાં વ્યવસ્થિતતાનો વિકાસ થાય છે.

વ્યવસ્થિતતાનો વિકાસ સ્વરૂપસ્થિતિને ટકાવવાની શક્તિને વિરોધી છે એમ પહેલી દૃષ્ટિએ જણાશે. પણ સ્વરૂપસ્થિતિને ટકાવવાની શકિતનો નાશ થતો નથી. નવું સ્વરૂપ લીધા પછી એ નવી સ્થિતિને ટકાવવાની શક્તિનો નાશ થતો નથી, પણ એ નવી સ્થિતિને ટકાવી રાખવા માટે તે પછી તે કામ કરવા લાગે છે.

બીજી રીતે કહીએ તો, શક્તિ પહેલાં પ્રતિકૂળ પરિસ્થિતિ ઉપર જીત મેળવવા પ્રયાસ કરે છે. જો ન જીતી શકે તો નવી પરિસ્થિતિને અનુકૂળ થઈ જાય છે. પણ વળી પાછી બીજી જાતની પ્રતિકૂળ પરિસ્થિતિ ઉત્પન્ન થાય ત્યારે એનો વિરોધ કરવા ખડી થાય છે. આ રીતે ક્રમ ચાલ્યા કરે છે.

આઘાતો સામે પોતાનું સ્વરૂપ કાયમ રાખવાની જેટલી વિશેષ લાયકાત તેટલો પ્રાણુવિકાસ વિશેષ શુદ્ધ અને જેટલી બળને વિશેષ પ્રગટ કરવાની લાયકાત એટલો પ્રાણુવિકાસ વિશેષ બળવાન. એ બેનું પ્રમાણ જેટલું યથાયોગ્ય હોય તેટલો વિકાસ વિશેષ પૂર્ણ ગણાય.

માટીના ઢેફા પર મુક્કો મારીએ તો એ એટલા જોરથી સામો ઘા કરે છે કે આપણા હાથને ઈજા થાય છે; પણ સાથે જ એના પોતાનો એવો ચૂરો થાય છે કે એનું સ્વરૂપ નાશ પામે છે. પાણીની ઉપર મુક્કો મારીએ તો એનો સામો ઘા એટલો જબરો નથી હોતો; પણ તેયે માત્ર થોડું ઊછળી પાછું જેવું ને તેવું થઈ રહે છે. વાયુનો પ્રત્યાઘાત એથીયે ઓછો બળવાન હોય છે; પણ એ એટલો ઊછળતોયે નથી અને એના સ્વરૂપમાંયે કશો ફરક પડતો નથી. આકાશ સામો ઘા કરે છે એમ કહી પણ ન શકાય; તેમ એ પોતેયે હાલતુંયે નથી. પૃથ્વીનું બળ દેખાવમાં જબરું લાગે છે, પણ એની જીવનશક્તિ ઓછી છે. પાણી એને કાપીને અંદર ચાલ્યું જાય છે, ક્ષારોના કણ કણને જુદા પાડી નાંખી એને ઓગાળીને અદૃશ્ય કરી મૂકે છે. વાયુ તો પાણીમાંયે પેસી જાય છે; અને આકાશ સર્વેને વ્યાપી નાખે છે. બળ જેમ વિશેષ સૂક્ષ્મ તેમ એની શુદ્ધિ વધારે, પણ બાહ્ય દેખાવ ઓછો. બળ જેમ વિશેષ સ્થૂળ તેમ એનો બાહ્ય દેખાવ વધારે, પણ શુદ્ધિ ઓછી. પદાર્થની રચના જેમ વ્યવસ્થિત તેમ જ સૂક્ષ્મ બને, તેમ એનો પ્રાણ વિશેષ શુદ્ધ તેમ જ બળવાન બને. જેમ બળ વિશેષ સૂક્ષ્મ, તેમ દેખાવમાં ઓછું, અને વિશેષ અદૃશ્યપણે કાર્ય કરનારું.

જડ સૃષ્ટિમાં જેવો આ નિયમ જણાય છે તેવો જ ચેતન સૃષ્ટિમાં છે. હાથીનું સ્થૂળ બળ મનુષ્ય કરતાં દેખાવમાં ઘણું વધારે છે છતાં માણસ હાથીનો સ્વામી છે; હાથીનું શરીર સિંહ કરતાં ઘણું મોટું, પણ સિંહનું બળ વધારે સૂક્ષ્મ હોવાથી એ હાથીના ટોળાનેયે ગણકારતો નથી.

માણસ માણસના ભેદોમાંયે એ જ નિયમ છે. એક તણખલા જેવો માણસ અનેકને હંફાવી શકે છે, અનેકને વશ કરી રાખી શકે છે. જડ માણસ જે રિવાજને પકડી રાખે છે, તેને ન છોડવા ખૂબ બળ વાપરે છે; છતાં જ્યારે હારી જાય છે, ત્યારે નવા રિવાજને એવો વશ થઈ જાય છે કે એને એટલા જ આગ્રહથી પાછો પકડી રાખે છે.

આ પ્રાણુવિકાસનું વિશેષ વિવેચન થયું. પણ આવા વિકાસનું સાધન શું એ પ્રશ્ન ખડો જ છે.

યંત્રોના વિકાસમાં આપણે જોઈએ છીએ કે જેમ જેમ એમાં સુધારો થતો જાય છે, તેમ તેમ એમાં એને વ્યવસ્થિત રાખવાની ક્રિયાઓ, જેને માટે પહેલાં માણસને કાળજી રાખવી પડતી, તે એની અંદર એની મેળે જ થાય છે. યંત્ર માત્ર આપણું કામ કરતું નથી, પણ એનું પોતાનું નિયમન પણ પોતાની મેળે કરે છે. આજના ઇંજિનમાં જ્યારે વરાળ પેસવાનું દ્વાર ઊઘડવું જોઈએ ત્યારે એની મેળે ઊઘડી જાય છે, બંધ થવું જોઈએ ત્યારે એની મેળે બંધ થાય છે; તેલના કાણામાં પોતાની મેળે નિયમિત રીતે તેલ ટપક્યા કરે છે. કાંઈ વધારે ઓછું થયું હોય તો તેની નિશાની કરે છે. જેમ યંત્ર વધારે આત્મનિયામક

( automatic ) તેમ યંત્રકળાની દૃષ્ટિએ એ વધારે વિકસિત.

જીવનના અધિકાધિક વિકાસમાં પણ એમ જ થાય છે. કેટલાંક પ્રાણીના ચિત્તમાં ઇચ્છા ઉદ્‌ભવી કે તુરત જ તેને વશ થઈ ક્રિયા કરે છે. ધીમે ધીમે તે ચિત્ત વિશેષ વ્યવસ્થિત બને છે; ક્રિયાને થોભાવી શકે છે, ઇચ્છાને તપાસી શકે છે; પોતે પોતાનું નિયમન કરી શકે છે; પોતાને ઓળખી પણ શકે છે. જેમ ચિત્તમાં આત્મનિયમનની શક્તિ વધે છે તેમ તેમ એ વિશેષ વિકસે છે એમ કહી શકાય.

આ આત્મનિયમનની શક્તિ નિરોધ અથવા સંયમમાંથી ઉદ્‌ભવે છે એમ જોઈ શકાશે. ઇચ્છા ઉદ્‌ભવી કે ક્રિયાની પ્રેરણા થઈ; એ ક્રિયાની પ્રેરણાનો કોઈ પણ કારણથી સંયમ કે નિરોધ થાય કે તુરત જ એ શક્તિ કોઈ જુદો માર્ગ પકડે. એ સંયમ કે નિરોધ ઇચ્છાવિરુદ્ધનાં કોઈ જબરદસ્ત કારણથી થાય તો મરણ તરફ પણ લઈ જાય. એની ઇચ્છા બળે તો વિકાસને માર્ગે જાય.

વિકાસનું એક કારણ આ રીતે સંયમ છે એમ જોઈ શકાશે. ઉદાહરણો લઈ આનો વિશેષ વિચાર કરીએ.

બિલાડી અને વાઘ, અથવા વાંદરા અને માણસમાં એક ભેદ એ દેખાશે કે, બિલાડી અને વાંદરામાં વાઘ અને માણસ કરતાં વધારે જલદી કામવિકાર ઉત્પન્ન થાય છે. બિલાડી અને વાઘનું અવલોકન આપણને નથી; પણ વાંદરા વિષે આપણે જાણીએ છીએ. કોઈ પણ ક્રિયાની પ્રેરણા થતાં એમ કરતાં અટકવાની શક્તિ વાંદરા કરતાં માણસમાં ઘણી

વધારે છે. વાંદરાના સ્નાયુમાં ઘણું બળ છે, ચપળતા છે; છતાં આત્મનિયમનનો વિકાસ નથી.

એક જ જાતનાં પણ કદમાં અને આયુમર્યાદામાં ફરકવાળાં પ્રાણીઓ જોશું તો માલૂમ પડશે કે, મોટાં અને દીર્ઘાયુષી પ્રાણીની વિકારને વશ કરવાની શક્તિ વધારે હોય છે; એમની પૌગણ્ડાવસ્થા (puberty) મોડી શરૂ થાય છે અને લાંબા વખત સુધી ચાલે છે. પ્રાણીઓનાં કદ, બળ અને આયુષ્યનો વધારો ઘણા જોરથી આ પૌગણ્ડાવસ્થાના સમયમાં થતો જોવામાં આવશે. એ સમયે જે પોતાની પ્રેરણાઓને વધારેમાં વધારે ટકાવી શકે છે, તેનો અનેક રીતનો વિકાસ વધારે જોરથી થાય છે.

સામાન્ય રીતે સર્વ પ્રકારનું આત્મનિયમન, પૌગણ્ડાવસ્થાના સમયમાં વીર્યની સ્થિરતા અને ઊર્ધ્વગમન એ વિકાસનાં મુખ્ય આંતરિક કારણો કહી શકાય.

કદવિકાસ, આયુર્વિકાસ અને સ્થૂળ ઇંદ્રિય અને પ્રાણવિકાસમાં આત્મનિયમન અને પૌગણ્ડાવસ્થાનું બ્રહ્મચર્ય એ સીધાં આંતરિક કારણો છે; ઇંદ્રિયશક્તિવિકાસ, સૂક્ષ્મ પ્રાણવિકાસ, ચિત્તવિકાસ અને પરિવર્તનવિકાસમાં એ આડકતરાં આંતરિક કારણો છે.

ત્યાર પછીનું બ્રહ્મચર્ય એ પહેલા પ્રકારની શક્તિઓને ટકાવી રાખવામાં સહાયક છે, અને બીજા પ્રકારના વિકાસને વધારવામાં એ આવશ્યક કારણ છે.

જેમનું બ્રહ્મચર્ય સારી રીતે ટકેલું હોય છે એમનું દીર્ઘાયુષ્ય, અંત પર્યંત ઇંદ્રિયોની કાર્ય

કરવાની શક્તિ વગેરે ટકી રહે છે તેનું પ્રમાણ મેળવવું કઠણ નથી.

મનુષ્યના વિકાસમાં એક બીજું મોટું અને આંતરિક કારણ વિચાર છે. અહીં વિચારનો અર્થ કોઈ પણ વસ્તુ કે ક્રિયા વિષે 'કેવી રીતે?' અને 'શું કામ?'ના સવાલ કરી શકાય જીવનમાં અનેક બાબતો આપણે માની લઈને ચાલીએ છીએ; અનેક ક્રિયાઓ કેવળ રિવાજ કે ટેવને વશ થઈ કરીએ છીએ. જ્યારે એ માન્યતાઓ અને ક્રિયાઓની યોગ્યતા માટે શંકા ઊપજે છે ત્યારે વિચારની જાગૃતિ થાય છે. ક્રોધ છોડવો જોઈએ; જીવહિંસા અધર્મ છે; વ્યભિચાર પાપ છે; સૂર્ય-ચંદ્રનું ગ્રહણ રાહુની અદાવતથી થાય છે; જપયોગ શ્રેષ્ઠ છે; અસ્પૃશ્યતા કલંક છે; વગેરે વગેરે સર્વે બાબતો માટે એમાં શું કામ અથવા કેવી રીતે એ પ્રશ્નો ઊઠી એ વિષે સ્વતંત્ર વિચાર કરવાની પ્રવૃત્તિ થાય એ વિચાર કહેવાય. એવી રીતે વિચાર ઊઠવાને પોતાનું અવલોકન કે બીજાની પ્રેરણા કારણભૂત થાય; એ વિચારને પરિણામે એની મૂળ માન્યતા કાયમ બને કે એમાં ફરક પડે; એ વિચાર તર્કદોષી, અવલોકનદોષી કે શુદ્ધ થાય — એ ન કહી શકાય. છતાં એની પ્રકૃતિને દૃઢ કરવામાં કે ફેરવવામાં તે મોટો ભાગ ભજવે. એકાદ વિચાર એના જીવન વિષેના દૃષ્ટિબિન્દુને સદંતર ફેરવી નાંખનારો હોય છે. એને લીધે એનું આખું જીવન તદ્દન પલટાઈ જવાનો સંભવ બને છે. દરેક વસ્તુ હવે એને જુદા રૂપમાં ભાસવા માંડે છે. જગતને એ જુદી રીતે જ જુએ છે. એ દૃષ્ટિપલટાથી એનાં શરીર, મન, બુદ્ધિ સર્વેમાં ફરક પડી જાય છે; એની પ્રવૃત્તિઓમાં ફરક પડી જાય છે.

રત્નાકર જેવો વાલ્મીકિ બને છે; પવિત્ર આચરણવાળો ગણાતો માણસ દુરાચારી પણ બને છે; કર્મમાં ઉત્સાહ વિનાનો માણસ કર્મ કરવા મંડી પડે છે; મોટી મોટી પ્રવૃત્તિઓ ઉપાડનારો કર્મસંન્યાસી બને છે. આ સર્વ વિચારનું પરિણામ છે.*

ઠંડા પાણીને ચૂલા પર ગરમ કરવા મૂકીએ ત્યારે કેટલોક વખત સુધી એની ઉષ્ણતા વધ્યા કરે છે. ૭૦ અંશ ગરમી હોય તે વધતાં વધતાં ૨૧૨ અંશ સુધી પહોંચે છે; પછી એ ઊકળવા માંડે છે. આપણે એને ચૂલા પર રહેવા દઈએ તોયે પછી એની ગરમી ૨૧૨ થી ૨૧૫ અંશની નથી થતી; એ ઊકળ્યા કરે છે, અને વરાળ થઈ ઊડી જાય છે; પાણીની ગરમ થવાની હદ આવી જાય છે ત્યાર પછીની ગરમી એને વરાળમાં ફેરવી નાંખવામાં વપરાય છે. વરાળનું રૂપ પાણી કરતાં વધારે સૂક્ષ્મ છે. અમુક હદ પછી ગરમી એના સ્વરૂપને વધારે સૂક્ષ્મ બનાવે છે.

એ જ પ્રમાણે બ્રહ્મચર્ય કેટલોક કાળ સુધી આપણાં શરીર અને ઇંદ્રિયોની શક્તિઓને સ્થૂળપણે વધારે છે. પૌગણ્ડાવસ્થામાં વીર્યની સ્થિરતા આપણાં હાડકાં લોહી વગેરેને મોટાં કરી આપણા સર્વ અવયવોને મોટા કરે છે. પૂર્વપરંપરા વગેરેને લીધે આપણી કદ વધારવાની શક્તિને મર્યાદા આવી જાય છે. ત્યાર પછી બ્રહ્મચર્યનો કાંઈ વિશેષ

* પ્રાણીઓમાં વિચારનો કેવળ અભાવ હશે એમ માનવું યોગ્ય નથી. અનુભવથી પ્રાણીઓ પણ ડાહ્યાં બને છે; એટલે એમનામાંયે થોડો વિચાર ઉદ્ભવે છે જ. પણ આપણે મનુષ્યનો જ અહીં વિચાર કરવો છે.

ઉપયોગ હોય એમ ખ્યાલમાં આવતું નથી. કારણ કે એનું માપ અટકી જાય છે. પણ ત્યાર પછી વીર્ય સ્થિર રહે તો આપણો સૂક્ષ્મ વિકાસ કરવામાં ઉપયોગ થાય છે. હાથ ૩૦ ઇંચ લાંબો અને ૧૨ ઇંચ ઘેરાવાનો જ રહે તો પણ એમાં બળ વધારવાની શક્તિ આવે છે; આંખો મોટી ન થાય, પણ એની શક્તિ ઝીણી થાય છે. મન, બુદ્ધિ, સ્મૃતિ સર્વેમાં શક્તિ વધે છે. એટલે અમુક હદ પછી બ્રહ્મચર્ય આપણી શક્તિઓને સૂક્ષ્મ અને તેજસ્વી કરવામાં વપરાય છે. એ રીતે બ્રહ્મચર્ય પ્રાણવિકાસમાં એક સીધું કારણ છે.

પણ ગુણવિકાસ માટે કેવળ બ્રહ્મચર્ય એ પૂરતું કારણ નથી. ક્રોધી માણસ બ્રહ્મચારી હોય તો વધારે ક્રોધી થાય એમ બને; લોભી ને વળી બ્રહ્મચારી હોય તો લોભ વધે; ડરપોક બ્રહ્મચારી બ્રહ્મચર્ય છતાં ડરપોક જ રહે છે એવું પણ જોવામાં આવે છે. આનું કારણ એ છે કે, ગુણની બાબતમાં મનુષ્યની જે મૂળ શક્તિ હોય તેને બ્રહ્મચર્ય પરાકાષ્ઠાએ પહોંચાડે છે. પણ ગુણમાં ફેરફાર કરવામાં કેવળ બ્રહ્મચર્ય પૂરતું નથી. એમાં તો વિચાર અને બીજા સંયમો પ્રધાન છે.

વિચાર એ બ્રહ્મચર્ય કરતાં વધારે સૂક્ષ્મ શક્તિ છે. લાગણીઓને પ્રેરવા અને વિકસાવવાના મૂળ સ્થાન સાથે વિચારનો સંબંધ છે. વિચારભેદ થતાં લાગણીમાં ફરક પડે છે; અને તેથી ગુણમાં ભેદ પડે છે.

આ રીતે વિકાસમાં બાહ્ય પરિસ્થિતિથી ઊપજતાં કારણો ઉપરાંત વિચાર, બ્રહ્મચર્ય અને સંયમ એ આંતરિક

કારણોનો હાથ ઓછો નથી; અને ખાસ કરીને મનુષ્યન ગુણ અને બુદ્ધિવિકાસના ભેદોમાં આ ત્રણ કારણો ઘણ બળવાન છે. *

* ગુણ ( અથવા દૃઢ થયેલી લાગણી )ની ઉત્પત્તિ વિચારમાં છે. બાહ્ય સ્પર્શો જ્ઞાનતંતુ પર અસર કરે છે; જ્ઞાનતંતુ સ્મૃતિ જાગ્રત કરે છે અને કોઈ સહચારી વિચારનું સ્મરણ કરાવે છે એ વિચારથી જ્ઞાનતંતુ પર પ્રતિક્રિયા થાય છે; એ પ્રતિક્રિયા સ્નાયુઓ પર અસર થાય છે; એ અસર તે લાગણીરૂપે ઓળખા છે. દાખલા તરીકે કોઈ પીડિત મનુષ્ય નજરે પડયો; એ દર્શ દુઃખની સ્મૃતિ કરાવે છે; દુઃખની સ્મૃતિ સાથે એ અનિ અને દુર્દૈવી બાબત છે, તથા એ મનુષ્ય એ આપણા જેવો માણસ છે એવા સહચારી ભાવો પેદા કરે છે; એની પ્રતિક્રિ જ્ઞાનતંતુ પર થાય છે; અને તેને પરિણામે સ્નાયુઓ પર જે અસ થાય છે તેને દયાની લાગણી તરીકે ઓળખીએ છીએ. એ લાગણી સ્વભાવ પડી જતાં એ ગુણ બની જાય છે.

## ૧૬

# જીવનમાં આનંદને સ્થાન

મારા નિબંધોનો હસ્તલેખ વાંચ્યા પછી એક મિત્રે મને પ્રશ્ન પૂછ્યો છે કે, મારા વિચાર પ્રમાણે જીવનમાં આનંદને કોઈ સ્થાન છે કે નહિ? ઉન્નતિની દૃષ્ટિએ કે સત્યની શોધની દૃષ્ટિએ તમે કાલ્પનિક વાતો, સાહિત્ય, સંગીત, કળા વગેરે ઉપર ટીકા કરી છે, પણ આનંદમાં કાંઈ ઉન્નતિ કરવાનું બળ નથી શું? અને તેથી બાળકને આનંદ ઉપજાવવા માટે જ શિક્ષકે કાંઈ પ્રયત્ન કરવાની જરૂર ખરી કે નહિ?

આ વિષયના વિચાર માટે આનંદની લાગણીનું થોડુંક પૃથક્કરણ કરવું પડશે, એમ જાણી એ વિષય ઉપર સ્વતંત્ર નિબંધ લખવા પ્રેરાયો છું.

એક જ પ્રકારની લાગણીને આપણે સામાન્ય ભાષામાં આનંદને નામે ઓળખતા નથી. બાળકને માતાને જોઈને આનંદ થાય છે, તેમ જ સાકરનો ગાંગડો મળવાથી આનંદ થાય છે; માણુસને અત્તર લગાડવાથી આનંદ થાય છે, ખુલ્લી હવામાં ફરવાથી કે થાક ચડ્યા પછી નાહવાથી આનંદ થાય છે, તાજમહેલ જોવાથી આનંદ થાય છે, તેમ જ વ્રત કરવાથી, પૂજ્ય પુરુષના દર્શનથી, દેવદર્શનથી કે તીર્થમાં સ્નાન કરવાથી આનંદ થાય છે. ભદ્રંભદ્ર જેવું પુસ્તક વાંચવાથીયે આનંદ થાય છે અને કોઈ ભૂખ્યાને અન્ન આપવાથીયે આનંદ થાય છે. તથા કેટલાક પુરુષોને પેટ ભરીને ક્રૂરતા બતાવવાથીયે આનંદ થાય છે, અને વ્યસનીને વ્યસન સેવવાથીયે આનંદ થાય છે. સ્ત્રીઓને લગ્નાદિકના પ્રસંગોથી, સુંદર વસ્ત્ર કે દાગીનાથી આનંદ થાય છે, તેમ જ બાળકનું કે પતિનું મુખ જોવાથી આનંદ થાય છે. આવા જુદા જુદા અનુભવોને લીધે જે લાગણીઓ થાય છે એ સર્વેને આપણે આનંદને નામે ઓળખાવીએ છીએ.

ખરું જોતાં આ બધી લાગણીઓ એકસરખી નથી, અને એમાંની કેટલીક દેખીતી રીતે સારી છે, કેટલીક નજીવી છે, અને કેટલીક તો ખરાબ જ છે. છતાં એ બધી લાગણીઓમાં એક સામાન્ય અંશ રહેલો છે, અને તે થોડો કાળ કે લાંબો કાળ એના અનુભવનારને ખુશ કરવાનો.

એટલે પ્રશ્ન એ ઊઠે છે કે, આનંદના કયા પ્રકારને આપણે જીવનમાં સ્થાન આપીએ તો તે બરાબર કહેવાય?

પાણી સ્થિર હોય ત્યારે એ એની સહજ સ્થિતિમાં છે એમ આપણે કહીએ, તો એ જ્યારે તરંગાકાર થાય ત્યારે એ અસ્વાભાવિક સ્થિતિમાં છે એમ કહી શકાય. તરંગથી પાણીમાં બે જાતના વિકાર થાય છે: એક એની સહજ સપાટી કરતાં એને ઊંચે લઈ જનારો અને બીજો એથી નીચે નાંખનારો. આ બે જાતના વિકારો થોભ્યા વિના થયે જ જવા એનું નામ તરંગ; પાણી સપાટીથી ઊંચે ચડે પણ નીચે ન ઊતરે એવી રીતે પાણીમાં તરંગ ઊપજવા એ અશક્ય છે; જેટલું ઊંચે ચડે તેટલું એ સહજ સ્થિતિ કરતાં નીચું ઊતરવાનું. પણ દરેક તરંગ પોતાની ગતિ દરમ્યાન એક ક્ષણ માટે પાણીને પોતાની સહજ સ્થિતિમાં લાવે છે. ઊંચેથી નીચે ઢળતાં, કે નીચેથી ઊંચે ચડતાં પાણીને કિંચિત્ સમય પોતાની સહજ દશામાંથી પસાર થવું જ પડે. પાણી એકસરખું તરંગાકાર થયા જ કરતું હોય, તોયે એને તાલે તાલે (થોડા થોડા સમયને અંતરે) પોતાની સહજ દશામાંથી જવું પડે છે.

એની સાથે ચિત્તના અને લાગણીઓના સંબંધ સરખાવી શકાય. લાગણીઓ એ ચિત્તરૂપી જળમાં ઊપજતા તરંગો છે. ચિત્તની નિશ્ચળ દશા એ ચિત્તની સ્વાભાવિક સપાટી કહીએ, તો લાગણીઓને એ સપાટીનો ખળભળાટ કહી શકાય. એ ખળભળાટ ચિત્ત–જળને સપાટીથી ઊંચે પણ લઈ જાય અને નીચે પણ લઈ જાય છે, અને તાલે તાલે એની સહજ દશામાંયે એના પ્રત્યેક ભાગને લાવે છે. ચિત્તની સહજ દશાને કોઈ લાગણીનું નામ આપવું હોય તો

તે કેવળ પ્રસન્નતાની સ્થિતિ કહી શકાય; એમાં હર્ષનો ઊભરો નથી તેમ શોકનો ખાડો નથી. એમાં વિરામ—વિશ્રાંતિ—છે; અને થાકેલા માણસને વિરામનું જેવું સુખ છે, તેવું અને તેટલું સુખ આ શુદ્ધ પ્રસન્નતામાં છે.

એવી ચિત્તની પ્રસન્નતાને જ જો આનંદનું નામ આપીએ તો એવો આનંદ ચિત્તની સહજ સ્થિતિ છે; એ સિવાયની બીજી બધી લાગણીઓ આનંદને નામે ઓળખાય કે બીજી કોઈ લાગણીને નામે ઓળખાય—સર્વે વિકારો છે.

પ્રસન્નતા એ ચિત્તનો સ્વરૂપભૂત ધર્મ છે; એ બહારના સંજોગોથી નિર્માણ થતો નથી, પણ અંદર જ રહેલો છે. પ્રસન્નતાના પાયા ઉપર જ બીજી સર્વે લાગણીઓનો ચિત્તમાં ઉદય અસ્ત થાય છે. તાલે તાલે એ પોતાની સહજ સ્થિતિમાંથી પસાર થાય છે.

છતાં પ્રયત્ન વિના એ આપણા લક્ષમાં આવતું નથી. જેમ મોજાંઓ વિનાનો સમુદ્ર આપણે જોતા નથી, તેમ નિશ્ચળ ચિત્ત આપણે સામાન્યપણે જોતા નથી. મોજાંઓ ઊઠ્યા જ કરતાં હોય, છતાં જેમ સમુદ્રના પાણીનું એકેએક ટીપું તાલે તાલે પોતાની સહજ સપાટીમાં આવી જાય છે, તેમ ચિત્ત પણ તાલે તાલે પોતાની સહજ પ્રસન્નતાની ભૂમિકામાં આવી જાય છે. આ લક્ષમાં આવતું નથી તેનું કારણ આપણું અવલોકન ઊંડું નથી, તથા ચિત્તના તરંગોની ગતિ એટલી બધી અટપટી અને વિવિધ છે કે એનું પૃથક્કરણ થઈ શકતું નથી. વળી ઘણી વાર એની સહજ દશાનો તાલ ઘણે લાંબે સમયે અને ક્ષણભર માટે જ

આવે છે. એ અટપટાપણામાં જ એટલી મોહકતા છે કે, એની સહજતા જોવાની સામાન્ય રીતે ઇચ્છા પણ થતી નથી. જેમ સમુદ્રનાં મોજાંના ઉછાળા જ જોવાની મજા જોતી વખતે એની સહજ દશામાં એ પાણી કઈ ક્ષણે ગયું એનું નિરીક્ષણ કરવાની સામાન્ય માણસને ઇચ્છા જ થાય નહિ તેમ. વળી જેમ સમુદ્ર ઉપર અનેક ઠેકાણેથી જુદી જુદી રીતે વાયુનું બળ થવાથી, આખો સમુદ્ર એક જ ક્ષણે સહજ સપાટીમાં આવી જતો નથી, પણ જુદાં જુદાં ટીપાંઓ જુદી જુદી ક્ષણે એ દશામાંથી પસાર થાય છે, તેમ ચિત્તના ઉપર પણ અનેક ઇંદ્રિયો દ્વારા અનેક પ્રકારનાં બળો એકી સામટાં અસર કરે છે, અને તેને લીધે ચિત્તના સર્વ ભાગો એકી વખતે સહજ સ્થિતિમાં કઠણ પ્રયત્ન વિના આવી જતા નથી, અને એવો પ્રયત્ન કરનારા ક્વચિત જ હોય છે.

છતાં ચિત્તનો પ્રત્યેક ભાગ તાલે તાલે પોતાની સહજ દશામાં આવતો હોવાથી જ આપણને એ દશાની કલ્પના કરી શકાય એવો થોડોઘણોયે અનુભવ રહે છે, અને એવી દશાને પ્રાપ્ત કરવા જાણે-અજાણે આપણો પ્રયત્ન થયા કરે છે.

સમુદ્રનાં મોજાં આપણે જોવા બેસીએ છીએ, ત્યારે એ સપાટીથી કેટલાં ઊંચાં ચડે છે, તે ઉપર જ આપણું ધ્યાન હોય છે; જે ક્ષણે એક ભાગ ઊંચો ચડેલો હોય છે તે જ ક્ષણે કેટલોક ભાગ, અને થોડા વખત પછી ઊંચો ચડેલો ભાગ પણ સપાટીથી એટલો જ હેઠો ઊતરે છે; પણ એ ઉતારને ધ્યાનમાં લેવાની આપણને ઇચ્છા થતી નથી, ચડાવો આપણી આંખમાં ભરાઈ જાય છે. ઉતાર નજરમાંયે

આવતો નથી. એ જ પ્રમાણે ચિત્તમાં એક પ્રકારની લાગણીનો ઊભરો આવ્યા બાદ કેટલોક વખત પછી સામી અને એથી ઊલટી લાગણીનું ઉતરાણ આવ્યા વિના રહેતું નથી; પણ જ્યાં સુધી આપણને ઊભરાતી લાગણી વિષે પક્ષપાત હોય છે, ત્યાં સુધી આપણને ઊતરતી કે સહજપણાની લાગણી પર ધ્યાન આપવાની ઇચ્છા નથી થતી. જબરદસ્તીથી આપણું ધ્યાન ખેંચાય છે ત્યારે ઊભરાતી લાગણી પ્રત્યે આપણે હર પ્રયત્ને ચિત્તને તાણ આપવા પ્રયત્ન કરીએ છીએ; પણ એ જોઈ નથી શકતા કે, એ પ્રયત્ન જ પાછો ઉતારની લાગણી તરફ જવામાં કારણભૂત હોય છે.

આથી જે લાગણીઓ આપણને ઇષ્ટ લાગે છે, તેને આનંદની લાગણીઓ કહીએ તો તેવી પ્રત્યેક લાગણી એક જોડીદાર શોકની લાગણીનું બીજ થાય છે.

આમ ઓછામાં ઓછો એક પ્રકારનો આનંદ અને એનો જોડીદાર એક પ્રકારનો શોક એ બેની વચ્ચે દરેક પ્રાણીનું ચિત્ત એકસરખું ઝૂલ્યા કરે છે. પ્રસન્નતા એ બેમાંથી એકેમાં નથી, પણ બેની વચ્ચે છે; એનો તાલ જેટલે કાળે આવે તે ઉપર એની વાસ્તવિક શાંતિનો આધાર છે. પ્રસન્નતાનો તાલ વારંવાર આવે એ ઇષ્ટ પ્રયત્ન છે.

તાત્પર્ય એ છે કે, ચિત્તમાં પ્રસન્નતા થવી એ બહારથી નિર્માણ થનારી ચીજ નથી, પણ આંતરિક ધર્મ જ છે; પણ આપણા ચિત્તના તાર સદૈવ હાલ્યા જ કરતા હોય છે; જે રીતે એ ગતિ એવી નિયમિત થાય કે

વારંવાર ચિત્ત સહજ સ્થિતિમાં આવ્યા કરે તે પ્રયત્ન પ્રસન્નતા લાવવા માટે અનુકૂળ કહેવાય.

પણ પ્રસન્નતા મેળવવા માટેના દરેક પ્રયત્નો આ ઉદ્દેશ પાર પાડવામાં એકસરખા યશસ્વી થતા નથી. આનું એક કારણ તો આપણા પ્રયત્નની દિશાભૂલ જ હોય છે. આપણે પ્રસન્નતાને અંદરથી જોવાને અને વિચાર વડે કેળવવાને બદલે બહારથી જોવા અને વસ્તુઓમાંથી લાવવા પ્રયત્ન કરીએ છીએ. આપણે ભૂલી જઈએ છીએ કે, બહારની વસ્તુઓમાં આપણને ઘણી વાર જે આનંદ લાગે છે, તે આપણા ચિત્તની આંતરિક પ્રસન્નતાને લીધે થાય છે, એ વસ્તુની કોઈ મોહકતાને લીધે થતો નથી.

મારા જોવામાં એવું આવ્યું છે કે, કેટલાક બહારથી વિનોદી અને ખુશમિજાજ મનાતા માણસોનું હૃદય તપાસીએ તો એ કોઈ ભારે શોકના ભાર તળે દબાયેલું માલૂમ પડે છે; એ બીજાને પેટમાં દુઃખે એટલું હસાવી શકે છે, પોતે પણ તેટલો વખત મોજમાં જણાતો હોય છે. છતાં એના હૃદયમાં તો જાણે અંદરથી હોળી બળતી હોય છે. એથી ઊલટું, કેટલાક જાણે "કાજીજી દૂબલે ક્યૂં, તો સારે ગાંવ કી ફિકર" જેવા ચિંતાનો ભાર લઈને ફરનારા, ગપ્પાં મારવા એકઠા થયેલાં મંડળોમાં ભાગ્યે જ બેસનારા અને જીવનની ગંભીર બાજુનો જ વિચાર કરનારા માણસોમાં એક એવા પ્રકારની પ્રસન્નતા જોવામાં આવે છે કે જેનો પેલા ખુશમિજાજીઓને ગંધ પણ ન હોય એવું લાગે.

પહેલા પ્રકારના માણસોમાં એક ફ્રેંચ વિદૂષકનું ઉદાહરણ પ્રસિદ્ધ છે એમ મેં સાંભળ્યું છે. એ અતિશય વિનોદી હોવાથી વિનોદના ખેલો કરી લોકોને રીઝવતો અને તેમાંથી ખૂબ કમાતો. દિલ બહેલાવવાને લોકો મોટી મોટી ફી આપી એના પ્રયોગો જોવા જતા. એ માણસ એક વાર એને ન જાણનારા એક દાક્તર પાસે ગયો અને કહેવા લાગ્યો કે મને જીવનમાં કાંઈ રસ લાગતો નથી, માટે મને શું થયું છે તે તપાસો. દાક્તરે એને તપાસીને કહ્યું કે તમને રોગ તો નખમાંયે જણાતો નથી, પણ તમારા ચિત્ત પર ગમગીનીનો ભાર છે, તે દૂર કરવા તમારે થોડુંક દિલ બહેલાવવું જોઈએ. એમ કહી એણે એને એનું જ નામ દઈ કહ્યું કે એના ખેલો જોવા થોડા દિવસ જતા રહો એટલે તમારું ચિત્ત આનંદિત થશે. જ્યારે એ માણસે કહ્યું કે એ પોતે જ એ પ્રસિદ્ધ વિદૂષક છે ત્યારે દાક્તરના આશ્ચર્યનો પાર ન રહ્યો. દરેક માણસ પોતાની આજુબાજુથી આવાં અનેક ઉદાહરણો શોધી શકે.

એથી ઊલટું ઉદાહરણ ગાંધીજીનું છે. એમની ગણના ગંભીર માણસોમાં થશે; એમનાં લખાણોમાં કોઈ કોઈ વાર વિનોદ તરી આવે છે છતાં સામાન્ય રીતે એમનાં લખાણો ગંભીર કહેવાય, અને કેટલાકને તો એમાં વિશેષ પડતી ગંભીરતાયે લાગે. 'સારું ગાંવ' તો નાનું પડે, એટલે સારા દેશની ફિકર એ રાત્રીદિવસ કરે છે. છતાં એમના સહવાસમાં આવનારાઓએ જોયું હશે કે એમને એમણે ભાગ્યે જ પ્રસન્નતા વિનાના અને બીજાને પ્રસન્ન કરીને વિદાય ન કરનારા જોયા હશે. એમની પાસે બેઠેલાઓમાંથી

વારંવાર એમનો તેમ જ બીજાઓનો ખડખડાટ હસવાનો અવાજ સંભળાયા વિના ન જ રહે. સામાન્ય રીતે કટાક્ષ (satire), શબ્દચાતુરી (wit) અને હાસ્ય (humour) એ હાસ્યરસનાં સાધનો છે એમ આપણે માનીએ છીએ. એ ત્રણમાંથી એકે પ્રકારની ભાષાચતુરાઈમાં ગાંધીજી પારંગત હોય એવી એમની ખ્યાતિ નથી. છતાં વિનોદી લેખકો કરતાં એમના મંડળમાં વધારે હાસ્ય ખીલતું હોય છે. એ પ્રસન્નતા એમના શોક વચ્ચેયે પોતાને ચિત્તમાં અનુભવાતી પ્રસન્નતામાંથી જ ઉદ્ભવે છે. શબ્દો વગેરે બાહ્ય વસ્તુઓનો ભાગ એમાં અત્યંત નજીવો હોય છે.

એટલે દરેક માણસ એ જોડીદાર લાગણીઓને હમેશાં અનુભવતો હોય છે; પણ એ જોડીમાંની એક લાગણીનો જગતને પરિચય હોય અને બીજી લાગણી એની નજીકના રહેનારા જ જાણે એવું બને છે; અને તેથી જગત એને જે ગુણ માટે પ્રસિદ્ધિ આપે છે, તેથી વિરોધી ગુણ એના નિકટના લોકો એનામાં જુએ છે.

આથી જ ઘણી વાર એવું જોઈએ છીએ કે, બધા લોકો જેને ડાહ્યો, ભલો, હસમુખો, મહેનતુ ઇત્યાદિ ગુણવાળો કહે તેને નજીકના લોકો મૂર્ખ, નિષ્ઠુર, ચીડિયો, ઘરની પરવા ન રાખનારો વગેરે કહે છે; સમાજને જે કડક લાગે છે તે નજીકના લોકોને પ્રેમળ લાગે છે. માણસ બાહ્ય સમાજમાં પોતાના સ્વભાવની એક જ બાજુ બતાવ્યા કરે, તો તે સ્વભાવની ઊલટી બાજુ એના ખાનગી જીવનમાં બહાર પડી જાય છે. અત્યંત શુદ્ધ ચિત્તનો માણસ જ લાગણીની બન્ને સીમાઓ બધા આગળ સમપણે પ્રગટ કરે છે.

અંદરથી પ્રસન્નતા અનુભવાતી હોય ત્યારે બાહ્ય સૃષ્ટિ પ્રત્યેની આપણી લાગણી—આપણો આનંદ કે આપણો શોક—, અને અંદરની પ્રસન્નતાનો તાલ ખોવાઈ ગયો હોય ત્યારે કૃત્રિમ ઉપાયોથી આનંદિત થવાનો પ્રયત્ન—એ બેની વચ્ચેનો ફરક આપણે થોડાક વિચારથી જાણી શકીએ છીએ.

અંદરની પ્રસન્નતાનો તાલ અનુભવાયા બાદ, જ્યાં સુધી એની સ્મૃતિની અસર રહે ત્યાં સુધી, કૃતાર્થતાની—ધન્યતાની—તૃપ્તિની — લાગણી ઊઠે છે. જો એની ક્રિયાશક્તિ બળવાન હોય તો એની પ્રસન્નતાને એ બહાર પ્રગટ કરવા અને એનો ચેપ ફેલાવવા પ્રયત્ન કરે છે. એ બાહ્ય સૃષ્ટિનાં રૂપ, રંગ કે ગુણથી આકર્ષિત નથી થતો, પણ રૂપ, રંગ કે ગુણનો ખ્યાલ ઊઠ્યા વિના જ એને એ બધું સુંદર લાગે છે. બહારની સચેતન સૃષ્ટિ પ્રત્યેનો એનો ભાવ ઓછીવત્તી શુદ્ધિવાળા પ્રેમનો હોય છે.

આના દાખલા આપું.

બાળકને એની પ્રસન્નતાનો તાલ મળી ગયેલો હોય છે, ત્યારે એની માને જોઈને હસી પડે છે, અને ભેટવા ઉછાળો મારે છે, મા પ્રત્યેનો એનો પ્રેમ ઊભરાઈ જાય છે. એ પ્રેમની પાછળ મા રૂપાળી છે કે બેડોળ, લડાવવાવાળી કે લડવાવાળી, ગરીબ છે કે શ્રીમંત એનો વિચાર જ નથી. 'હું પ્રસન્ન છું, અને આ મારી મા છે', એ બે હકીકતો એને આનંદથી ભરી દેવાને પૂરતી છે. એ પ્રસન્નતાના અનુભવથી ઊપજેલી કૃતાર્થતાને લીધે 'મા' એટલો શબ્દ જ, અને માનું એને ઉત્તેજન

આપનારું હાસ્ય એટલું 'મારું જીવન ધન્ય છે' એમ મનાવવાને પૂરતું થાય છે. એ ધન્યતાને ટાણે જગતની અત્યંત આકર્ષક વસ્તુ પણ એના રૂપ, રંગ કે ગુણને લીધે પણ વધારે વહાલી લાગી શકતી નથી.

પણ જ્યારે એ પ્રસન્નતાનો તાલ ખોવાઈ ગયો હોય છે, ત્યારે એ કેવળ માતામાંથી તે રસના ઘૂંટડા પી નથી શકતો. એની એ મા અનેક રીતે એને મનાવવા—સમજાવવા—નો પ્રયત્ન કરતી હોય છતાં, એને કૃતાર્થતા—ધન્યતા—નથી લાગતી. એ વખતે આપણે બધા મોટાઓ ઝટ લઈને એનો તાલ એને શોધી નથી આપી શકતા, એટલે કાંઈક ઇંદ્રિયોને લલચાવનારા ઉપાયોથી એને બહેલાવવા કે બહેકાવવા પ્રયત્ન કરીએ છીએ. રૂપાળું રમકડું કે ચિત્ર, સાકરનો ગાંગડો, ઘંટડીનો અવાજ, એકાદ 'ગુડા ગુડીની વાર્તા,' કે એવા જ કોઈ બીજા પ્રયત્નથી એને આપણે ખુશ કરવા પ્રયત્ન કરીએ છીએ. આને પરિણામે એ એક તાણના અનુભવમાંથી બીજી તાણમાં ખેંચાય છે. કોઈ વાર એ અનુભવ પહેલી વાર થવાથી, કોઈ વાર એ અનુભવના અચાનકપણાથી, કોઈ વાર એની સાથે રાગાત્મક લાગણીનો પૂર્વ સંસ્કાર હોવાથી એની પહેલી લાગણીને આપણે ભુલાવી શકીએ છીએ, એને રાજી કરી શકીએ છીએ, અને એટલેથી આપણે સંતોષ માનીએ છીએ, અને ધીમે ધીમે એવા જ પ્રકારોથી સંતોષ માનવાની એને ટેવ પાડીએ છીએ. આમાં આનંદને નામે ઓળખાતી કોઈક લાગણી ઉશ્કેરાય છે ખરી, પણ પ્રસન્નતાથી એ તદ્દન વેગળી છે. એમાં કૃતાર્થતા—ધન્યતા—

તૃપ્તિ— નથી. એક રમકડું બહુ વાર રીઝવવામાં નથી ફાવતું, સાકરના એક ગાંગડાથી હમેશાં કામ નથી સરતું, એક વાત કહેવા પછી બીજી વાત સાંભળવાની તરસ ઊલટી વધે છે. કારણ, અંદરની પ્રસન્નતાનો તાલ મળ્યા વિના આ સર્વ બાહ્ય ઉપાયો મરણકાળની શરદીને કંકાડી ચોળીને દૂર કરવાના પ્રયત્ન જેવા હોય છે.

જે નાનાં બાળક માટે સાચું છે, તે આપણા સૌને માટે પણ છે. જ્યારે પ્રસન્નતા અંદરથી ઊઠેલી હોય છે, ત્યારે જે કોઈ ચેતન—અચેતન પદાર્થ સાથે આપણું અહંમમત્વ બંધાયેલું હોય છે, તેનાં રૂપ, રંગ કે ગુણ ગમે તેવાં હોય, છતાં તે આપણને પ્રિય હોય છે. તેનો સંબંધ આપણને તે ક્ષણે સુખની વેદના કરાવવાવાળો છે કે દુઃખની તેની આપણે દરકાર કરતા નથી. એવી કઈ ભૂમિ છે કે જે એના વતનીને स्वर्गादपि गरीयसी નથી લાગી? રજપૂતાનાનું રણ રજપૂતને, ગુજરાતીને બગીચા જેવા ગુજરાત જેટલું જ વહાલું હોય છે. આપણે ગાઈએ છીએ ખરા કે,

"ક્યાં હશે હિમાલય જેવો ?
ક્યાં પુણ્ય પવિત્ર જ ગંગ ?"

પણ એ હિમાલય હિંદુસ્તાનમાંથી ઊડીને ચીનમાં જાય, અથવા આલ્પ્સ એના કરતાં ઊંચો બની જાય અને ગંગા આફ્રિકામાં જાય, અને તેને ઠેકાણે ચીનની કોઈ નદી આવીને વહેવા માંડે, તો કાંઈ આપણને તે ક્ષણનું હિંદુસ્તાન ઓછું પ્રિય થવાનું નથી. કારણ એ છે કે, હિમાલય અને ગંગાને લીધે કાંઈ હિંદુસ્તાન આપણને શ્રેષ્ઠ ભૂમિ લાગતી

નથી, પણ હિંદુસ્તાન સાથેનો મારો મમત્વનો સંબંધ એ મને વહાલું કરે છે; અને એ હિંદુસ્તાન સાથે હિમાલય અને ગંગાનો સંબંધ હોવાથી એ પણ મને પ્રિય લાગે છે. હિમાલય કે ગંગા માટેનો આદર એની ઉચ્ચત્તમતા કે વિશાળતાને લીધે નથી, પણ એ મારા દેશમાં છે, એ સંબંધમાં છે.

એ દેશ માટે જ્યાં સુધી મને મમત્વ લાગ્યા કરે છે, ત્યાં સુધી એ દેશ જોડે સંબંધ રાખવાને પરિણામે મને સુખ થાય કે દુઃખ થાય, મારી સમૃદ્ધિ થાય કે મારા પર વિપત્તિનાં વાદળ તૂટી પડે, એને લીધે મારું મોત પણ થાય, છતાં મને એ સર્વેમાં ધન્યતા જ લાગે છે. કારણકે, મારી અંદરની પ્રસન્નતાના તાલમાંથી એ પ્રિયતા ઊઠેલી હોય છે.*

પણ જ્યારે કાંઈ પણ કારણસર મારી પ્રસન્નતા હું ખોઈ બેસું છું, ત્યારે મારા વર્તનથી જ મને સંતોષ નથી

* ઉપર કહ્યું તેનો અર્થ એ થાય કે અન્તઃપ્રસન્નતાનો તાલ મળે, અને તે વખતે બાહ્ય સૃષ્ટિના જે ભાગ સાથે અહં-મમત્વનો સંબંધ હોય ત્યાં પ્રેમ લાગે. એ બે જ વસ્તુ પ્રેમને આવશ્યક છે. બાહ્ય પદાર્થના રૂપ, રંગ, ગુણ ઇત્યાદિકની પ્રેમને અપેક્ષા નથી. જ્યારે અહં-મમતાનો અત્યંત નાશ થાય ત્યારે પ્રિયતા-ભાવ પણ ન રહે. બાહ્ય સૃષ્ટિનો ચિત્તમાંથી અત્યંત અભાવ કરવામાં આવે ત્યારે એવું કહી શકાય. જ્યારે અહં-મમતા સૃષ્ટિના જેટલી અત્યંત વ્યાપક બની જાય, ત્યારે સર્વ સૃષ્ટિ, એનાં રૂપ-કુરૂપ, ગુણ-દુર્ગુણ, કળા-વિકળા, સુખ-દુઃખ છતાંયે પ્રેમપાત્ર જ લાગે. એ ઉપરના જ ચિત્તની વ્યાવહારિક દશાની સ્થિતિ છે.

મળી શકતો. પછી હું હિમાલય, કાસ્મીર, મહાબળેશ્વર કે મારું વતન છોડીને કોઈ પણ બીજે ઠેકાણે જવા ઇચ્છા કરું છું. તે તે સ્થાનો સાથે મમત્વ તો બાંધી શકું નહિ, એટલે એના રૂપ, રંગના સૌંદર્યમાંથી આનંદ મેળવવા પ્રયત્ન કરું છું; મારી પ્રસન્નતા ખોવાઈ ગઈ છે એટલે હું બહારની સુંદરતાને ધારી ધારીને જોઉં છું. મારી પ્રસન્નતાને અભાવે સામાન્ય વસ્તુમાં રહેલી સુંદરતા જોવાની મારી બુદ્ધિ બુઠ્ઠી થઈ જાય છે. તેથી, જે અસામાન્ય હોવાથી મારી ઇંદ્રિયોને ખેંચે તેને સુંદર માની લઉં છું. મારી પ્રસન્નતાને કાળે મારું કપાસનું ખેતર જ મને તૃપ્ત કરે છે. મારી પ્રસન્નતાના અભાવમાં કાસ્મીરનું વીજળીના દીવાથી ચોકી કરાતું કેસરનું ખેતર જોવા હું તલસું છું.

એ જ પ્રમાણે કઈ માને પોતાના પ્રસન્નતાના કાળમાં પોતાનું જ બાળક સારામાં સારું નથી લાગતું? એ બાળક કાળું છે કે ગોરું, રોગી છે કે નીરોગી, ઘાટીલું છે કે બેડોળ, સર્વાંગ છે કે વ્યંગ છે, બુદ્ધિશાળી છે કે જડ, ગુણવાન છે કે ગુણહીન — એ કશાનો ખ્યાલ નથી હોતો. બાળક દુરાચારી હોય તો પણ એનો કોઈ સદ્‌ગુણી બાળકના બદલામાં આપવાનો વિચાર એને અસહ્ય થાય છે. પોતાની પ્રસન્નતાના તાલ પર દૃષ્ટિ રાખીને જ એ બાળકને જુએ છે; બાળકનાં રૂપ, રંગ કે ગુણ પર દૃષ્ટિ રાખીને એ બાળકને નથી જોતી.

પતિ–પત્નીને પોતાની પ્રસન્નતાના તાલમાં પોતાના જીવનના જોડીદારનાં રૂપ, રંગ કે વિદ્વત્તાદિક ગુણોનો વિચાર

સરખો ઊઠતો નથી. પ્રસન્નતાને અનુભવી ન શકે, અને વફાદારીની ભાવના દુર્બળ હોય ત્યારે જ એ પરસ્ત્રી–પુરુષનાં રૂપ–રંગાદિકથી આકર્ષાય છે.

એ દિલોજાન મિત્રોના ગુણોમાં ઘણી વાર બહુ જ વિરોધ રહેલો હોય છે. બન્નેના જીવનનાં ધ્યેયો જાણે એકબીજાથી જુદાં જ હોય એમ લાગે. છતાં એમની દિલોજાનીમાં ભંગ પડતો નથી. જ્યારે બન્નેને પોતાના હૃદયમાંની સ્વયંભૂ પ્રસન્નતા અનુભવાતી હોય ત્યારે એ મિત્રતા બંધાઈ હોય ત્યારે જ આમ બને છે. જે મિત્રતા બાહ્ય નિમિત્તોથી નિર્માણ થઈ હોય, તેમાં ભંગ પડી શકે છે.

"ભાવે કોઉ સુંદર કહો, ભાવે કોઉ કારે
"હમકું ચેલી રૂપ વિના ઔર સકલ ખારે."

પણ એ અંતઃપ્રસન્નતાને પરિણામે થતી બાહ્ય ક્રિયાઓ વિવિધ જાતની થાય છે. એ બધામાં પ્રેમ—ધન્યતા—એ તત્ત્વ સામાન્ય હોય છે, પણ પ્રયોજન, વિવેકશક્તિ, શિક્ષણ, પૂર્વ સંસ્કારો, દૃઢ કલ્પનાઓ વગેરેના ભેદથી એ ક્રિયામાં અનેક પ્રકારો ઉત્પન્ન થાય છે.

અંતઃપ્રસન્નતા અનુભવનાર નાગર નરસિંહ મહેતા હોય કે મિલમજૂર બાલુ હોય, બંનેને સરખી રીતે જ "આજની ઘડી રળિયામણી" લાગે છે. તે વખતે એના પ્રિયજનનો સત્કાર કરવાનો પ્રસંગ આવે તો તે કેવી રીતે કરવો એ બાબતમાં એની સારા–નરસાની કલ્પના, આવડત અને વિવેકબુદ્ધિના ભેદ પ્રમાણે ફરક પડે છે. નાગર નરસિંહ મહેતાને તે વખતે,

"હાંરે હું તો મોતીડાના ચોક પુરાવતી,
મારા વાલીડાની આરતી ઉતારતી હો જી રે,"

એવો ઠાઠ કરવાની વૃત્તિ થાય છે, અને મિલમજૂર બાલુ દીનભાવે પોતાની સહજ સંપત્તિને અર્પણ કરી કૃતાર્થ થાય છે. એ:—

મખમલ મસુરિયાની ગાદી નથી મારે,
ફાટેલી ગોદડી મેં છે પાથરી—

કહી સંતોષ માને છે.

અંતઃપ્રસન્નતા હોય ત્યારે હું એકલો હોઉં તો મારા સંસ્કારો અનુસાર હું ગાઉં, બજાવું, વાંચું, ચીતરું, કવિતા રચું, આકાશ સામે જોતો બેસી રહું, ખેતરમાં કામ કરું, કાંતું, ઘર સ્વચ્છ કરું કે કાંઈ બીજું કરું—સર્વે પોતા માટે હોય છે. મારી એ સર્વ ક્રિયાઓની કોઈ કદર કે પ્રશંસા કરે તેની મને દરકાર નથી હોતી; મારી ક્રિયાને કોઈ જાણે છે કે નહિ તે વિષે પણ હું બેદરકાર હોઉં છું.

મારું ગાયેલું કોઈ ઝીલે, કે તેને પૂર્ણ કરવા કોઈ તબલાં કે તંબૂરો વગાડે, મારી કવિતા અથવા ચિત્રો કોઈ જુએ કે છાપે કે મારી પાસે રહેલી કળા વગેરેનો જગતમાં પ્રચાર થાય એવી મને જરૂર નથી ભાસતી. કોઈ મારા રાગને બેસૂરો કહે કે મારી કવિતા પ્રતિભાહીન કહે તે વિષે પણ હું ઉદાસીન રહું છું. કારણકે એ હું કોઈને માટે કરતો નથી; મારી પ્રસન્નતામાંથી સહજપણે એ ઉદ્ભવે છે.

મારી અંતઃપ્રસન્નતાને સમયે હું કોઈના સંબંધમાં આવું, ત્યારે મારા સંસ્કારોને વશ થઈ હું વિવિધ પ્રકારની ક્રિયાઓ કરું, પણ તે સર્વમાં મારું આખું હૃદય ઠલવાયેલું હોય છે. મારી પ્રસન્નતાને વ્યક્ત કરવી અથવા તેનો ચેપ સામી વ્યક્તિને લગાડવો એ મુખ્ય ઉદ્દેશ હોય છે. કેવી રીતે લગાડવો તે બાબતમાં કોઈ વાર સામા માણસના સંસ્કારો, કોઈ વાર પ્રયોજન, કોઈ વાર મારી ખાસ આવડતો અને તે બધા સાથે મારા વિવેકનો મેળ મળે એવી રીતે હું વર્તું છું. નાનું બાળક હોય અને મારી પાસે વાતોનો ભંડાર હોય તો હું એને તે વડે પ્રસન્ન કરવા પ્રયત્ન કરું છું, એ ન હોય અથવા એ વિષે મારા વિવેકની ચાળણી કડક હોય તો હું બીજી રીત શોધું છું. માબાપ હોય તો તેમને પસંદ પડે તેવી અથવા આવશ્યક હોય તેવી તેમની સેવા કરવા પ્રેરાઉં છું; મહેમાન હોય તો તેની અને મારી સારા–નરસાની કલ્પનાનો મેળ બાંધી એની મહેમાનગીરી કરવા પ્રેરાઉં છું; ગરીબ હોય તો તેને મારું આપવા પ્રેરાઉં છું; માંદો હોય તો તેની સારવાર કરવા પ્રેરાઉં છું. એમ કોઈ પણ પ્રકારે મારી પાસેની કોઈ વસ્તુ કે શક્તિનો એના લાભ માટે ત્યાગ કરવો એવી, મારી પ્રસન્નતાને પરિણામે ક્રિયાઓ થાય છે. એ ત્યાગનો મને પશ્ચાત્તાપ નથી થતો; એથી મારી પ્રસન્નતા ઘટતી નથી; પણ ઊલટી મારી કૃતાર્થતા–ધન્યતા–ની લાગણીમાં ઉમેરો થાય છે; પછી એ ત્યાગ ગમે તેવો મોટો હોય.

અંદરની એ પ્રસન્નતા ન હોય ત્યારે મારી એવી ને એવી સર્વે ક્રિયાઓ હોય, એટલો જ ત્યાગ હોય છતાં તે

બોજારૂપ જ હોય છે. સમયપત્રકમાં વાર્તા ગોઠવાયેલી છે માટે વાર્તા કહેવી પડે, માતા–પિતાએ આજ્ઞા કરી છે માટે એમના પગ દાબવા બેસવું પડે, મહેમાન આવ્યા છે માટે એમની વ્યવસ્થા કરવી પડે, પૈસા માગવા આવનાર આગેવાન માણસ છે માટે ફાળો આપવો પડે, માંદાને ક્યાં ફેંકી દઈએ માટે એની સારવાર કરવી પડે, એ બધામાં કળા, સામગ્રી, ધન, શ્રમ વગેરેનો ગમે તેટલો બહોળે હાથે ખર્ચ કર્યો હોય, ગમે તેટલું ખડખડાટ હાસ્ય જોડ્યું હોય છતાં એથી ધન્યતા–કૃતાર્થતા–નો અનુભવ નથી થતો.

મૂળમાં, અંદરની પ્રસન્નતાના અને સામા માણસ પ્રત્યેના પ્રેમના ઉમળકામાંથી પોતપોતાના વિવેક અને સારા-નરસાની કલ્પના પ્રમાણે બીજા પ્રત્યેના શિષ્ટાચારની રીતો ઊપજી હોય છે. પણ જીવનમાંથી જેમ જેમ પ્રસન્નતાના તાલ ગૂમ થતા જાય છે, તેમ તેમ એ શિષ્ટાચારની ક્રિયાઓના આડંબરનો વધારો પ્રસન્નતા અને ઉમળકાની અવેજીમાં ગોઠવાય છે. પછી મહેમાન માટે પાંચ વાની કરવી કે ૮૫, રાજા માટે ૧૧ તોપ ફોડવી કે ૧૦૧, એની ઝીણી ઝીણી વિધિઓ નક્કી કરી, તે વિધિના અણીશુદ્ધ પાલન કરનારને અને જેને માટે કરવામાં આવે છે તે બન્નેને સંતોષ માનવો પડે છે;— સંતોષ અનુભવાતો નથી પણ માનવો પડે છે. આ સર્વે કૃત્રિમ જીવનના કૃત્રિમ આનંદો છે. એને આનંદ કહીએ છીએ; પણ એમાં પ્રસન્નતા–કૃતાર્થતા–ધન્યતા–નથી હોતાં.

ખરું જોતાં, પ્રસન્નતા હર્ષ ઉપજાવનારી લાગણી માટે વધારે પક્ષપાતવાળી અને શોક કરાવનારી લાગણીઓને

અણગમાથી જોવાવાળી નથી હોતી; કારણ કે, હર્ષ અને શોક એ બન્ને ચિત્તના તરંગની અનિવાર્ય બાજુઓ છે. હર્ષ કરનારી લાગણીઓ પ્રસન્નતાને લાવનારી છે, અને શોક કરનારી લાગણીઓ તેનો નાશ કરનારી છે એમ નથી. પણ અમુક પ્રકારના હર્ષ તેમ જ શોક પ્રસન્નતાના તાલને સરખી રીતે સમીપ લાવનારા છે.

ગુરુજનો પ્રત્યે મુદિતાનો ઉમળકો, સાથીઓ અને જનતા પ્રત્યે મૈત્રીનો ઉમળકો, આશ્રિતો અને પ્રાણીઓ પ્રત્યે વાત્સલ્યનો ઉમળકો, બીજાને સુખી જોઈ, કે બીજાને અથવા પોતાને હાથે થયેલા સત્કર્મથી સંતોષનો ઉદ્ભવ — એ પ્રસન્નતાની નજીક રહેનારી ચિત્તની હર્ષ કરાવનારી બાજુઓ છે. દુઃખીને જોઈ કરુણાનો ઉદ્ભવ, પોતાની ભૂલોના પશ્ચાત્તાપથી થતો અનુતાપનો ઉદ્ભવ, કોઈને પાપમાં ડૂબેલો જોઈ તેની પ્રત્યે અનુકંપાનો ઉદ્ભવ, અપરાધી પ્રત્યે ક્ષમાવૃત્તિનો ઉદ્ભવ — એ બધી પ્રસન્નતાની સમીપ રહેનારી ચિત્તની શોક કરાવનારી બાજુઓ છે.

છેલ્લાં કહેલી બધી લાગણીઓમાં તે ક્ષણે શોકનો અનુભવ હોય છે; પણ એ શોક ન થાય એમ ઇચ્છા થતી નથી; દુઃખીને જોઈને કરુણા ન ઉદ્ભવો, પાપનો અનુતાપ ન થાઓ એવું લાગતું નથી. કારણકે, એમાંથી જ પ્રસન્નતાનો તાલ હાથ આવે છે.

વળી પ્રસન્નતામાંથી ઊપજનારો આનંદ કોઈ પણ પ્રાણીને કનડયા કે બોજારૂપ થયા સિવાય (ભોગવવો હોય તો) ભોગવી શકાય છે; જ્યારે બાહ્ય વસ્તુઓ મારફત મેળવવાના આનંદમાં એ વસ્તુઓને પેદા કરવામાં તેમ જ

ભોગવવામાં અનેક નિર્દોષ પ્રાણીઓને તકલીફ ભોગવવી પડે છે. તાજમહેલ કે અજંટાની ગુફાઓ ભલે કળા અને સૌંદર્યની ખાણો હોય; પણ એ તાજમહેલની પાંદડીપાંદડે અને ફૂલફૂલમાં એક જાલિમ બાદશાહે હજારો ગરીબ કારીગરો પાસે જબરદસ્તીથી કરાવેલી મજૂરીનો ત્રાસ કોતરાયેલો છે અને એને નિહાળવા જનાર, કરોડો માણસો જ્યાં અર્ધ ભૂખ્યા રહે છે તે દેશમાં, એમને ઉપયોગી થાય એવું કેટલુંક ધન વેડફી નાંખીને જ જઈ શકે છે.

અજંટાની ગુફાઓ ભલે બૌદ્ધકાળમાં આપણા દેશના કેટલાક સાધુઓએ કળાકૌશલ્યમાં કરેલી પરાકાષ્ઠાની નિશાની રૂપે લાગે; પણ એ બુદ્ધનો આદર્શ ખોઈ બેઠેલા, સામાન્ય કર્મમાર્ગને છોડવાનું મૂળ કારણ ભૂલી ગયેલા, રાષ્ટ્રના અન્ન પર જીવી ભિક્ષુના વેશમાંયે વિલાસ અને વૈભોગ ભોગવનારાની નિશાની પણ છે.

નવા દિલ્હીમાં સરકારી મકાનો બહુ ભવ્ય અને સુંદર બંધાઈ રહ્યાં છે એમ સાંભળું છું. મોગલ શહેનશાહતને આંટી નાંખે એવી ભવ્યતા એમાં લાવવાનો પ્રયત્ન હોય તો નવાઈ ન કહેવાય. પણ એ સુંદર મકાનો શાનાં સ્મારક થવાનાં છે? એક કંગાળમાં કંગાળ દેશ ઉપર રાજ્ય ચલાવનારાઓની નિષ્ઠુરતા અને મદનાં જ નહિ શું? જે દિવસે મોગલની માફક અંગ્રેજી શહેનશાહત ધૂળમાં મળી ગઈ હશે, ત્યારે નવી સત્તાના પ્રાચીન ઇમારતોની રક્ષા કરનારા ખાતાને જ એની સોંપણી થવાની છે; અને એ ખાતું ઉત્પન્ન થતાં વાર લાગશે, તો તેટલા વખતમાં શિયાળ અને કૂતરાં જ એનો કબજો લેવાનાં છે. એ મકાનો જોઈ હિંદુસ્તાનને

જાહોજલાલીની કલ્પના કદાચ ભવિષ્યના મુસાફરો કરશે; પણ જે ધરતી પર એ ઊભાં છે, તે ધરતી દુનિયાની ગરીબમાં ગરીબ ધરતી છે એ આપણે શું નથી જાણતા?

કળા અને સૌંદર્યના આ મોટામાં મોટા નમૂના આનંદનાં નિર્દોષ સાધનો છે, એમ કેવી રીતે કહી શકાય?

બહારથી લેવાતા આનંદમાં વળી એક બીજી વિલક્ષણતા રહેલી છે. આપણે એકાદ ગાયક, વાદક, નાચનારી, ચિત્રકાર, શિલ્પી, નટ, ભાટ કે અવધાનીની અદ્ભુત શક્તિ ઉપર મુગ્ધ થઈએ છીએ. એની કુશળતાનું આપણને આશ્ચર્ય લાગે છે. પણ એની સાથેનો આપણો સંબંધ કેવા પ્રકારનો હોય છે? અને પોતાના કૌશલ્યથી એને પોતાને કેટલી કૃતાર્થતા લાગે છે? આપણે જોઈએ છીએ કે, જ્યારે આપણે એની કળાથી ચકિત થઈએ છીએ, ત્યારે એ પોતે પોતાની કળા કરતાં આપણને જ વધારે મહત્ત્વનાં લેખે છે. એ આપણી વાહવાહનો અને ઇનામનો ભૂખ્યો હોય છે. આટલી અદ્ભુત કળા પાસે હોવા છતાં એ આપણી ખુશામત કરે છે, અને આપણે પણ એની કળા પર મુગ્ધ થતાં છતાં મનમાં સારી પેઠે સમજીએ છીએ કે આપણે આશ્રયદાતા છીએ અને એ આશ્રયેચ્છુ છે. આથી, સામાન્ય રીતે આશ્રયદાતા અને આશ્રિત વચ્ચે જેવો સંબંધ હોય છે તેવો જ આપણે એની સાથે રાખીએ છીએ. જો કાલિદાસ વિષેની આપણી દંતકથાઓ સાચી હોય, તો તે કવિકુલગુરુ હોવા છતાં એની કવિતાદેવીના નસીબમાં એક રાજાની ખુશામત તો સરજાયેલી હતી જ. એનાં કાવ્યો કેવળ પોતાની પ્રસન્નતાને જ પ્રગટ કરતાં નહોતાં.

એને આશ્રિત માનતા હોવાથી આપણે એની સાથે સમાન-ભાવે નથી વર્તતા, પણ આપણાથી નીચેની પંક્તિનો સમજીને જાણે એની ઉપર કૃપા—મહેરબાની—વરસાવતા હોઈએ એમ વર્તીએ છીએ. સુંદર કળાથી આપણું મનોરંજન કરતાં છતાં એને એમ નથી લાગતું કે તે આપણી ઉપર મહેરબાની કરે છે; પણ આપણામાંના બેવકૂફમાં બેવકૂફ, પરંતુ 'હું પણ કલારસિક છું' એમ કહેવડાવવા ઇચ્છનારની પ્રશંસા કે ઇનામથી પોતાને અનુગ્રહિત થયેલો માને છે.

આ બતાવે છે કે, એ કળા એને જ તૃપ્ત કરી શકતી નથી. એને કૃતાર્થતાની લાગણી ઉપજાવી શકતી નથી. જો અને જ્યારે એ વસ્તુ એણે અંદર અનુભવેલી સહજ પ્રસન્નતામાંથી ઉપજી હોય, તો અને ત્યારે એને એ આનંદના સાધનરૂપે ન લાગે, પણ અંદર રહેલા આનંદની એક સ્થૂળ કે કામચલાઉ ( rough ) નિશાની તરીકે લાગે. એ પોતાની કળાનું પ્રદર્શન કરવા ન ઇચ્છે; અને બીજા એની કદર કરે તે પર પોતાની કૃતાર્થતાનો આધાર ન રાખે. પણ આમ ક્વચિત જ એને થાય છે. જે વસ્તુ એના સ્વામીને પણ તૃપ્ત—આત્મસંતુષ્ટ—કરી શકતી નથી, તે આપણને કૃતાર્થ કરી શકે એ માન્યતા ભૂલભરેલી નથી શું?

હકીકત આમ જણાતી હોવાથી, બાળકને કે કોઈ બીજાને આનંદિત કરવાનો ઉપાય સંગીત, કળા, વાર્તા, મશ્કરી, ચિત્રો, તાજમહેલ કે અજંટાની ગુફાઓ બતાવવી એ નથી; પણ, આપણો એ વ્યક્તિ પ્રત્યે પ્રેમનો ઉમળકો અને એ વ્યક્તિનો આપણા પ્રત્યે પ્રેમનો ઉમળકો છે. એ

ઉમળકો હોય, તો બન્ને જણા મૂગા મૂગા એકબીજા સામું જોયા કરે તોયે કૃતાર્થતા અનુભવે : એ ન હોય તો, કૃત્રિમ સાધનોથી, આનંદને નામે ઓળખાતા વિકારોને ઉત્તેજિત કરી શકાય પણ પ્રસન્નતા ન અનુભવાય. એ ઉમળકો હોય તો, વિવેકને બહુ ઝીણો કરીશું તો આનંદનાં ઘણાંખરાં સાધનો અશુદ્ધ જણાઈ હાથમાંથી ચાલ્યાં જશે, અને પછી બીજાને રીઝવવાના માર્ગો જ નહિ રહે — એવી બીક રાખવાની જરૂર નથી. આપણે આપણી અન્તઃપ્રસન્નતામાંથી બીજા પ્રત્યે જોઈએ, અને બાળકને એની પ્રસન્નતા શોધી આપીએ એ જ આવશ્યક છે. એ આપણી અને એની સદ્‌ભાવનાઓના પોષણથી થાય. બાળકને એનાં માબાપ, ભાઈભાંડુ, ગુરુજનો, ગોઠિયાઓ, એની શાળા, એનું ઘર, એનો કૂતરો કે બિલાડી, બીજાને માટે કાંઈક કરવું, બીજાનું દુઃખ સહન કરી ન શકવું — એ જ આનંદરૂપ લાગે, એ આનંદમાંથી એ જે કાંઈ એના વિવેક અનુસાર સ્વયંસ્ફૂર્તિથી કરે — એ જ એને આનંદિત કરવાનો સારામાં સારો ઉપાય છે.

આવી પ્રસન્નતા જીવનવિકાસમાં અમૂલ્ય છે. અંદરથી જ સદૈવ પ્રસન્ન રહેવાનો સ્વભાવ જીવનના સર્વે આવશ્યક આશીર્વાદો — આરોગ્ય, પ્રાણ, સદ્‌ગુણ, સંપ, પ્રેમ વગેરેને લાવવાવાળો છે. એમાંના કેટલાક આશીર્વાદો ન હોય તો પણ શાંતિ રખાવવાવાળો છે. એ પ્રસન્નતા બાળકને મેળવી આપવી — એટલે જ્યારે એનો તાલ ખોવાઈ જાય ત્યારે એ શોધી આપવો — એ જરૂર શિક્ષકોનાં કર્તવ્યો પૈકી એક અગત્યનું કર્તવ્ય છે. પણ એ અકૃત્રિમ પ્રસન્નતા શિક્ષક

પોતાની પ્રસન્નતામાંથી ઊપજતા પ્રેમથી જ મોડીવહેલી પણ મેળવી આપી શકે. આપણી પ્રસન્નતાનો ચેપ તુરત જ સામાને લાગે એમ ન બને; પણ આપણી ધીરજ હોય તો સામાની ગ્રહણ કરવાની શક્તિ મુજબ મોડો વહેલો પણ લાગ્યા વિના ન રહે. આવી પ્રસન્નતાને જો આનંદ નામ આપો, તો એ આનંદના જેટલા ઘૂંટડા પી અને પિવડાવી શકાય તેટલા ઇષ્ટ જ છે.

## ૧૭

# એ કેળવણી તે કઈ?

(સં. ૧૯૮૦ના) માગશર માસના 'યુગધર્મ'માં શ્રી. રવીન્દ્રનાથ ઠાકુરનાં બે વ્યાખ્યાનોનો અનુવાદ આપવામાં આવ્યો છે. બન્ને વ્યાખ્યાનો વિચારવા અને તપાસવા જેવાં છે. આપણા દેશની સ્થિતિની પરીક્ષાને પરિણામે એમણે જે જણાવ્યું છે, તેમાંની કેટલીક હકીકતો એટલી બધી સાચી છે કે એ સત્યો આપણને આજે રુચે કે ન રુચે તોયે ક્યારેક પણ એને સ્વીકારી મૂળમાંથી જ એના ઉપાય કર્યાં વિના શાંતિ તરફ પ્રગતિ થઈ શકવાની નથી. છતાં શ્રી. રવીન્દ્રનાથનાં વ્યાખ્યાનોનો કેટલોક ભાગ એવો છે કે જેની વિવેકથી તપાસ ન કરીએ તો નિષ્કારણ બુદ્ધિભેદ ઉત્પન્ન થવાનો સંભવ છે; અને ઊલટપક્ષે, એમનાં વ્યાખ્યાનને વિવેકાગ્નિમાં નાંખવાથી જે સત્ય તરફ રવિબાબુ સમાજનું ધ્યાન દોરવા ઇચ્છે છે, તેનું દર્શન વિશેષ સ્પષ્ટપણે

થવાનો પણ સંભવ છે. આ રીતે એમનાં વ્યાખ્યાનની સમાલોચના સત્યની શોધમાં સહાયક હોવાથી, એમની સાથે તુલનામાં મુકાવા મારી અસમર્થતા છતાં તેમ કરવાની હિંમત કરું છું.

શ્રી. રવિબાબુ પોતાના 'સમસ્યા' નામના પહેલા વ્યાખ્યાનમાં પ્રતિપાદન કરે છે કે ભારતવર્ષની પ્રજાને બે પ્રશ્નોનો સમાધાનકારક નિકાલ લાવવાનો છે. પહેલી સમસ્યા અબુદ્ધિના નાશની. અને બીજી સમસ્યા હિંદુમુસલમાન એકતાની.

આ પૈકી પહેલી સમસ્યા અને તેને માટે સૂચવેલો ઉપાય પહેલાં વિચારીએ.

"અબુદ્ધિના પ્રભાવથી આપણું મન દુર્બળ છે; આપણે પરસ્પર વિચ્છિન્ન છીએ; કેવળ વિચ્છિન્ન નહિ પણ પરસ્પર વિરુદ્ધ છીએ. વાસ્તવિક જગતને વાસ્તવિક રૂપમાં ગ્રહણ કરી શકતા નથી તેથી આપણે જીવનયાત્રામાં દરરોજ હારી જઈએ છીએ; અબુદ્ધિના પ્રભાવે સ્વબુદ્ધિ તરફ અશ્રદ્ધા રાખી, આંતરિક સ્વાધીનતાના ઊછળતા ઝરાના મુખ પર આખા દેશ જેવડો પરવશતાનો પથ્થર ઢાંકી રાખ્યો છે. આ સમસ્યાનું સમાધાન કેળવણી સિવાય બીજું કંઈ હોઈ શકે નહિ."

આ સમસ્યા એ સમસ્યા જ છે કે કેમ એ પ્રશ્ન નથી; પ્રશ્ન એ છે કે, એ કેળવણી તે શી વસ્તુ છે કે જેના વડે અબુદ્ધિનો નાશ થાય, અને સ્વબુદ્ધિ પર શ્રદ્ધા વધે? શ્રી. રવિબાબુએ પોતાના વ્યાખ્યાનમાં માની લીધું છે કે, સરળપણે સર્વના સમજવામાં આવે એવો એમણે ઉત્તર દીધો

છે. પણ જે 'કેળવણી'થી આ સમસ્યાનું સમાધાન થઈ શકે, એ 'કેળવણી' તે શું એ જ મુદ્દાનો પ્રશ્ન છે. અને રવિબાબુનાં બન્ને વ્યાખ્યાનો આ મુદ્દાના પ્રશ્ન વિષે મૌન છે, અને જે કાંઈક એ વિષે છે તે અધૂરું હોઈ અસંતોષકારક છે.

કેળવણી એટલે બુદ્ધિનો વિકાસ, એમ રવિબાબુ સૂચવતા હોય એમ વ્યાખ્યાનના પહેલા ભાગમાં લાગે છે. બુદ્ધિ એ સામાન્ય રીતે સ્પષ્ટપણે સમજી શકાય એવો શબ્દ છે એમ માની લઈએ તોપણ, બુદ્ધિનો વિકાસ એટલે શું અને કેમ થાય એની તપાસ કરવી બાકી રહે છે; કારણકે, રવિબાબુ કબૂલ કરે છે કે, આપણા દેશમાં અનેક માણસો 'કેળવાયેલા' છે, છતાં 'તેઓમાંના અનેકમાં બુદ્ધિની મુક્તિનું જોર બહુ જણાતું નથી; તેઓ પણ ઉચ્છૃંખલ ભાવે ગમે તે માની લેવા તૈયાર છે. અંધભક્તિના અદ્‌ભુત માર્ગમાં અકસ્માત્ મુસાફરી કરવા તેઓ તૈયાર છે; આધિભૌતિક વ્યાપારની આધિદૈવિક વ્યાખ્યા કરતાં તેઓને જરા પણ સંકોચ થતો નથી; તેઓ પણ પોતાની બુદ્ધિના વિચારની જવાબદારી બીજાના હાથમાં સોંપતાં લજાતા નથી, પણ ઊલટા આનંદ પામે છે.'

સ્પષ્ટ છે કે જે અબુદ્ધિનો નાશ, અને સ્વાધીન બુદ્ધિનો વિકાસ કરવો ઇષ્ટ છે, તે વિદ્યાપીઠોની પદવીઓથી કે ષડ્દર્શનના અભ્યાસથી થાય છે જ એમ જણાતું નથી. એટલે વિજ્ઞાનશાસ્ત્રનું ભણતર, કે ભાષાઓનું ભણતર કે ન્યાય અને દર્શનશાસ્ત્રોનું ભણતર અબુદ્ધિનો નાશ કરશે જ એવી ખાતરી નથી.

એટલે પ્રશ્ન તો ખડો જ રહ્યો કે જે વડે સમસ્યાનો ઉકેલ થવાનો છે, તે કેળવણી એ શી વસ્તુ છે ?

હકીકત એ છે કે, અબુદ્ધિનો નાશ, સ્વબુદ્ધિ પર વિશ્વાસ, અંધશ્રદ્ધાનો ત્યાગ એ વસ્તુઓને અતિ પંડિતાઈ કે તાર્કિક ઝીણવટ સાથે સંબંધ છે જ એમ નથી. પણ અબુદ્ધિનાશનો સંબંધ ભાવનાઓના વિકાસ સાથે છે.

જ્યાં સુધી મનુષ્યમાં ભય કે લાલસા છે, ત્યાં સુધી અબુદ્ધિના સામ્રાજ્યમાંથી કોઈ પણ મનુષ્ય છૂટી શકે નહિ. એના સર્વવિદ્યાસંપન્ન મગજમાં કોઈક ખૂણે પણ કાંઈક અબુદ્ધિ, કાંઈક અંધશ્રદ્ધા ભરાઈ રહેલાં માલૂમ પડશે જ.

એ ભય કે લાલસા સાથે કર્તૃત્વ હશે તો એ મનુષ્ય વિશેષ સ્વાવલંબી, સ્વાધીન સાધનો ઉપર આધાર રાખનારો, વાસ્તવિક જગતને નિદાન બાહ્ય દૃષ્ટિએ વિશેષ વાસ્તવિક રૂપમાં ગ્રહણ કરનારો જણાશે ખરો; પણ એનું જગત પ્રત્યેનું દૃષ્ટિબિંદુ જગતને સુખકારક નહિ હોય. એ જગતને ભયનું કારણ, ત્રાસનું કારણ તો રહેવાનો જ. કારણકે, એ પોતે ભય કે લાલસાથી મુક્ત નથી, અને વાસ્તવિક જગતને સર્વાંશે વાસ્તવિક રૂપમાં ગ્રહણ કરવા અશક્ત છે. જે ઠેકાણે અને જે ક્ષણે એના કર્તૃત્વનું બળ ઓછું થયેલું માલૂમ પડશે, ત્યાં એના મગજમાં રહેલો અબુદ્ધિનો અંકુર તુરત જ દર્શન દેશે.

એ ભય અને લાલસા સાથે કર્તૃત્વનો અભાવ હોય ત્યાં અબુદ્ધિની ધજા પૂર્ણ બહારમાં ફરકવાની. સર્વે ભાષાઓનું જ્ઞાન, સર્વે વૈજ્ઞાનિક વિદ્યાઓનું જ્ઞાન, સર્વે દર્શનશાસ્ત્રોનું જ્ઞાન એને અબુદ્ધિની ગુલામીમાંથી છોડાવી

શકશે નહિ. જ્યાં જ્યાં પાંડિત્ય છતાં કોઈક 'ખૂંટીશ્વરી'*માં શ્રદ્ધા દેખવામાં આવે, ત્યાં તપાસ કરતાં ભય, લાલસા અને કર્તૃત્વનો અભાવ દેખાયા વિના નહિ રહે.

મતલબ કે, ભય, લાલસા અને અકર્તૃત્વ એ અબુદ્ધિનાં પોષક છે. જો અને જેટલે અંશે વિદ્વત્તા એ ત્રિપુટીના નાશમાં ઉપકારક હોય તો જ અને તેટલે જ અંશે એ દિશાની કેળવણી આપણું ઇષ્ટ સિદ્ધ કરવામાં ઉપયોગી ગણાય.

પણ હકીકતમાં તો જણાય છે કે, પાંડિત્ય વિના પણ ભય, લાલસા અને અકર્તૃત્વ ન હોય એવું બને છે, અને પાંડિત્યથી એનો નાશ થઈ શકે છે જ એમ નથી. પણ મૂળમાં એ ત્રિપુટીનો અભાવ હોય અથવા તેનો નાશ

* શ્રી. રવિબાબુએ પોતાના વ્યાખ્યાનમાં આ પ્રમાણે એક આખ્યાયિકા કહી છે: એક વાર એક માણસ એક બકરીને લઈને એક ગામના ચૌટામાં આવી પહોંચ્યો. રાત પડી જવાથી બીજે ક્યાંયે મુકામ ન શોધતાં રસ્તાની વચ્ચે જ એણે એક લાકડાની ખૂંટી ઠોકી, તેની સાથે બકરી બાંધીને સૂતો. સવારના પોહ ફાટતાં પહેલાં જ એ ઊઠ્યો, અને બકરીને છોડીને ચાલતો થયો. પણ જે ખૂંટી ઠોકી હતી તે ઉખાડવાની તેણે દરકાર કરી નહિ. સવારના ગામના લોકોને રસ્તાની વચ્ચે ખૂંટી ઠોકાયેલી જોઈ આશ્ચર્ય થયું અને એ કોઈ અદૃશ્ય શક્તિનું કાર્ય હશે એમ અનુમાન કર્યું. તેનું સ્થાન જવા આવવામાં અગવડભર્યું હોવા છતાં એને ઉખાડવાની કોણ હિંમત કરે? ઊલટું તેની ત્યાં જ પૂજા કરવી એવું નક્કી થયું, અને એ રીતે રસ્તાની વચ્ચે 'ખૂંટીશ્વરી' દેવી નિર્માણ થઈ!

કરવાની વૃત્તિ હોય, તો વિદ્વત્તાથી એની સ્વાધીન બુદ્ધિ વધારે શોભે છે, તથા એનું કાર્યક્ષેત્ર અને એની સમાજ-દૃષ્ટિએ ઉપયોગિતા વધી શકે છે.

માટે ‘ કેળવણી ’ એટલું કહેવાથી સમસ્યાનો ઉકેલ આવી જતો નથી; પણ ભય અને લાલસાનો ઉચ્છેદ અને કર્તૃત્વનો યોગ્ય અંશમાં વિકાસ એ જે કેળવણીથી થઈ શકે તે જ કેળવણી આપણી સમસ્યાનું સમાધાન કરી શકશે.

‘ કર્તૃત્વનો યોગ્ય અંશ ’ એમ કહેવામાં ઉદ્દેશ રહેલો છે. કેવળ અપાર કર્તૃત્વ સુખકારક નથી. કેવળ સંતોષ એ પ્રગતિકારક નથી. કર્તૃત્વ અને સંતોષનો યથાયોગ્ય મેળાપ એ જ પ્રગતિકર અને સુખાવહ છે.

રોગની પરીક્ષા થવી એ દાક્તરને મન સંતોષકારક છે ખરું, પણ રોગીના મનને કેવળ પરીક્ષાથી સંતોષ થઈ શકે નહિ. એને તો રોગની પરીક્ષા અને તેનો મેળવી શકાય એવો ઉપચાર બન્ને જોઈએ. તેમ દેશના રોગની દવા ( હું કહું છું તેવી ) કેળવણી છે એ જાણવાથીયે તે સારો થઈ શકે નહિ. પ્રશ્ન એ છે કે, એ કેળવણીના પ્રચારનો ઉપાય શો ? અબુદ્ધિનો નાશ કરવાવાળી કેળવણી કેવી રીતે આપી શકાય ?

પુષ્કળ વિચાર કરતાંયે એનો કોઈ રાજમાર્ગ છે એવું જણાતું નથી.

એક અભણ વિદ્યાર્થીને વરસ દહાડામાં પાણિનિનું વ્યાકરણ શીખવવાનું બીડું કદાચ ઝડપી શકાય; પણ ભય, લાલસા અને અકર્તૃત્વનો નાશ અમુક કાળમાં બીજાથી કરી શકાય જ એમ નથી. જેનામાં ભણવાની જિજ્ઞાસા છે,

તેને તદ્દન અજાણ્યા વિષયનું જ્ઞાન થોડા સમયમાં આપી શકાય; પણ ભણવાની જિજ્ઞાસા નવી પેદા કરાવી આપે એવો કોઈ અચૂક ઉપાય છે ખરો? કદાચ તેનોયે ઉપાય છે એમ કહેવાય; કારણકે, ભણવાનાં સ્થૂળ અને લાલસાને પોષનારાં ફળો હોઈ શકે છે; પરંતુ ઉપર કહેલી ત્રિપુટીના નાશનાં ફળો સુખકારક છે, એમ કલ્પનામાં ઉતારવું એ પણ મુશ્કેલ હોય છે.

કારણકે, જે ખરી કેળવણી છે, જેના ઉપર મનુષ્યતાના વિકાસનો આધાર છે, તે કેળવણી કૂવાના પથરા પર કાપા પાડવાની કળાના જેવી છે. એક દિવસમાં તમે લોઢાનો સળિયો લઈને ઘસ્યા કરો તો પણ એ ઉપર અસર નહિ થાય. છતાં, કાચી દોરડીના રોજના ઘસારાથી સુંદર લીસો ખાંચો પડી જશે. અબુદ્ધિના સંસ્કારોનો નાશ ગુણોના—શુભ ભાવનાઓના—દૈવી સંપત્તિના—ઉત્કર્ષ દ્વારા જ થઈ શકે. અને એ કોઈ ભારેમાં ભારે વિદ્વાન, કે મહાન વક્તા, કે અત્યંત ઊંચ સમયપત્રકની ગોઠવણીથી થતો નથી. એ શિક્ષક તો ઉદાત્ત ચારિત્રના નમૂના રૂપ સંતો, અને એમનાં ઝીણામાં ઝીણાં તેમ જ મોટામાં મોટાં કર્મો છે. એવો હજારો વર્ષમાં ઉત્પન્ન થઈ આવતો એક શિક્ષક પણ માનવ્યવિકાસના જિજ્ઞાસુને સૈકાંઓ સુધી દીવાદાંડી-રૂપ થઈ પડે. એ દીવાદાંડી પ્રત્યે ગતિ કરનાર નમ્ર સાધક પણ થોડે ઘણે અંશે એ કેળવણી આપી શકે. પણ મનુષ્યત્વનો વિકાસ કરવાની જાહેર શાળાઓ સ્થાપી શકાય કે કેમ એ શંકાસ્પદ છે. એ થોડે ઘણે અંશે પણ થઈ શકે તો તે કેવળ ઉદાત્ત ભાવનાઓનો શ્વાસોચ્છ્વાસ લેતા સતત

જાગ્રત પુરુષોના જીવિતથી. એના વિદ્યાર્થીઓને પંડિત થવાની જરૂર હશે જ એમ નથી; પણ એની સાથે સંપૂર્ણપણે એકદિલ થવાની જરૂર પડશે ખરી.

સમસ્યાનો ખરો ઉકેલ આ પ્રકારનો હોવાથી શ્રી. રવીન્દ્રનાથે રેંટિયો, ગુરુમુખતા વગેરે વિષયોની વિરુદ્ધ કરેલા ઉદ્‌ગારોમાં કેટલોક વિચારદોષ જણાય છે.

તેમાં પહેલાં રેંટિયાનો વિષય લઈએ. શ્રી. રવિબાબુ કહે છે કે "પહેલાં સૂતર કાંતીશ, કાપડ વણીશ, ખાઈશ, પીશ, અને તે દ્વારા સ્વરાજ મેળવીશ. ત્યારબાદ અવકાશ મળ્યે મનુષ્યત્વ મેળવીશ એ વચનો મનુષ્યનાં ન હોય." આ ઉદ્‌ગારની પાછળ એવી માન્યતા રહેલી છે કે, સૂતર કાંતવા વગેરે કર્મો મનુષ્યત્વ મેળવવામાં વિરોધી છે.

એ માન્યતા ભૂલભરેલી છે. જે મનુષ્યને માનવ્ય શામાં રહેલું છે તે સમજાયું છે, અને તેની પ્રાપ્તિની ચાવી-રૂપ સતત વિચારમય જીવનમાં જે જાગ્રત બન્યો છે, તેને માટે હરેક શુદ્ધ ક્રિયા એ વિકાસ પ્રત્યેનું એકેક પગલું જ છે; અને જેને એ સમજાયું નથી, જેને વિચારની ચાવી હાથ લાગી નથી, તેને માટે જગતનાં સમસ્ત પુસ્તકોનો પરિચય (કે સંગીત અને કળાકૌશલ્ય પણ) નકામાં ભારરૂપ જ થવાનાં છે. જગતમાં એવાં થોડાં જ પુસ્તકો છે કે જે મનુષ્યત્વની પ્રાપ્તિમાં મદદગાર થાય છે; અને સાહિત્ય, સંગીત અને કળા એ જ એ પ્રાપ્તિનું સાધન છે એ અનેક વહેમો માંહેનો એક છે.

આ કાંઈ સાહિત્યાદિકની નિંદા માટે નથી લખતો. છતાં, જે મનુષ્ય દિવસનો મહત્ત્વનો સમય માનસિક ભોજન પાછળ

ગાળવામાં જીવનની સફળતા માને છે, તેણે બીજાના હિતનોયે વિચાર કરવાની જરૂર છે. બુદ્ધિની ભૂખ અન્નની ભૂખ કરતાં ચડિયાતી હશે અને તેમાં વધારે સંસ્કારિતાયે રહી હશે, પણ અન્ન વિના બુદ્ધિભોજીનેયે ચાલતું નથી એ સત્ય સામે આંખમીંચામણાં થઈ શકતાં નથી. હું અન્ન ખાઉં છતાં અન્ન પેદા કરવામાં ભાગ ન લઉં, તો સીધી વાત છે કે, કોઈ બીજાને મારું તેમ જ પોતાનું અન્ન પેદા કરવામાં સમય ગાળવો જ પડશે; તે જ પ્રમાણે અન્ન રાંધવામાં, વસ્ત્ર બનાવવામાં તથા મારી એકેએક ઉપભોગની વસ્તુ માટે કોઈ બીજાએ સમય ગાળવો જ જોઈશે; તે ઉપરાંત તેને પોતાની જરૂરિયાતો માટે તો ગાળવો પડે જ. એટલે જે શરીરની સામગ્રીનો હું નિત્ય ઉપભોગ કરતો હોઉં તે બનાવતાં રોજ ૧૦ કલાક જતા હોય તો જગતમાં કોઈકને એ ૧૦ કલાક આપવા જ પડવાના; અને તે ઉપરાંત એની પોતાની જરૂરિયાતો માટે એને એટલો સમય ગાળવો પડવાનો. પરિણામઃ—આજના જગતની સ્થિતિ: (૧) ૨૦ કલાક કોઈ મહેનત કરી શકતું નથી; મારે માટે તો દશ કલાક કરવી જ જોઈએ; એટલે એણે પોતાના શરીરની હાજતો અધૂરી રાખી, મારે માટે—હું પંડિત છું, બુદ્ધિશાળી છું તેથી—ઘસાવું જોઈએ; અને (૨) જે બુદ્ધિના ભોજન ઉપર હું આટલો બધો મુગ્ધ છું, એની તૃપ્તિની એણે તો આશા જ છોડવી જોઈએ, કારણકે, આ પૃથ્વીનો ફેર ૨૪ કલાકમાં જ પૂરો થાય છે, અને તે ચોવીસે કલાક કામ કરવાની શક્તિ સાચવવાની મનુષ્યમાં શક્તિ નથી.

જો બુદ્ધિભોજી લોકો બુદ્ધિભોજનના પ્રમાણમાં શારીરિક ઉપભોગો ઓછા કરતા હોય, અથવા બહુ તો ગરીબમાં ગરીબ માણસ જેટલા જ રાખી મૂકતા હોય, તોપણ શ્રમવિભાગની કોઈ પદ્ધતિથી કે યંત્રકળાથી બધાને સંતોષ થાય એવો નિવેડો લાવવાની આશા રાખી શકાય. પણ બુદ્ધિભોજીની શારીરિક ઉપભોગોની ભૂખ બુદ્ધિના પ્રમાણમાં જ વધતી રહે છે; બુદ્ધિભોજી માણસ નાણાંબજારની સ્થિતિ વિષે ઉદાસીન હોતો નથી. તે બુદ્ધિની કિંમત નાણાંબજારમાંયે ઊંચી કરાવવા ઇચ્છા રાખે છે. એણે બુદ્ધિ પ્રાપ્ત કરેલી હોવાથી, એને મન એનો સમય બહુ મહત્ત્વનો છે. આ જગતમાં એક જ ઠેકાણે બેસીને સર્વ વ્યવહાર થઈ શકતા નથી, અને ચાલીને જવામાં વિશેષ સમય બગડે, માટે એને વાહનની સગવડ જોઈએ જ; એનો સમય મહત્ત્વનો છે; પોતાના વિચારોને પણ પોતે લખવા બેસવામાં કે ટપાલમાં પહોંચાડવામાં તે ન જવો જોઈએ; તેથી એને કારકુન અને પટાવાળો જોઈએ; એને માટે સારામાં સારો દીવો જોઈએ; સારામાં સારું મકાન જોઈએ; લખવા–વાંચવા માટે ટેબલો જોઈએ; અને તે ઉપરાંત એની બુદ્ધિને છાજે એટલું એનું માન સચવાવું જોઈએ; અને તે માન સાચવવા પૂરતો મોભો જાળવવા માટે બીજા ખર્ચો કરવાની સગવડ જોઈએ.

જોઈએ તો આ સાધનો ઉત્પન્ન કરવામાં મોટાં યંત્રો વાપરીએ કે યંત્રોનો બહિષ્કાર કરીએ, એટલું તો નક્કી કે મારો સમય બચાવવા, અથવા મારી બુદ્ધિનો મહિમા બીજાઓ પર ઠસાવવા જે જે સગવડો હું ભોગવું તેને બદલે જગતમાં

કોઈએ એટલો સમય આપવો જ જોઈએ; એટલે એણે પોતાની બુદ્ધિની ભૂખ મટાડવાનું ભૂલવું જ જોઈએ.

પરિણામ :—પંડિતાઈ માટેની મારી અપાર અભિલાષાને પૂરી કરવા માટે બીજા એકે જ નહિ — પણ સામાન્ય મનુષ્યો કરતાં મારી હાજતો વધારે હોવાથી — બીજા અનેક થોડો પણ બુદ્ધિવિકાસ ન થવા દેવાની સ્થિતિ સ્વીકારવી જોઈએ. જો બુદ્ધિવિકાસ એ મનુષ્યની પૂર્ણતા માટે યોગ્ય જ હોય, અને જો ન્યાયવૃત્તિ એ મનુષ્યત્વનું એક જરૂરી અંગ હોય, તો મારો બુદ્ધિવિકાસ ગમે તેટલો અટકી જતો હોય છતાં બીજાને ભોગે મારી ભૂખ તૃપ્ત કરવા મારે ન જ ઇચ્છવું જોઈએ.

પણ પંડિતવર્ગ કહે છે, "આમાં કશો જ અન્યાય ખરેખર થતો નથી; વાત એ છે કે, અનેક માણસોને બુદ્ધિની ભૂખ જ નથી; એ શારીરિક શ્રમ કરી જીવવામાં સંતુષ્ટ છે. બુદ્ધિને કેળવવા જેટલી એમની લાયકાત પણ નથી; એમને ભણાવવા જશો તો એ ઊંઘવા માંડશે. હું મારી બુદ્ધિથી ઉપભોગનાં સાધનો જલદી ઉત્પન્ન કરવામાં પણ સહાય કરું છું. મારી બુદ્ધિથી જગતને પણ ફાયદો છે. મારામાં બુદ્ધિ હશે, તો હું અનેકને ભણાવી શકીશ—બુદ્ધિ આપી શકીશ. મારો સમય બચાવવામાં જગતનું જ હિત છે."

આ ઉત્તરમાં સર્વત્ર અન્યાય જ રહેલો છે. અનેક માણસોને બુદ્ધિની ભૂખ નથી, અને એ શારીરિક શ્રમ કરી જીવવામાં સંતુષ્ટ છે. એનાં કારણ, એક તો એમને બુદ્ધિવિકાસનો સ્વાદ ચાખવાની તક મળી નથી, તથા બીજું એમને શારીરિક શ્રમ કરી જીવવામાં સંતોષ માન્યા સિવાય છૂટકો જ નથી. રસ્તે જતા હોઈએ, છત્રી હોય નહિ

વરસાદ ધોધમાર પડવા માંડે, એટલામાં એકાદ ઝાડ જણાઈ આવે, તો એ ભારે સંતોષકારક વસ્તુ જ ગણાય. તેમ શરીરમાં જીવડો ટકાવી રાખવાને શારીરિક શ્રમ કર્યા વિના ઉપાય જ ન હોય ત્યાં એ સ્થિતિમાં સંતોષ માનવો જ પડે.

એનો સમય બચાવવાથી એ તે સમયનો બુદ્ધિ વધારવામાં ઉપયોગ નહિ કરે એમ હોય તોપણ મને, એના સમયના ભોગે, મારી બુદ્ધિના વિલાસો કરવાનો અધિકાર કેમ મળે ?

ત્રીજું, મારી બુદ્ધિની ભૂખની પાછળ કેટલીયે પેઢીની મહેનત સમાયેલી છે; એને એટલો સમય મળ્યે એ પણ તીવ્રબુદ્ધિ થઈ શકશે જ.

અહીં કદાચ એવી શંકા થશે કે, 'શ્રમવિભાગ જેવી કોઈ વસ્તુ દુનિયામાં છે કે નહિ ?' હું કહું છું, છે; પણ એનેયે મર્યાદા છે. હું અનાજ આણું અને મારી સ્ત્રી રાંધે, હું કપડાં ધોઈ આવું અને મારી સ્ત્રી વાસીદું વાળે,—એ એક જાતનો શ્રમવિભાગ છે; એમાંયે અમુક મર્યાદા બાદ અન્યાય થઈ શકે છે. ઘર કર્યા વિના માણસથી રહી શકાતું નથી. અને ઘરની બહાર નીકળ્યા વિના પણ ચાલતું નથી; માટે ઘરની બહાર નીકળવાનું હું મારી પાસે રાખું અને સ્ત્રીને ઘરમાં જ રહેવાનો શ્રમવિભાગ કરું, ત્યાં જે વિષમ સ્થિતિ ઉત્પન્ન થાય છે તે આપણે જાણીએ છીએ. તેમ જ કાચો માલ મારે ઉત્પન્ન કરવો, અને પાકો માલ પાડોશીએ તૈયાર કરવો, તેવા શ્રમવિભાગમાંયે જે વિષમ સ્થિતિ ઉત્પન્ન થાય છે તે આપણે જાણીએ છીએ. એથીયે

વધારે અન્યાય, જ્યારે હું એવો શ્રમવિભાગ કરું કે બુદ્ધિનું કામ મારી પાસે રહે અને પાડોશીને શારીરિક શ્રમ રહે, ત્યારે થાય છે. કારણ કે, જેમ તું બન્નેની વતી રાંધ અને હું બન્નેની વતી ખાઈશ એવો શ્રમવિભાગ થઈ શકતો નથી, તેમ બૌદ્ધિક શ્રમ અને શારીરિક શ્રમનો ન્યાય્ય શ્રમવિભાગ થઈ શકતો નથી.

ચોથું, મારી બુદ્ધિ જગતને ઉપયોગી થતી હોય તોપણ, બુદ્ધિની નાણાંબજારમાં ખાસ કિંમત આંકવા માટે કશું જ કારણ આપી શકાય એમ નથી. ઊલટું જો બુદ્ધિની ખિલવણીથી માણસાઈ વધતી હોય તો તેને લીધે, તેમ જ આવશ્યક અન્નની પેદાશમાં તેની સીધી મદદ ન હોવાને લીધે પણ બુદ્ધિશાળીની શારીરિક જરૂરિયાતો સામાન્ય માણસ કરતાં કાંઈક ઓછી હોવામાં જ ન્યાય રહેલો છે.

પાંચમું, બુદ્ધિ દ્વારા જગતની સેવા કરવામાં જ ગુરુ થવાની ઇચ્છાનું બીજ રહેલું છે. હું બીજા કરતાં વિશેષ તીવ્ર બુદ્ધિવાળો થઈ, એનો ઉપયોગ સર્વેને આપું, એનો જ અર્થ, હું બીજાનો ગુરુ થાઉં એમ નથી શું? જે પરબુદ્ધિનો આધાર યોગ્ય સમજતા નથી, તેમણે મૌન રાખવું એ જ ઉચિત ગણાય. મારે બીજા કરતાં તીવ્ર બુદ્ધિવાળા થવું, એટલે બીજાએ મારી બુદ્ધિના આશ્રિત થવું; એટલે બીજાએ મારી બુદ્ધિના આશ્રિત થવું જ પડે એવી સ્થિતિ ઉત્પન્ન થવાની જ. એટલે, જે ગુરુમુખીપણું ઇષ્ટ નથી લાગતું એ ટાળી શકાવાનું નહિ.

ખરી વાત એ ન ભૂલવી જોઈએ કે, મોટે ભાગે જે બુદ્ધિના વિકાસ પાછળ સુશિક્ષિતો પડેલા હોય છે, તે બુદ્ધિ

તે અબુદ્ધિના નાશમાં સહાય કરતી જ નથી, અને કેવળ ચિત્તનો એક સ્વચ્છંદ જ હોય છે.

આ જ પ્રસંગમાં શ્રી. રવીન્દ્રનાથે ગુરુમુખીપણા વિરુદ્ધ કાઢેલા ઉદ્દગારોનો વિચાર કરવો યોગ્ય છે.

શ્રી. રવિબાબુએ દૈવ, ગુરુ અને ચમત્કાર ત્રણેને એક જ પંક્તિમાં બેસાડી દીધા છે અને ત્રણે પરના વિશ્વાસને એકસરખી અંધતા જણાવી છે.

હકીકત એ છે કે, જેમ માણસ પોતાનું અન્ન પોતાના પેટમાં જ ઉત્પન્ન કરી શકતો નથી, પણ વિશ્વમાંથી લેવું પડે છે, તેમ માણસને પોતાની બુદ્ધિને પુષ્ટ કરવા માટે પણ વિશ્વ પર આધાર રાખવો પડે છે. જેમ અન્ન માટે એ પ્રકૃતિ તેમ જ બીજા મનુષ્યની મદદ બન્ને લે છે, તેમ પ્રજ્ઞારૂપ અન્ન માટે પણ પ્રકૃતિનું અવલોકન તેમ જ બીજા મનુષ્યની મદદ પણ લે છે. જે મનુષ્યની બુદ્ધિ વડે એ પોતાની બુદ્ધિને વિકસિત કરે, તેના પ્રત્યે એ ગુરુભાવ રાખે એમાં ભૂલ છે એમ તો કોઈ નહિ જ કહે.

જે બીજાને નવી દૃષ્ટિ આપે તે એનો ગુરુ થાય. છતાં, આશ્ચર્ય એ છે કે, જે ગુરુનો અસ્વીકાર કરે છે તે પણ બીજાને નવી દૃષ્ટિ આપવાનો પ્રયત્ન કરે છે!

વળી, ગુરુનો અસ્વીકાર કરનારા પુસ્તકોના અભ્યાસ પર વધારે ભાર મૂકતા હોય છે. એટલે વ્યવહારમાં એમ બને છે કે, એક મનુષ્યના કહેલા શબ્દો અપ્રમાણ ગણાય પણ એ ગમે તેવું રદ્દીયે લખી જાય, અને તે કોઈ પણ રીતે કાળ સામે થોડો વખત પણ ટકી રહે, તો તે વિશ્વસનીય અને વિચારણીય થઈ જાય છે! જ્યારે ખરું

જોતાં તો જડ પુસ્તક કરતાં અપૂર્ણ પણ સચેતન માનવ એ ગુરુ થવાને વિશેષ જ લાયક ગણાવો જોઈએ.

પણ વાચક કહેશે કે હું રવિબાબુને સમજ્યો નથી. એમનું કહેવું એટલું જ છે કે, નાના બાળકની અથવા નાના જંતુ પાસેથી પણ બુદ્ધિનું ગ્રહણ અવશ્ય કરો, પણ કોઈના પણ વચનને 'વેદવાક્ય' ન માનો.

ઠીક છે; પણ એટલેથી મુશ્કેલીનો અંત આવતો નથી. બીજાના વચનોની યોગ્ય કસોટી કરવાને છેવટે પોતાની વિવેકશક્તિ એ જ સાધન છે; અને એ વિવેકશક્તિ મૂળથી જ પંગુ હોય તો એ વચનોની યોગ્ય કસોટી ખરી જ થવાનો સંભવ નથી. આને લીધે, જેમને વિષે આપણને એમ લાગતું હોય કે એ કેવળ બીજા પર અંધશ્રદ્ધા રાખે છે, તેમને પૂછીશું તો એમાંના ઘણાખરા અંધશ્રદ્ધાનો આક્ષેપ નાકબૂલ કરશે. એ કહેશે કે, અમે ગુરુનાં વચનોને અમારી બુદ્ધિથી તપાસ્યાં છે, અને અમારી ખાતરી થયેલી છે; જ્યાં અમે કેવળ એમના વચનમાં શ્રદ્ધા રાખીએ છીએ ત્યાં એમના સત્યવાદીપણાની ખાતરી કરી છે; ખાતરી થાય એવા એમણે અમને પુરાવા આપ્યા છે; જેમ દવા કરાવવી હોય ત્યારે દાક્તરની કાબેલિયત વિષે યોગ્ય ખાતરી કર્યા પછી એની બુદ્ધિ અને અનુભવ ઉપર વિશ્વાસ રાખ્યા વિના છૂટકો નથી; જેમ અમુક વસ્તુના ઝેરીપણા વિષે આપ્ત-વાક્યને પ્રમાણ ગણવું જ પડે છે, તેમ અમે કેટલીક બાબતોમાં એમનાં વચનોને વિશ્વસનીય ગણીએ છીએ. તેમાં અમારી અંધશ્રદ્ધા નથી, પણ અમને એમને વિષે મળેલા અનુભવોથી ઉત્પન્ન થયેલી ખાતરી છે. આમ લગભગ

દરેક શિષ્ય પોતાના ગુરુ વિષે ખાતરી આપશે. એની વિવેકદૃષ્ટિ સદોષ હશે, પણ એને જેટલી વિવેકશક્તિની આજે બક્ષિસ છે, તેનાથી એણે પોતાની શ્રદ્ધાને શુદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો જ હશે. એવો કયો માનવી છે જે દૃઢતાપૂર્વક કહી શકે કે એની બુદ્ધિ એકે ક્ષેત્રમાં પરંપરાગત કલ્પનાઓના અને માન્યતાના સંસ્કારોના ચીલામાં થઈને જરાયે વહેતી નથી? સત્યની શોધનો માર્ગ જ એવો જણાય છે કે, પહેલું સ્થૂળ પરિણામનું દર્શન, પછી કારણની કલ્પનાઓ અને પછી કદાચિત્ સત્ય નિયમનું દર્શન. અનેક વાર તો એક કલ્પનાના ખંડન અને બીજી કલ્પનાના મંડનમાં જ સત્યનો આરોપ થાય છે. અનેક નિશ્ચયો જેને આપણે બુદ્ધિયુક્ત માનીએ છીએ, તે વસ્તુતઃ આજની દૃષ્ટિએ સુસંગત લાગતી કલ્પનાઓ જ છે. સંભવ છે કે, આજના મોટામાં મોટા જ્ઞાનીના અનેક વિષયોને લગતા મતો હજાર વર્ષ પછી કેવળ હસવા જેવી કલ્પના જ ઠરે.

એટલે ગુરુ પર મુકાતી અયોગ્ય શ્રદ્ધાનું નિવારણ કોઈ પર વિશ્વાસ ન જ કરવો એ નથી, પણ વિવેકશક્તિ શુદ્ધ કરવી એ છે. એ વિવેકશક્તિ કેવી રીતે શુદ્ધ થાય?

ગુરુથી છેતરાવાનો સંભવ કેવી રીતે થાય છે એનું કારણ તપાસીએ. કાં તો ગુરુ સ્વાર્થી હોય અથવા પોતે જ પ્રામાણિક ભૂલ કરતો હોય તો બન્ને રીતે એ પોતાના શિષ્યોને ખોટે માર્ગે દોરે.

એ પૈકી જો ગુરુ સ્વાર્થી હોય, તો એને મળેલું શિષ્યમંડળ લાલચુ કે જડ હોવું જોઈએ. જે શિષ્ય કોઈ સત્ય કે કાલ્પનિક ભયના નિવારણ માટે, કે કોઈ પણ

પ્રકારના ઐહિક કે પારલૌકિક સુખ કે ભોગની પ્રાપ્તિ માટે, કોઈ સિદ્ધિ, ચમત્કાર, શક્તિ, કે આનંદની ઇચ્છાથી ગુરુને શોધે, અને તેને માટે જાતે કાંઈ પણ કરવું ન પડે એવી ઇચ્છા રાખે, ટૂંકામાં માનવ્યના વિકાસ સિવાય કાંઈ પણ બીજી ચીજ અને પુરુષાર્થ કરવાની મહેનતમાંથી બચી જવાની ઇચ્છા રાખનાર શિષ્ય કોઈ પણ કાળે છેતરાય, તો તેમાં દોષ કેવળ એનાં ભય, લાલસા અને કર્તૃત્વવિહીનતાનો જ ગણાય. આમાં આપણો દેશ કે યુરોપીય દેશો એકસરખા જ ભૂલમાં પડે છે. એનું એક દૃષ્ટાંત પેટન્ટ દવાઓ છે. રોગનું કારણ દૂર કરવાનો શ્રમ ન પડે, તેને માટે યોગ્ય સંયમો પાળવા ન પડે અને નીરોગી થઈ જવાય એવી અપેક્ષા રાખનારા યુરોપિયનો ઓછા નથી, અને તેમની અબુદ્ધિ પર તાજા થનારા દવા બનાવનારા પણ ઓછા નથી. યુરોપની પ્રજાઓ પણ પોતાની મનઃકામના પૂરી પાડવાની આશાથી રાજદ્વારી નેતાઓ, વકીલો, દાક્તરો અને બીજા સેંકડો પ્રકારના ઉસ્તાદોથી સરખી જ ઠગાતી હોય છે. જ્યાં ચેલા લાલચુ, ભયભીત કે આળસુ હોય, ત્યાં લોભી ગુરુને રહેવાને અવકાશ હોય જ.

સિદ્ધાંત વાત એ છે કે, માનવ્યના ગુણવિકાસ સિવાયનું બીજું કોઈ પણ ફળ મેળવવાની ઇચ્છા હોય અને તેના પ્રકૃતિગત નિયમનું પૂર્ણ શોધન થયું ન હોય, ત્યાં સુધી ગુરુ કે શિષ્ય બન્નેની બુદ્ધિમાં દોષ હોવાનો નિરંતર સંભવ છે જ. એટલે, વધારેમાં વધારે એટલું જ કહી શકાય કે માનવ્યના વિકાસ સિવાય કોઈ પણ બીજું ફળ મેળવવા માટેની પદ્ધતિ માટે માનવમાત્રની બુદ્ધિ ભૂલને

પાત્ર છે; એ વિષયમાં કોઈની પણ બુદ્ધિ હંમેશ માટે બિનચૂક હોવાની ખાતરી આપી શકાય નહિ. જેટલે અંશે પ્રકૃતિગત નિયમોનું શોધન થયું હોય, તેટલે અંશે કેટલાંક ક્ષેત્રોમાં એ ભૂલનો સંભવ ઓછો થાય; અથવા અમુક દેશ અથવા કાળ પૂરતો અચૂક રસ્તો સાંપડવાનો સંભવ ગણાય; પણ પ્રકૃતિ એટલી અનંત ભાસે છે કે એના શોધાયેલા ભાગ કરતાં શોધવાનો ભાગ વિશેષ જ રહેવાનો.

પણ જેની દૃષ્ટિ કેવળ પોતાના માનવ્યના વિકાસ પર જ છે, જે વિશ્વમાં માનવ્યને જ શોધતો ફરે છે, જે બુદ્ધિથી કે દૃષ્ટિથી એ પ્રાપ્ત કરી શકાય તે બુદ્ધિ અને દૃષ્ટિ મેળવવા ગુરુ પાસે જાય છે, તેને ગુરુસ્વીકાર માટે પશ્ચાત્તાપ કરવાનું કદી કારણ મળતું નથી. એને ગુરુ છેતરી શકતો નથી કે એ છેતરાઈ શકતો નથી. જ્યાં એ જેટલો માનવ્યનો વિકાસ જુએ છે, તેટલો એ લઈ શકે છે, અને જ્યાં એના જોવામાં આવે છે કે એની જાણમાં આવેલા કોઈ પણ મનુષ્ય કરતાં અમુક વ્યક્તિમાં માનવ્યનો વિકાસ અનંત ગણો વિશેષ છે ત્યાં વિશ્વમાં એવી કઈ શક્તિ છે, કે જે એને એનો ભક્ત થતાં રોકી શકે? જેમ પાણી ઢળાણ તરફ જ દોડે તેમ એના ચિત્તને એવા મનુષ્યોત્તમની ભક્તિ કર્યા વિના છૂટકો જ થતો નથી. જેણે માનવ્ય સિવાય બીજા કોઈ ફળની અપેક્ષાએ એનું ચરણ ઝાલ્યું હશે તેને વિષે એવી ખાતરી આપી શકાય નહિ. એણે ધારેલું ફળ મળે નહિ, અથવા ફળ મળી શકે તે પહેલાં જ એનું ધૈર્ય ખૂટી જાય તોપણ, એ એનો ત્યાગ કરે એવો સંભવ છે. દોષ મનુષ્યમાં રહેલી ગુરુભક્તિની વૃત્તિનો નથી, પણ મનુષ્યત્વ

સિવાય બીજી વસ્તુની લાલસાનો અને તેને માટે જોઈએ તેના કરતાં ઓછા પુરુષાર્થ અને ધૈર્યનો છે.

પણ આ તો રેંટિયા પરથી ગુરુભક્તિ ઉપર આવ્યા. મૂળ મુદ્દા પર આવતાં જણાશે કે, જો માનવ્યનો વિકાસ એ જ મનુષ્યની અમૂલ્ય સંપત્તિ હોય, જો અપરિમિત ન્યાયવૃત્તિ એ માનવ્યનું એક આવશ્યક અંગ હોય, તો એ ઠરે છે કે જે મનુષ્ય, પોતાના આવશ્યક ભોગોની ઉત્પત્તિ તથા બનાવટમાં દિવસના જેટલા કલાકની નિયમિત મહેનત સમાતી હોય, તેનાથી જેટલું ઓછું આપે છે, તેને માટે તે— ગીતાના શબ્દોમાં કહીએ તો—स्तेन एव सः (ચોર બને છે). એમાંથી બે જ રીતે તે છૂટી શકેઃ શારીરિક ઉપભોગો ઓછા કરી, એ રીતે સમયનો બચાવ કરી, બચેલા સમયમાં બૌદ્ધિક અભિલાષાઓ પૂરી કરે, અથવા બીજાની ઇચ્છાને અધીન થઈ, બીજાની નિઃસહાયતા જોઈ (એના હિતને માટે સમય આપવો જ પડે છે—ન આપવામાંયે સમાજ પ્રત્યેનો ધર્મ પળાતો નથી—એમ જોઈ) શારીરિક શ્રમની ફરજમાંથી અલગ રહે. ઉદાહરણઃ માંદાની માવજત માટે, શિષ્યની જિજ્ઞાસાતૃપ્તિ માટે, દેશના રક્ષણ માટે, ઇત્યાદિ. પણ એવી પરિસ્થિતિમાં 'यदृच्छालाभसंतुष्ट' એ જ એના જીવનનો નિયમ થઈ શકે. એ શારીરિક ભોગો ઓછામાં ઓછા કરે, અને સમાજ પોતાની ખુશીથી જેટલી એની કાળજી લે તેટલાથી અધિકની અપેક્ષા ન રાખે. એની નિશાની એ કે, સેવા માટે પણ એ દીનવૃત્તિથી યાચક ન બને. આપણે ઇચ્છીએ કે ન ઇચ્છીએ જગતમાં બુદ્ધિ અને શક્તિની વિષમતા છેઃ— રોગ,

બાળપણુ, ઘડપણુ વગેરે પરવશ કરનારાં કારણો છે. એટલે, આવી સ્થિતિ ન હોવી એ શક્ય નથી. પણ આવી સ્થિતિમાં ધર્મમાર્ગ ઉપર કહ્યો તેવો જ હોઈ શકે.

આમ હોવાથી, હાથવણાટના અભાવને દેશાગ્નિના ભસ્માંશ સાથે સરખાવવામાં કવિત્વ રહેલું છે ખરું, પણ એથી સ્થિતિનો ખરો ખ્યાલ આવે છે એમ ખાતરી નથી. કાવ્યમય કલ્પના અનેક પ્રકારે થઈ શકે. કોઈ એમ પણ કહે કે ખાદીનો પુનરુદ્ધાર દેશાગ્નિ પર પાણીનો મારો કરવા માટે નથી, પણ એક અર્ધદગ્ધ મકાનને વિશેષ બળતું અટકાવવા અને બળેલા ભાગને સમું કરવાનો પ્રયત્ન છે.

કવિત્વના અભાવને લીધે કઈ કલ્પના વિશેષ સુંદર છે એનો નિર્ણય કરવા હું અસમર્થ છું. અને બન્ને કલ્પનાઓ જ હોવાથી વિવેકથી વિચારવા માટે બન્ને છોડી દેવા જેવી સમજું છું. એથી દેશની આગ હોલવાશે કે નહિ અથવા કેટલી હોલવાશે એ વાત ભવિષ્યના ઉદરમાં રહેલી છે. એની કલ્પના કરવી નિરર્થક છે. રેંટિયો ચલાવવામાં શુદ્ધ ન્યાય રહેલો છે, માનવ્યના વિકાસને રેંટિયો વિરોધી નથી, એથી દેશની નિર્ધનતા એક પૈસા જેટલી પણ ઓછી થઈ શકે એમ છે, એ ચલાવવાંમાં જગતની કોઈ પણ વ્યક્તિની હિંસા થતી નથી, આખું જગત રેંટિયાધર્મ સ્વીકારે તો તેથીયે કોઈનું નુકસાન થવાનું નથી અને વસ્ત્ર વિના શરીરનો નિર્વાહ હવે થઈ શકતો નથી—એટલાં કારણો કંતામણવણાટને ધર્મ-કર્મ ઠરાવવા માટે મને પૂરતાં જણાય છે.

ઉપસંહારમાં—

(૧) અબુદ્ધિનો નાશ, અને સ્વબુદ્ધિનો વિકાસ કરવો એ દેશની સમસ્યા છે—એ સાચું છે;

(૨) એનો ઉકેલ 'કેળવણી' છે એ સાચું છે; પણ

(૩) એ 'કેળવણી' તે પાંડિત્ય નહિ—ભાષાજ્ઞાન, સાહિત્ય-સંગીત-કળાઓનું જ્ઞાન, દર્શનશાસ્ત્રોનું જ્ઞાન, કે વૈજ્ઞાનિક વિદ્યાઓનું જ્ઞાન નહિ; એ ગૌણ કેળવણી છે.

(૪) ગૌણ કેળવણી તે સાચી કેળવણીની સાથે હોય તો ઉપકારક થઈ શકે, પણ સાચી કેળવણી વિના એ મનુષ્યત્વના વિકાસ માટે નકામી જ છે.

(૫) કેવળ એવી જાતની કેળવણીનો અતિસ્વાદ એ વિષયવાસના જ છે; જેમ યોગ્ય કરતાં અધિક શબ્દસ્પર્શાદિકનો ઉપભોગ એ ઇંદ્રિયોનો સ્વચ્છંદ છે, તેવો જ એ બુદ્ધિનો સ્વચ્છંદ છે; એમાં ઉન્નતિ નથી.

(૬) અબુદ્ધિનાં મૂળ, ભય, લાલસા અને અપુરુષાર્થ છે.

(૭) કેવળ કર્તૃત્વ અથવા કેવળ સંતોષ પ્રગતિકારક કે સુખકારક નથી. બન્નેનો યથાયોગ્ય મેળાપ જોઈએ.

(૮) સાચી કેળવણી એટલે એ મૂળોનો ઉચ્છેદ, અથવા માનવ્યનો વિકાસ, અથવા દૈવી સંપત્તિઓનો ઉત્કર્ષ.

(૯) ગૌણ કેળવણી વિના સાચી કેળવણી હોઈ શકે, અને સાચી કેળવણી વિનાની ગૌણ કેળવણી પણ લઈ શકાય.

(૧૦) સાચી કેળવણી માટે કોઈ રાજમાર્ગ નથી; સત્પુરુષોનાં જીવનચરિત્ર, એમનો સમાગમ, સેવા, અને એમની ઉદાત્તતા પ્રાપ્ત કરવાની ઇચ્છા અને તે માટે વિચારમય પુરુષાર્થ એ જ એનાં પાઠ્ય-પુસ્તકો છે. જેમ

બીજી વિદ્યાઓમાં તેમ સાચી કેળવણીની જિજ્ઞાસા માટે પણ સત્પુરુષો તરફથી એ વિષયના ઉપદેશ દ્વારા અને તેમનાં ચરિત્ર દ્વારા પડતા સંસ્કારોથી તેની ભૂમિકા તૈયાર થઈ શકે ખરી.

(૧૧) સાચી કેળવણીને પરિણામે નિર્ભયતા, નિર્લોભતા અને પુરુષાર્થ વધે, અને શુદ્ધ વિચાર જાગ્રત થતો જાય. એ માર્ગે ચાલતાં અનાયાસે અનેક ગૌણ વિદ્યાઓ પણ ખીલે. ગૌણ વિદ્યાઓ રસ્તે ચાલતાં આવનારાં ફળઝાડોના જેવી છે; ક્ષુધા મટાડવા એનો ઉપયોગ કર્યો હોય ત્યાં સુધી એ યોગ્ય છે; પણ માણસ એમાં જ લુબ્ધ થઈ અટકી પડે તો પ્રવાસ પૂરો ન થાય — માનવ્યની પ્રાપ્તિ ન થાય.

(૧૨) સાચી કેળવણીમાં કોઈ પણ શુદ્ધ કર્મ વિઘ્નરૂપ નથી.

(૧૩) શરીરની સગવડનાં સાધનો ઉત્પન્ન કરવા કે બનાવવામાં પોતાનો જે પૂર્ણ હિસ્સો ન આપે તે 'સ્તેન' છે. એમાંથી બે રીતે ઊગરી શકાય: ઉપભોગો ઓછા કરીને અને બચત સમયમાં બૌદ્ધિક અભિલાષાઓ તૃપ્ત કરવાથી, અથવા બીજાની ગરજ કે વિનંતિને વશ થઈ સેવાભાવનાથી 'યદચ્છાલાભસંતુષ્ટ'ની વૃત્તિ સ્વીકારીને.

(૧૪) ગુરુભક્તિ કે પરબુદ્ધિની સહાય લેવાની વૃત્તિ એ અનર્થનું કારણ નથી; અનર્થનું કારણ તો અબુદ્ધિનાં મૂળો જ છે.

(૧૫) માનવ્ય માટે તો ગુરુભક્તિ એ ઉદાત્ત વૃત્તિ હોઈ ઉન્નતિકારક છે. અને પરબુદ્ધિની સહાય સ્વબુદ્ધિની

ઉન્નતિ માટે આવશ્યક ખોરાક જ છે. એની મને અપેક્ષા નથી એ માનવામાં ભ્રમ, ગર્વ કે કૃતઘ્નતા રહેલાં છે.

(૧૬) માનવ્યના વિકાસ સિવાય બીજાં ફળો પ્રાપ્ત કરવા માટે કોઈનીયે બુદ્ધિ અચૂક છે એમ ખાતરીપૂર્વક કહી શકાય નહિ. જેટલે અંશે પ્રકૃતિના નિયમોનું સંશોધન થયું હોય તેટલે અંશે દોષ ઓછા થવાનો સંભવ રહે, અથવા અમુક દેશ અથવા કાળ માટે અમુક રસ્તો સાંપડવાનો સંભવ રહે, પણ પ્રકૃતિની અનંતતાને લીધે ઘણું તો તે વિષય પૂરતી બુદ્ધિ નિર્દોષ હોવાનો સંભવ છે, એટલું જ જણાવી શકાય.

(૧૭) ગૌણ કેળવણીમાં ભૌતિક તેમ જ ચિત્તપ્રકૃતિનું શોધન સાચી કેળવણીમાં સૌથી વિશેષ લાભકારક થાય એ શક્ય છે, પણ થાય જ એમ ખાતરી નથી.

(પહેલી વાર યુગધર્મ, માઘ ૧૯૮૦—ફરી સુધારેલો)

१

# ઇતિહાસ વિષે દૃષ્ટિ

મનુષ્યના વ્યક્તિગત વિકાસમાં પોતાના જીવનના સર્વે અનુભવોની સ્મૃતિ તાજી રહેવાનું જે મહત્ત્વ છે, તે જ મહત્ત્વ પ્રજાના વિકાસમાં ઇતિહાસને છે. કેટલાક માણસો બીજાનો અનુભવ તપાસી કેટલોક બોધ લે છે; કેટલાક પોતાને થયેલા અનુભવથી ઘડાય છે; કેટલાક વારંવાર અનુભવ મળ્યા છતાં કાંઈ ઘડાતા ન હોય એમ જણાય છે.

આ ભેદોનાં અનેક કારણો છે. તે પૈકી એક કારણ તે માણસોની અનુભવોની સ્મૃતિની વત્તીઓછી જાગૃતિ હોય છે. સાવધાનપણે કે અસાવધપણે થયેલો દરેક અનુભવ આપણા ઉપર કાંઈક સંસ્કાર પાડે છે; દરેક સંસ્કાર આપણાં શરીર, ઇંદ્રિયો, મન, બુદ્ધિ, ગુણ વગેરેમાં કાંઈક ફેરફાર કરે છે; એક ક્ષણ પહેલાં આપણે

હતા તેથી કાંઈક જુદા બનાવે છે. જે અનુભવો વારંવાર થાય છે, તેમની અસર આપણું જીવનબંધારણ કાંઈક ખાસ રીતે સ્થિર કરે છે; જે અનુભવો ક્વચિત જ થાય છે, તેમની અસર સ્પષ્ટ ન હોવાથી અજાણી રહે છે. અનુભવ સાવધપણે મેળવ્યો હોય તો એવો અનુભવ ફરી મેળવવો કે નહિ તથા એમાં કેવા પ્રકારનો ફેરફાર કરવો એ બાબતમાં એ ઇરાદાપૂર્વક પોતાને દોરી શકે છે. અસાવધપણામાં મેળવેલા અનુભવો જીવન પર સંસ્કારો તો પાડે છે, પણ આપણા જીવનને ઇરાદાપૂર્વક દોરવાના પ્રયત્નમાં આપણે એમનો વિશેષ ઉપયોગ કરી શકતા નથી. એ સંસ્કારોની અસર તે પ્રાકૃતિક પ્રેરણા (natural instinct) જેવી કહી શકાય. જે જે સંસ્કારો અસાવધપણે મળ્યા હોય છે તેમાં ફેરફાર કરવા કઠણ થાય છે; કારણ કે એ સંસ્કારના બળથી થયેલી ક્રિયા ઘણી વાર આપણા લક્ષમાં આવતી નથી. અને, આવવા માંડે છે ત્યારે પણ, ક્રિયા થઈ ગયા પછી લક્ષ ખેંચાય છે. એવા સંસ્કારોને વશ થવું એ સહજ હોય છે; એમને વશ કરવા કઠણ થાય છે.

એવા અસાવધપણે મળેલા સંસ્કારોમાં જન્મના તથા બચપણના સંસ્કારો મુખ્ય છે; અને ત્યાર પછી પણ જેટલે અંશે જે માણસની સાવધાનતા ઓછી તેટલે અંશે એવા સંસ્કારોનો જમાવ વધારે થાય છે.

સાવધપણે મળેલા અનુભવો ભુલાઈ ગયા જેવા લાગતા હોય અને લાંબો કાળ વીતી ગયો હોય તોયે એની સ્મૃતિ પ્રયત્નથી જલદી જાગ્રત કરી શકાય છે. અસાવધ-

પણામાં મેળવેલા સંસ્કારોનાં પરિણામ જોઈ શકાય છે, પણ એ અનુભવો થોડા કાળ પહેલાંના હોય તોયે એની વિગતો યાદ કરવી કઠણ અથવા લગભગ અશક્ય થઈ પડે છે. બીજા સાક્ષીની મદદથી એની કેટલીક વિગતો કદાચ યાદ કરી શકાય; પણ સર્વે વિગતો યાદ કરવી મુશ્કેલ છે. અસાવધ દશામાં એ ક્ષણ પર બોલાયેલા શબ્દો કે ઊઠેલો વિચાર આપણે યાદ કરી શકતા નથી; સાવધ દશામાં બે–અઢી વર્ષની ઉમ્મરે કરેલા અનુભવો પણ યાદ રહી ગયેલા હોય છે.

જન્મથી જ આપણે ઘણા સંસ્કારો લઈને આવીએ છીએ એમાં શક નથી. બાળક કાંઈ કોરું પાનું, કે માટીનો લોંદો, કે મીણનો રસ નથી કે જેના ઉપર જેવા સંસ્કાર પાડવા હોય તેવા સહજપણે પાડી શકાય. એ સંસ્કારોને આનુવંશિક, પૂર્વ જન્મના કે બન્નેના કહેવા એ ચર્ચામાં પડવાની જરૂર નથી. પણ આનુવંશિક સંસ્કારો કહીએ તો આપણા પૂર્વજોએ પ્રાપ્ત કરેલા અનુભવોથી દૃઢ થયેલી પ્રકૃતિ, અને પૂર્વ જન્મના સંસ્કારો કહીએ તો આપણે પૂર્વ જીવનમાં પ્રાપ્ત કરેલા અનુભવોથી દૃઢ થયેલી પ્રકૃતિ, બન્ને કહો તો બન્નેના મિશ્ર બળથી દૃઢ થયેલી પ્રકૃતિ. જે અનુભવોથી એ સંસ્કારો પૂર્વજોને કે આપણને થયા એ અનુભવોની આજે સ્મૃતિ જાગ્રત કરવી અત્યંત મુશ્કેલ છે; જો કાંઈક સ્મૃતિ જાગ્રત કરી શકાય તોયે તે અનાદિ ભૂતકાળના કોઈ અણુ જેટલા વિભાગની, અને જીવનની વિવિધ બાજુઓ પૈકી એકાદ બાજુની જ કરી શકાય.

પણ એવા અપાર અનુભવોથી ઊપજેલા સંસ્કારોએ આપણી પ્રકૃતિ ઘડેલી છે. એ અનાદિ ભૂતકાળમાં કેટલાયે સંસ્કારો દૃઢ થયા હશે, વળી વિરોધી અનુભવોને પરિણામે ભૂંસાઈ ગયા જેવા થયા હશે અને ઊલટા સંસ્કારો દૃઢ થયા હશે, અને એવી ફરી દૃઢતા અને ફરી લોપની કેટલીયે આવૃત્તિઓ થઈ હશે, તે કોણ કહી શકે? આપણા સંસ્કારો પૈકી કેટલાક અતિ અર્વાચીન છતાં બહુ બળવાન નહિ જણાતા હોય; કેટલાક બળવાન જણાતા હશે, છતાં છેક આપણી કીટદશાની નિશાની હશે. કેટલાક સંસ્કારો અર્વાચીન હોવાથી બળવાન હશે, અને કેટલાક પ્રાચીન હોવાથી લગભગ લોપ પામ્યા હશે.

વિજ્ઞાનશાસ્ત્રીઓ કહે છે કે બાળક પોતાના આ જીવનની પહેલી ક્ષણથી માંડીને એ યુવાવસ્થાએ પહોંચે ત્યાં સુધીમાં પોતાના અત્યંત પ્રાચીન પૂર્વજથી માંડીને પોતાના માતાપિતાના જીવન સુધીનું ટૂંકામાં દર્શન કરાવે છે; જે જે અનુભવોને લીધે પૂર્વજોના જીવનમાં જે જે ફેરફાર થયો તે સર્વ ફેરફારોની સાક્ષી દરેક બાળક ટૂંકામાં આપે છે.

આપણને ભૂતકાળના અનુભવોની — ઇતિહાસની — વિગતોની સ્મૃતિ નથી; પણ એ અનુભવોએ કરેલા ફેરફારો આપણે આ જીવનમાંયે અનુભવ્યા છે; અને આપણી આજની સ્થિતિ એ સંસ્કારોના ફળરૂપે છે. ઇતિહાસનું જ્ઞાન આપણને ન હોય, પણ ઇતિહાસનું પરિણામ શું આવ્યું તે આપણાથી અજાણ્યું નથી. એ આપણું આજનું જીવન છે.

વ્યક્તિ અને સમાજ બંનેને આ તત્ત્વ લાગુ પડે છે.

હવે એક બીજી વાત વિચારીએ. એમ કહેવાય છે કે, જુદી જુદી પ્રજાના ઇતિહાસ જાણવાથી આપણે ડાહ્યા થઈ શકીએ. બીજી પ્રજાએ જે ભૂલો કરી હોય તે ભૂલોમાંથી આપણે ઊગરી જઈ શકીએ. બીજી પ્રજાઓને અમુક સ્થિતિએ પહોંચવા માટે જે કઠણ અનુભવોમાંથી જવું પડ્યું હોય, તે સ્થિતિને તે કઠણ પ્રસંગોમાંથી ગયા વિના મેળવી શકીએ. આ વિચાર તદ્દન સાચો હોય એમ જણાતું નથી. કેટલા માણસો બીજાને વાગેલી ઠોકરોથી ડાહ્યા થયાનો આપણને અનુભવ થાય છે? કેટલી પ્રજાઓએ બીજી પ્રજાઓની જે દુર્ગુણોને લીધે પડતી થઈ તે જાણ્યા છતાં ને દુર્ગુણોને પોતે પોષ્યા નથી? કેટલી પ્રજાઓએ નામશેષ થયેલી પ્રજાનો ઇતિહાસ જાણી રાજ્યવિસ્તારની મહત્ત્વાકાંક્ષા વિષે વૈરાગ્ય ધાર્યો છે? હકીકતે એ જણાય છે કે દરેક માણસ તેમ જ પ્રજાને વિકાસના કોઈ એક નિશ્ચિત ક્રમમાંથી પસાર થવું પડે છે. અમુક ભૂમિકાઓમાંથી પસાર થયા વિના જેમ કોઈ પણ મનુષ્યયોનિનો જીવ મનુષ્ય–શરીરની પૂર્ણતા પ્રાપ્ત કરતો નથી, તેમ પ્રજા પ્રજા તરીકેની પૂર્ણતા પ્રાપ્ત કરતી નથી.

વળી, વિકાસનો એક નિયમ એવો જણાય છે કે, દરેક જીવ એના નાશનાં બીજોને લઈને જન્મે છે. એમ જ દરેક પ્રજા પણ પોતાના નાશનાં બીજો ધરાવે છે. કેવળ ઇતિહાસના જ્ઞાનથી એ નાશનાં બીજોને ફાલતાં અટકાવી શકાય કે કેમ એ શંકાભરેલું છે. પણ જેમ જીવનો તેમ પ્રજાનોયે પુરુષાર્થ એ નાશને દૂર કરવા તરફ હોઈ શકે.

ત્યારે ઇતિહાસના જ્ઞાનનું ફળ શું? અને તે જ્ઞાન મેળવવાનું ધ્યેય શું?

દરેક અનુભવ આપણા શરીર પર ક્રિયા દ્વારા ચિત્ત ઉપર સંસ્કાર પાડે છે, અને દરેક સંસ્કાર આપણા શરીરના કોઈક ભાગમાં તેની અસર ઉપજાવે છે. દરેક સંસ્કાર એક બાજુથી કોઈક ગુણ * નિર્માણ કરે છે, અને બીજી બાજુથી કાંઈક શારીરિક ફેરફાર કરે છે. જેમ વીજળીનો દીવો તાર દ્વારા અદૃશ્યપણે વહેતી શક્તિને પ્રકટ કરે છે, તેમ આપણાં શરીર, મન, બુદ્ધિ, જીવન આપણામાં અદૃશ્યપણે વહેતી ગુણશક્તિની અભિવ્યક્તિ છે. સામાન્ય માણસો અતિશય સાવધ નથી હોતા. એકનો એક સંસ્કાર વારંવાર પાડવામાં આવે, તો એથી કોઈક ગુણો એમનામાં નિર્માણ થયા વિના રહે નહિ.

લેખકોએ, ઉપદેશકોએ, શિક્ષકોએ, દેશનેતાઓએ આ નિયમ જાણે-અજાણે પિછાણેલો હોય છે. તેથી પ્રજામાં જે ગુણોને તેઓ નિર્માણ થયેલા જોવા ઇચ્છે, તેને અનુકૂળ સંસ્કારો પાડવા એમનો સતત પ્રયાસ થાય છે.

આ નિયમનો ઉપયોગ દરેક જમાનામાં અનેક ઓછીવત્તી મહત્ત્વાકાંક્ષાવાળા પુરુષો કરે છે; પણ એનો હંમેશાં સદુપયોગ જ થાય છે, કે વિવેકયુક્ત વિચારથી જ થાય છે એમ નથી બનતું. કોઈક વાર પોતાની સ્વાર્થસિદ્ધિ માટે પ્રજાને હથિયાર બનાવવા આ નિયમનો ઉપયોગ કરવામાં આવે છે; કોઈ વાર પોતાના ગુણો વિષેના

---

* જેવા કે દયા-ક્રૂરતા, લોભ-ઉદારતા, ક્ષમા-શિક્ષા, શૌર્ય-ડરપોકપણું, હિંસા-અહિંસા ઇ૦

પક્ષપાતથી એવા ગુણો નિર્માણ કરવા આવી પ્રવૃત્તિ થાય છે; કોઈક વાર તાત્કાલિક પરિણામો ઉપજાવવાની લાલચથી કેટલાક સંસ્કારો પાડવામાં આવે છે; કોઈ વાર ઇરાદા વિના, કોઈ વાર ઇરાદાપૂર્વક, કોઈ વાર મોહથી, કોઈ વાર વિવેકબુદ્ધિથી અમુક સંસ્કારો પાડવાની પ્રવૃત્તિ પ્રજાના વિવિધ વૃત્તિવાળા માણસો વિવિધરૂપે કરે છે. આ યુગમાં તો એવા સંસ્કાર નાંખનારાઓની સંખ્યા અને તેમની સંસ્કૃતિઓ અગણિત છે; અને એવા અનેકની અસર પ્રત્યેક માણસ પર થાય છે; તેથી વિવિધ પ્રકારના પરસ્પર વિરોધી સંસ્કારોને એકી વખતે પોષતા માણસો પણ જોવામાં આવે છે. એ બધામાં તાજુબી એ હોય છે કે સામાન્ય રીતે મારામાં રહેલા વિરોધી સંસ્કારોનો વિરોધ હું જોઈ શકતો નથી; કોઈ વિરોધ બતાવે તો હું માની શકતો નથી; મને એમાં સુસંગતતા જ જણાતી હોય છે.

આમ પ્રજાને ઘડવાની ઇચ્છા રાખનારાઓમાં ઇતિહાસવેત્તા એક છે.

પ્રજાને ઘડનારાઓના મુત્સદ્દી અને ધર્મોપદેશક એવા બે વિભાગ પાડીએ, તો ઇતિહાસવેત્તા ઘણુંખરું મુત્સદ્દી વર્ગનો જણાશે. બન્ને સંસ્કાર નાંખવાની ઇરાદાપૂર્વક પ્રવૃત્તિ કરનારા હોય છે; પણ ઘણી વાર મુત્સદ્દીની પ્રવૃત્તિમાં ચોખ્ખી યોજના (scheme) વિશેષ જણાય છે; પણ એ સદ્‌હેતુવાળી જ હોય છે એવું નહિ કહી શકાય; મોટે ભાગે રાગ-દ્વેષાત્મક હેતુ જ હોય છે. ધર્મોપદેશકની પ્રવૃત્તિમાં ઓછીવત્તી તત્ત્વદૃષ્ટિ હોય છે, પણ સ્વાર્થને અભાવે કે અન્ય કારણને લીધે તેનામાં ચોખ્ખી યોજના નથી જણાતી

એમ બને છે; પણ એનો આશય વિશેષ શુદ્ધ હોય છે. આમાં બન્ને બાજુએ અપવાદો હોઈ શકે, પણ ઘણુંખરું આ સ્થિતિ હોય છે.

દાખલા તરીકે આપણા દેશના અંગ્રેજ મુત્સદ્દીઓએ ઇતિહાસનો ઉપયોગ અંગ્રેજો પ્રત્યે આદર અને દેશી લોકો પ્રત્યે ઘૃણા ઉત્પન્ન થાય એ રીતે કર્યો છે. રાષ્ટ્રીય મુત્સદ્દીઓમાં ઇતિહાસના શિક્ષણમાં એથી ઊલટું વલણ જણાવા લાગ્યું છે. કહે છે કે થોડાંક વર્ષો પર અમેરિકાની ઇતિહાસ શીખવવાની પદ્ધતિમાં અંગ્રેજ પ્રજા પ્રત્યે દ્વેષ થાય એવું વલણ રાખવામાં આવતું. હવે ત્યાંના મુત્સદ્દીઓનું વલણ બદલાયું છે, અને તેથી અત્યાર સુધીનાં ઇતિહાસનાં પાઠ્ય-પુસ્તકો રદ કરી નવાં રચવા પ્રવૃત્તિ થઈ રહી છે. જર્મનીમાં કેટલાંક વર્ષો પર ઇતિહાસ એવી રીતે ચીતરવામાં આવતો કે જેથી બાળકોનાં મન પર નાનપણથી એવા સંસ્કાર પડે કે કૈસર વિના જર્મનીનું પારાવાર નુકસાન થાય, અને કૈસરની સત્તા ટકાવી રાખવામાં જર્મન પ્રજાના સ્વાર્થ અને ધર્મ રહેલા છે.

બે પાડોશીઓ વચ્ચે તકરાર થાય છે, ત્યારે પચીસ પચીસ વર્ષની જૂની વાતો યાદ કરી કરીને બન્ને એક બીજાને મહેણાં મારે છે. બન્ને જણા પોતે કરેલા ઉપકારો અને બીજાએ બતાવેલી નીચતાને જ યાદ કરી શકે છે; ક્રોધના વેગને લીધે સામાએ કરેલા ઉપકારો કે પોતે કરેલા અન્યાય યાદ નથી આવતા, અને યાદ કરાવવામાં આવે તોયે એનું મહત્ત્વ નથી લાગતું. બન્નેની તકરારોને ઉગ્ર સ્વરૂપ આપી દેવાને માટે એ રીત બારે

અસરકારક હોય, પણ એ તકરાર સાંભળી આપણે બન્ને વિષે મત બાંધવા બેસીએ તો તે ખોટો બંધાયા વિના રહે નહિ. દ્વેષમાં દોરેલું ચિત્ર ખોટું જ થાય.

એ રીતે જ આ પ્રમાણે લખાયેલા અને શીખેલા ઇતિહાસમાંથી ભૂતકાળમાં બનેલા બનાવોનું સત્ય જ્ઞાન મેળવવાની આશા વ્યર્થ જાય છે. એક તો મુત્સદ્દી એટલે સામાન્ય રીતે બહાર હોય તેના કરતાં દશ ગણો વધારે ઊંડો માણસ. કોઈ કાર્ય કરતી વખતે પોતાના મળતિયાઓ સાથે જે હેતુઓ નક્કી કર્યા હોય, તેથી કોઈ જુદા જ જાહેર કરે; મળતિયાઓ વિષેના પણ વિશ્વાસ–અવિશ્વાસના પ્રમાણમાં તેમની સાથે જે ચર્ચા થઈ હોય તેથી કેટલુંયે વધારે અને જુદું એમના હૃદયમાં ભર્યું હોય એમ બને. આવા બે પક્ષના મુત્સદ્દીઓ જે રીતે પરસ્પર વ્યવહાર કરે, તે બાબતમાં ખરેખરી હકીકત શું બની, તે તે વખતના લોકોને — અતિ નિકટમાં રહેલા માણસને પણ — ઘણી વાર જણાય નહિ, તો લાંબા કાળ પછી ઇતિહાસસંશોધકનાં અનુમાનો સાચો પ્રકાશ પાડનારાં થાય એ કેટલું કઠણ છે! એ સાચું છે કે, કોઈ વાર લાંબે કાળે અતકર્યપણે સત્ય પ્રગટ થઈ આવે છે; પણ એવું દરેક બાબત માટે થતું હશે કે કેમ એ શંકા છે, અને તેમ થતું હોય તોયે કેટલા બધા કાળ સુધી, પ્રજાના કેટલા મોટા ભાગને ભ્રમમાં જ રહેવું પડે છે! ઇતિહાસનાં પાત્રોની મુત્સદ્દીગીરીને લીધે થતી આ એક મુશ્કેલી.

ઇતિહાસના લખનારા પુનઃ મુત્સદ્દી જ હોવાને લીધે એમાં એ લોકો અનેક રીતે અસત્ય ભેળવે. દા. ત., (૧)

તદ્દન જૂઠી વાતો ઉપજાવી કાઢીને; (૨) સાચી વાતો દાબી દઈને; (૩) પોતાના ઉદ્દેશને અનુકૂળ સત્ય હકીકતોની ઉપર ઓપ ચડાવી વધારે આકર્ષક બનાવીને; (૪) પોતાને પ્રતિકૂળ સત્ય હકીકતોને ગૌણ બતાવીને; (૫) છૂટક છૂટક સત્ય હકીકતો વચ્ચે અસત્ય સંબંધ બેસાડીને; (૬) પુષ્કળ સત્યમાં થોડુંક — પણ પોતાના ઉદ્દેશને અત્યંત મહત્ત્વનું — જૂઠાણું ભેળવી દઈને.

વકીલો સારી પેઠે જાણે છે કે તદ્દન સાચા સાક્ષીને તોડવો લગભગ અશક્ય હોય છે; તદ્દન જૂઠાને પકડવો કઠણ નથી; પણ પુષ્કળ સાચી હકીકતમાં પોતાના પક્ષને લાભ થાય એવું થોડું અસત્ય બોલનાર સાક્ષીને તોડવો વિકટ કામ છે. એક મનોરંજક ઉદાહરણથી આ વાત સ્પષ્ટ થશે. એક ગામમાં પ્લેગ ફાટી નીકળ્યો. તેમાં તે ગામની એક ધનાઢ્ય બાઈના બે છોકરા સપડાયા; અને બંને બે ત્રણ દિવસને આંતરે મરી ગયા. મોટો છોકરો પરણેલો હોઈ એક વિધવા મૂકી ગયો. ઘણે વર્ષે સાસુ–વહુ વચ્ચે તકરાર જાગી. મુદ્દો એ હતો કે મોટો છોકરો પહેલો મરી ગયો હોય તો નાના છોકરાની વારસ તરીકે મા સર્વ મિલકતની માલિક બને, અને નાનો છોકરો પહેલો મરી ગયો હોય તો વહુ માલિક બને; એટલે સાસુનો પક્ષ કહે કે મોટો દીકરો પહેલો મૂઓ, અને વહુ કહે કે નાનો દીકરો પહેલો મૂઓ. જન્મ–મરણની નોંધમાં ઘાલમેલ થઈ, અને તેથી એની સાક્ષી નકામી જેવી થઈ પડી, અને મોટે ભાગે સગાંવહાલાં અને ગામના લોકોની સાક્ષી પર આધાર રાખવાનું થયું. સગાં–વહાલાં સાસુ કે વહુ પ્રત્યેની સહાનુભૂતિ પ્રમાણે

એક પક્ષનાં કે બીજા પક્ષનાં થયાં. હવે બન્ને પક્ષના સાક્ષીદારો જે હકીકત રજૂ કરે તે ઘણી ખરી સાચી હોય; માત્ર સાસુના સાક્ષીદારો જે બનાવ રવિવારે બનેલો જણાવે, અથવા જે ઠેકાણે મોટાનું નામ બોલે, તે ઠેકાણે વહુના સાક્ષીદારો બુધવાર કહે, અથવા નાનાનું નામ બોલે. આવે ઠેકાણે 'અસત્ય શોધવું કઠણ થાય છે. મૂળ પ્રસંગના વર્ણનમાંથી સત્યાસત્ય શોધવાને બદલે, કહેનારનાં પ્રતિષ્ઠા, ચારિત્ર, એક સાથે નિકટ સંબંધ, બીજા સાથે વેર, આડકતરી બીનાઓ રજૂ કરવામાં થયેલી અસંબદ્ધતા વગેરે ઉપરથી જ નિર્ણય કરવો આવશ્યક થાય.

ઇતિહાસલેખનમાં આવી ચાલાકી ઘણી વાર થયેલી હોય છે.

આ બધાં કારણોથી જે પુરુષ સંકુચિત રાષ્ટ્રીયતા કે અમુક પ્રજા કે પક્ષ પ્રત્યે રાગ કે દ્વેષ નિર્માણ કરાવવાના હેતુથી પર થવા ઇચ્છતો હોય, અને માત્ર જેમ પોતાનો વિકાસ કરવા પોતાના પાછલા જીવનનું અવલોકન કરે, તેમ પ્રજાના વિકાસ માટે પ્રજાના પાછલા જીવનનું અવલોકન થાય એ હેતુથી ઇતિહાસનું અધ્યયન-અધ્યાપન કરે, એણે ઇતિહાસ વિષે કેવી વૃત્તિ રાખવી જોઈએ એ બાબત હું નીચે મુજબ વિચારો પર આવ્યો છું:

૧. ઇતિહાસવેત્તાને પોતાની પ્રજાની આધુનિક સ્થિતિ, તેમાં જણાતા સદ્‌ગુણો કે દુર્ગુણો, તેમાં ન જણાતા ગુણો, તેના બુદ્ધિશાળી તેમ જ અબુદ્ધિશાળી વર્ગની રહેણીકરણી, વાસના-અભિલાષા, વગેરેનો ચોક્કસ ખ્યાલ હોવો જોઈએ. ટૂંકામાં કહીએ, તો પોતાની પ્રજાના આજના સંસ્કારોની

ઠીક ઠીક માહિતી હોવી જોઈએ. જીવનની એક વર્તમાન ક્ષણમાં કાળનો કેવળ એક કાલ્પનિક અંશ જ રહેલો નથી, પણ પ્રત્યેક વર્તમાન ક્ષણમાં અનાદિ ભૂતકાળનો સારરૂપે સંગ્રહ રહેલો છે.

૨. ઇતિહાસ એટલે પ્રજાનો કેવળ રાજકીય ઇતિહાસ નહિ, પણ પ્રજાના સમગ્ર જીવનનો ઇતિહાસ; અથવા નીતિશાસ્ત્રની પરિભાષામાં કહું તો પ્રજાના ગુણોના ઉદય અને અસ્તનો ઇતિહાસ. પ્રજાના જીવનમાં જે જે બનાવો બની ગયા, તે તે બનાવોથી પ્રજામાં કયા ગુણોનો ઉદય થયો, કયાની વૃદ્ધિ થઈ, કયાનો અસ્ત થયો એનું અધ્યયન. પ્રજાનો અમુક જય કે પરાજય, અમુક કાળની સમૃદ્ધિ કે ગરીબી કયાં આકસ્મિક તથા બાહ્ય કારણોને આભારી હતાં એટલું જ નહિ, પણ કયા ગુણના વિકાસ કે ઊણપ — અથવા કયા દોષની વૃદ્ધિને લીધે થયાં એનું અધ્યયન.

આ બાબતમાં નામશેષ થયેલી પ્રજાઓના ઇતિહાસનું અધ્યયન અનેક રીતે ઉપયોગી છે. એ પ્રજાઓનો ઇતિહાસ લખવામાં લેખકને મુત્સદ્દી દૃષ્ટિ રાખવાનું કાંઈ પ્રયોજન ન હોવાથી એનું અધ્યયન વિશેષ તટસ્થ દૃષ્ટિથી લખાયેલું હોવાનો સંભવ છે. એટલે એમાંથી એ પ્રજાના ગુણસ્વભાવના વિકાસના ક્રમ અને પરિણામનું સારી રીતે અવલોકન કરી શકાય. એવી અનેક પ્રજાઓના ઇતિહાસમાંથી માનવજાતિના ગુણ–સ્વભાવનાં ઉદય, ઉત્કર્ષ, રૂપાન્તર તથા અસ્તના કાંઈ સામાન્ય નિયમો છે કે કેમ તે શોધી શકાય, અને ચાલુ

પ્રજાઓમાંથી પ્રત્યેક પ્રજા અથવા તેના કોઈક ભાગની વિકાસની ભૂમિકા એ જૂની પ્રજાના કયા કાળની સ્થિતિને મળતી છે એ શોધી શકાય.

૩. હિંદુસ્તાનનો ઇતિહાસ શીખવવામાં અત્યાર સુધીની પદ્ધતિ મુસલમાન કાળથી શરૂ કરવાની હતી; પ્રાચીન કાળથી શરૂ કરવું એવો હવે મત થતો જાય છે. ઉપરના વિચારોને અનુસરીને હું એમ વિચાર ઉપર આવ્યો છું કે ઇતિહાસનું વિગતવાર શિક્ષણ વર્તમાનથી પ્રાચીનમાં જનારું હોવું જોઈએ. વિગતવાર શિક્ષણ શરૂ કર્યા પહેલાં પ્રાચીનથી માંડી આજ સુધીના આખા પ્રદેશ ઉપર એક ઉતાવળી કે ઉપરછલી દૃષ્ટિ અવશ્ય નાંખવી પડે. જે નાનકડા બીજમાંથી આપણા ઇતિહાસનું મંડાણ થયેલું જણાતું હોય ત્યાંથી માંડી હાલ સુધીનો કાંઈક ખ્યાલ આવી જાય એવું અવલોકન કરાવવું જરૂરનું છે; પણ વિગતવાર અધ્યયન વર્તમાનથી ધીમે ધીમે પાછલા યુગમાં જનારું જોઈએ. નદીનાં મૂળ તરફ જેમ ધીમે ધીમે ચાલીએ, તેવી રીતે પ્રજાના ભૂતકાળ તરફ જવું તદ્દન શક્ય નથી; એટલે વર્તમાન યુગની શરૂઆત પણ કોઈ ૨૫, ૫૦ કે ૧૦૦ વર્ષ પહેલાંના બનાવથી શરૂ કરવી પડે અને ત્યાંથી આજ સુધીના ઇતિહાસ ઉપર આવવું પડે એ હું સમજી શકું છું. એવી શરૂઆત ક્યાંથી કરવી એ ઇતિહાસલેખકો સહેલાઈથી ઠરાવી શકે; પણ બહુ દૂરના ભૂતકાળથી એની શરૂઆત ન થવી જોઈએ એમ લાગે છે. જે બનાવથી આપણી પ્રજાની હાલની સ્થિતિ તરફ આવવા પહેલો ધક્કો મળ્યો, તે બનાવથી વિગતવાર અભ્યાસ શરૂ કરવો જોઈએ. દાખલા

તરીકે હિંદુસ્તાનનો ઇતિહાસ યુરોપિયન કંપનીઓના કે ૧૮૫૭ના બળવાના કાળથી શરૂ કરવો જોઈએ.

આનું કારણ ફરીથી સમજાવું.

મેં ઉપર કહ્યું તેમ આપણા આજના જીવનમાં આપણો આખો ભૂતકાળ સારરૂપે સમાયો છે, અને ઇતિહાસવેત્તાને આપણી આજની સ્થિતિનું જેટલું બને તેટલું ચોક્કસ જ્ઞાન હોવું જોઈએ. આપણી આજની સ્થિતિ, સંસ્કારો, વિશેષતાઓ અને ખામીઓમાંથી કેટલાંક લગભગ સૃજન-જૂનાં હશે, આપણું વર્તમાન નિર્માણ કરવામાં એમનો ભાગ ઘણોયે હશે; પણ એવી રીતે એક સરખી રીતે ટકી રહેલો સંસ્કારોનો ભાગ સર્વ માનવજાતિમાં એક સરખી રીતે હોવાનો ઘણો સંભવ છે. કેવળ આપણી પ્રજામાં જ — સ્મૃતિરૂપે નહિ પણ જીવંતપણે જણાતા — અત્યંત પ્રાચીન કાળથી ચાલી આવેલા સંસ્કારોની સંખ્યા થોડીક હશે. સમગ્ર ઇતિહાસના સિંહાવલોકનમાં એનું નિરૂપણ કરવું જોઈએ. પણ વર્તમાન મોટપણના જીવનમાં આપણી પ્રજા જે જે ગુણસ્વભાવનું દર્શન કરાવે છે તે કેટલેક અંશે અર્વાચીન બળોને આભારી છે. આપણા વર્તમાન યુગનો ઇતિહાસ અમુક રીતે જ ઘડવામાં યુગના આદિકાળના વખતની આપણી સ્થિતિ અને ગુણસ્વભાવ કારણભૂત છે, પણ વર્તમાન દિવસની સ્થિતિ અને ગુણસ્વભાવ નિર્માણ કરવામાં વર્તમાન યુગનો ઇતિહાસ કારણભૂત છે. માટે વર્તમાન યુગના શરૂઆતના વખતની સમાજના જીવનની સમગ્ર સ્થિતિના નિરૂપણથી શરૂ કરી, વર્તમાનયુગનો ઇતિહાસ તપાસી આજની સ્થિતિના અવલોકન આગળ એનો અંત

આવવો જોઈએ; અને ઇતિહાસની આલોચનાથી ઊપજતાં અનુમાનો તથા વર્તમાન સ્થિતિનું પ્રત્યક્ષ અવલોકન એ બેનો ઠીક તાળો મળવો જોઈએ. અને આ હું ઇતિહાસના અધ્યયનનું મહત્ત્વનું પ્રયોજન સમજું છું. કુશળ ડાક્ટર રોગી પર પ્રત્યક્ષ રીતે જણાતાં આજનાં ચિહ્નોને બારીકાઈથી જુએ છે, છતાં એ રોગ સાથે સંબંધ ધરાવનારો રોગીના જીવનનો સર્વ ઇતિહાસ બારીકપણે જાણી લે છે. આનું કારણ કાંઈ રોગીનું જીવનચરિત્ર જાણવાનો એને રસ છે એમ નથી, પણ રોગની આજની સ્થિતિ તથા તેનું કારણ સમજવા તથા તેનો ઉપચાર ખોળવા માટે એ ઇતિહાસ જરૂરી જ છે. આ જ રીતે પ્રાચીન કાળમાં ગુરુઓ પોતાના વિદ્યાર્થીનાં કુળ, ગોત્ર, કુળાચાર વગેરેની ઝીણવટથી તપાસ કરતા; આનો ઉદ્દેશ વિદ્યાર્થીનાં જીવન-ચરિત્ર અને વંશાવળીની નોંધ રાખવાનો નહોતો; પણ વિદ્યાર્થીના આજના સંસ્કાર જાણવામાં અને એના વિશિષ્ટ સંસ્કારોને અનુસરી એનો કેળવણીનો પ્રકાર નિશ્ચિત કરવામાં એ ઇતિહાસ સહાયક થઈ શકે, એ રહેતો. એ જ પ્રમાણે કોઈ માણસ પોતાની આજની ઇચ્છાઓ, ભાવનાઓ, વિકારો વગેરેને બરાબર સમજવા માટે પોતાના પૂર્વ જીવનનું અવલોકન કરે. એ જ ન્યાય કોઈ પણ પ્રજાના ઇતિહાસના અધ્યયનને લાગુ પાડવો જોઈએ.

૪. વળી એક બીજી વાત પણ યાદ રાખવી જોઈએ. હિંદુસ્તાનના જેવી ઘણી મોટી પ્રજાના બધા ભાગો ગુણસ્વભાવના વિકાસમાં એક જ ભૂમિકામાં ન હોઈ શકે. કોઈ બે માણસ પણ સમાન ભૂમિકા પર નથી હોતા; પણ

અનેકમાં જે સ્થૂળ સમાનતા હોય છે, તેના પણ હિંદુસ્તાનની પ્રજાના અનેક વર્ગોમાં અનેક ભેદો હોય. એક તો આપણી વર્ણાશ્રમવ્યવસ્થા જ પ્રજામાં વિશિષ્ટતાવાળા ગુણો નિર્માણ કરવાના વલણવાળી છે. તેમાં સ્થાનિક ભેદો, હિંદુધર્મનું વિશાળ સ્વરૂપ, બીજા અત્યંત ભિન્ન ધર્મોના સંસ્કારોવાળી પ્રજા સાથે સંબંધ—એ બધાંને લીધે આપણી પ્રજાના વર્ગોની ભૂમિકાઓ વિવિધ હોવાનો સંભવ છે.




ધારો કે આપણે રોમન જેવી એક પ્રજાના ગુણોના ઇતિહાસનો ઉપર પ્રમાણે આલેખ કાઢીએ; જે જે ગુણક્રમમાંથી એ પ્રજા પસાર થઈ તેનો ઝીણવટવાળો નકશો દોરીએ, અને આપણી પ્રજાના વિવિધ વર્ગો જે ગુણોનો આવો ઉદય કે અસ્ત બતાવી રહ્યા હોય તે સ્થાને તેનું નામ મૂકીએ, તો એના ભવિષ્યનો વિકાસક્રમ કેવો માર્ગ લેશે, તેનો સ્થૂળ ખ્યાલ આપણને આવવા સંભવ છે. આ કાર્ય આલેખથી બતાવી શકાય એવું સહેલું નથી, એ હું

જાણું છું પણ ઇતિહાસઅધ્યયનની મારી દૃષ્ટિને સ્પષ્ટ કરશે એમ આશા રાખું છું.

આ સંબંધમાં જ એક વાત એ યાદ રાખવી જોઈએ કે, બાહ્ય પરિસ્થિતિ સરખી હોય તેથી, પ્રજાના બધા ભાગો એકસરખી જાતના સંસ્કારો એમાંથી મેળવે એવો એકાંતિક નિયમ નથી. જેમ એક જ પ્રકારના ખાતરમાંથી શેરડી ગળ્યો રસ નિર્માણ કરવા માંડે છે, અને લીમડો કડવો નિર્માણ કરે છે, અથવા જેમ એક સુંદર ચિત્રની ચોપડીનો ઉપયોગ એક વર્ષના, સાત વર્ષના અને દશ વર્ષના બાળક જુદા જુદી રીતે કરે તેમ પ્રજાના જુદા જુદા ભાગો એક જ બાહ્ય પરિસ્થિતિમાંથી જુદા જુદા ગુણોનો વિકાસ કરે. કેટલાક સંસ્કારો (ખાસ કરીને સ્થૂળ સંસ્કારો) બધા ઉપર સમાનપણે થાય. દરેક પ્રજાના આજના અને ભાવી જીવનના માર્ગનો અંદાજ કાઢવામાં આ વિગત ધ્યાનમાં રાખવા જેવી ગણાય.

૫. કોઈ પણ પ્રજાનો ઇતિહાસ તપાસતાં એમ માલૂમ પડશે કે કેટલાક ગુણો પહેલાં જણાતા નથી, અમુક કાળે દર્શન દે છે, અને કેટલોક કાળ રહી લોપ થયા હોય છે. આપણા વ્યક્તિગત જીવનમાં પણ એવું જણાય છે. આવા ગુણોનું અવલોકન મહત્ત્વનું છે. ઘણી વાર ગુણવિકાસનો ક્રમ નિશ્ચિત કરવામાં એ ક્રાંતિ પામનારા ગુણો ઘણા મહત્ત્વના હોય છે. વિકાસશાસ્ત્રનું અવલોકન બરાબર હોય તો તેણે તારવેલા નિયમો પરથી એક અપેક્ષા કરી શકાય. એક પ્રજા જે જે ગુણસ્વભાવનું જુદે જુદે કાળે દર્શન કરાવી નાશ પામી ગઈ, તે ગુણસ્વભાવમાંથી કેટલાક આકસ્મિક કારણોને લીધે જ

જણાયા હોય અને કેટલાક માનવજાતિના જીવનનો વિકાસક્રમ સૂચવનારા હોય. બીજા પ્રકારના ગુણ-સ્વભાવ એ પ્રજાની દરેક વ્યક્તિના જીવનમાં કોઇક કાળે જણાયા વિના રહે નહિ. એ ગુણ-સ્વભાવનું થોડોક વખત પણ દર્શન કરાવ્યા વિના એ વ્યક્તિ ત્યાર પછીના ગુણસ્વભાવનું દર્શન નહિ કરાવે. કોઈ પ્રજાનો ઇતિહાસ તપાસવામાં આ નિયમનો સારી રીતે ઉપયોગ કરી શકાય. જે પ્રજાનો અથવા એના જે વર્ગનો ઇતિહાસ તપાસવો હોય તેની સામાન્ય (average) થોડીક વ્યક્તિઓનાં જીવનનું સૂક્ષ્મ અવલોકન કર્યું હોય, તો એઓ જે ગુણસ્વભાવોમાંથી પસાર થયા હોય, અને આખરે આવીને જે ઠેકાણે અટક્યા હોય, તે ઉપરથી એમની આખી જાતિના પાછલા ઇતિહાસનું સૂચન મળે; અને એ જાતિમાં જો કોઈ અસાધારણ પુરુષ થઈ ગયા હોય તો તેઓ સામાન્ય વ્યક્તિઓથી કયે માર્ગે આગળ વધી ગયા તેનું નિરીક્ષણ પણ કદાચ ઉપયોગી થાય. એટલે આપણા પ્રાચીન અને મધ્યકાલીન ઇતિહાસની શોધમાં આપણી સામાન્ય વ્યક્તિઓનાં આખાં જીવનનું અવલોકન ઉપયોગી થાય; અને ઊલટી રીતે આપણા પ્રાચીન અને મધ્યકાલીન ઇતિહાસ આપણી પ્રજાના જુદા જુદા વર્ગોના આજના જીવનને સમજવામાં ઉપયોગી થાય. જીવનને એક ઊંચો અથવા ઊંચો—નીચો ચડતો દાદર કલ્પીએ તો પ્રજાનો કયો ભાગ કઈ પગથીએ આજે છે, અથવા ભૂતકાળમાં હતો તેનું આ રીતે આપણે દર્શન કરી શકીએ.

## ૨

# વિકાસવિચારની દૃષ્ટિએ વિજ્ઞાનનું શિક્ષણ

બધી ભૌતિક વિદ્યાઓમાં વિજ્ઞાનને માટે મારો સૌથી વધારે પક્ષપાત છે એમ આગળના લેખો ઉપરથી લાગશે, અને એ વાત ખોટી નથી. મને લાગે છે કે, સત્યની શોધ માટે વૈજ્ઞાનિક ટેવો અનિવાર્ય છે.

છતાં, વિજ્ઞાનશાસ્ત્રોએ જગતમાં જે કેર વર્તાવ્યો છે તેથી હું અજાણ્યો નથી. વિજ્ઞાનની મદદથી ગરીબ પ્રજાઓનો નાશ, મૂગાં પ્રાણીઓનો ઘાત, લોહીની રેલ, જુલમ, લૂંટ, આજે રાતદિવસ ચાલી રહ્યાં છે. આજે વિજ્ઞાની અજ્ઞાનીને રંજાડવા માટે જ વિજ્ઞાનનો ઉપયોગ કરે છે, અને એમ કરવું એ જગતનો ચાલી આવેલો કાયદો છે એમ માને છે. મોટું પ્રાણી નાના પ્રાણીને મારીને જીવે છે એમ એ ચારે બાજુએ જુએ છે, અને એને જ જગતની રૂઢિ સમજે છે. પણ એ જોતો

નથી કે એ રીતે એ ઓછો વિકાસ પામેલી સૃષ્ટિને પોતાનો આદર્શ કરે છે: મનુષ્ય પશુમાંથી થયો છે એમ જોઈ એ પશુના નિયમો પ્રમાણે જ વર્તવા ઇચ્છે છે. પણ પોતે પશુમાંથી આગળ વધેલો છે, માટે પશુના સ્વભાવો એ જીવનનો આદર્શ ન થઈ શકે તે એ જોઈ શકતો નથી.

માટે જ હું કહું છું કે શરીર, ઇંદ્રિય, બુદ્ધિ ઇત્યાદિની કોઈ પણ પ્રકારની વિશેષતાને લીધે માણસ પશુ મટતો નથી; પણ કેવળ શુભ ગુણોનો વિકાસ એ જ મનુષ્યની માણસાઈનું લક્ષણ છે. એના વિના સર્વે જગતની વિભૂતિઓ જગતને શાપરૂપ થઈ શકે.

પણ આ લેખમાં જુદી દૃષ્ટિએ આનો વિચાર કરવાનો ઉદ્દેશ છે. મારા જોવામાં એમ આવ્યું છે કે, આપણા દેશમાં — ગુજરાતમાં તો ખાસ કરીને — વિજ્ઞાનનું શિક્ષણ પચ્યું નથી. એમ. એ., બી. એસ્‌સી. સુધી વિજ્ઞાનનું શિક્ષણ લીધેલા મેં એવા અનેક ગ્રેજ્યુએટો જોયા છે કે જેમને વિજ્ઞાનનો વ્યાવહારિક જીવનમાં શો ઉપયોગ કરવો તે ન સૂઝવાને લીધે એનો તમણે સદંતર ત્યાગ કરી દીધો છે, અને વકીલાતમાં કે વેપારમાં કે સામાન્ય સરકારી નોકરીમાં પડી ગયા છે. હું પોતે પણ એ જ વર્ગનો છું. વિજ્ઞાનની જ મદદથી જીવનનો નિર્વાહ કેમ કરવો એટલુંયે એમને સૂઝી શક્યું નથી, તો વિજ્ઞાનશાસ્ત્રમાં નવીન શોધખોળ કરવી એ તો બાજુએ જ રહ્યું. કેટલાક વિજ્ઞાનની જ કોઈ શાખામાં રમી જીવનનિર્વાહ કરતાં જોયા છે, પણ એમનું વિજ્ઞાન

એમની લેબોરેટરીમાં જ રહે છે; એમને ઘેર જાઓ તો તમે એવું કશું નહિ જુઓ કે જેથી એમના અને એમના પાડોશીના ઘરમાં કાંઈ ફરક માલૂમ પડે.

તમે કોઈ સંગીતશાસ્ત્રીને ત્યાં જશો તો ત્યાં સંગીતનું વાતાવરણ જણાશે, ચિત્રકારને ત્યાં ચિત્રવિદ્યાનું વાતાવરણ જણાશે, પંડિતને ત્યાં પાંડિત્યનું વાતાવરણ જણાશે, પણ આપણા દેશમાં વૈજ્ઞાનિકને ત્યાં વિજ્ઞાનનું વાતાવરણ ન જણાય એવું બનશે. એટલે એને ત્યાં કાચની નળીઓ, થરમોમિટર, બેરોમિટર, ગાલ્વાનો-મિટર વગેરે જોઈએ એમ કહેવાનો મારો ઉદ્દેશ નથી. પણ એની ગૃહવ્યવસ્થામાં વિજ્ઞાનના કોઈ નિયમનો અમલ કરવાના ઇરાદાથી કાંઈ ફેરફાર કર્યો હોય એવું નહિ જણાય. એની લેબોરેટરીની વ્યવસ્થા અને ગૃહવ્યવસ્થા એ નિરાળી જ દુનિયાઓ હોય એવું લાગશે. કદાચ મુંબઈ જેવા શહેરમાં વૈજ્ઞાનિક સિદ્ધાંતથી યુરોપમાં બનેલી કોઈ નવી વસ્તુનો ઉપયોગ જોશો ખરા પણ એ તો વિજ્ઞાનનો વિષય ન જાણનારાને ત્યાં પણ જણાશે; પણ એણે પોતે પોતાના ચૂલાની કે સગડીની બનાવટમાં કે કપડાં ધોવાની રીતમાં, કે ડાઘા દૂર કરવાની રીતમાં, કે કચરાનો નાશ કરવાના પ્રકારમાં કાંઈ ફેરફાર દાખલ કર્યો હોય એવું નહિ દેખાય.

આને કોઈક અપવાદો હશે. અપવાદરૂપ વ્યક્તિઓ માટે કહેવાપણું નથી; તેમ જ સર જગદીશચંદ્ર કે પ્રો. ગજ્જર જેવી અતિશય વિરલ વ્યક્તિઓ માટે પણ કહેવાપણું નથી.

વિકાસવિચારની દૃષ્ટિએ જોતાં વિજ્ઞાન આમ કેવળ બોલવા–શીખવવાનો કે પરીક્ષા આપવાનો જ વિષય બનવો એ આશ્ચર્યકારક નથી લાગતું. વિજ્ઞાનની—અવલોકન, તુલના, અખતરા અને નિયમોના જીવનમાં અમલ કરવાની — ટેવો આપણને પડી નથી; એ ગુણો આપણો સ્વભાવ બન્યા નથી. વિજ્ઞાનને લગતા અનેક ઝીણા ઝીણા નિયમો ભલે આપણે જાણીએ પણ તે મોટે ભાગે અધ્યાપકો અને લેખકોના શબ્દપ્રમાણ પર. આપણું પોતાનું અવલોકન, આપણે પોતે જ જાણે શોધ્યો હોય એવી રીતે નિયમનું જ્ઞાન, આપણે કર્યું નથી હોતું. સ્વયંસ્ફૂર્તિથી કોઈ નવો પ્રયોગ કરીને એક પણ નિયમને અપનાવેલો નથી હોતો.

આપણને આવી ટેવ નથી પડી એમાં અસ્વાભાવિક કશું નથી. આ રીતનું વિજ્ઞાનનું ખેડાણ આપણા દેશમાં નવું છે. એ સંસ્કારો આપણને વારસામાં મળ્યા નથી, પણ નવા પ્રાપ્ત કરી રહ્યા છીએ એટલે એને જીવનમાં ઊતરતાં લાંબો સમય જવાનો.

પણ આ જ કારણથી આ વિષય શીખવામાં આપણી પદ્ધતિ જુદા પ્રકારની હોવી જોઈએ એમ મને લાગે છે. જેમ અલંકારશાસ્ત્રને જાણવાથી કવિતાની કદર કરતાં કદાચ આવડે પણ કવિ ન થવાય, અથવા તત્ત્વજ્ઞાનના ગ્રંથો વાંચવાથી આધ્યાત્મિક ચર્ચા આવડે પણ તત્ત્વજ્ઞાની ન થવાય તેમ વિજ્ઞાનની કોઈ શાખા પર લખેલાં યુરોપનાં સારાં સારાં પુસ્તકો મંગાવી લેબોરેટરીની મદદથી તેના સિદ્ધાંતોની માહિતી કરી લેવાથી વૈજ્ઞાનિક ન થઈ શકાય.

પણ આપણું વિજ્ઞાન દૃઢ થવા માટે જાણે યુરોપનાં પુસ્તકો મળી શકે એમ ન હોય તેમ જ આપણે વિજ્ઞાનની શરૂઆત કરવી જોઈએ. જુદી જુદી વિજ્ઞાનવિદ્યાઓનો યુરોપમાં પહેલો પાયો નાંખનારાઓએ જે રીતે અખતરા, અવલોકન વગેરે કર્યાં, જેવાં સાધનો વાપર્યાં તે સ્થિતિએ વિજ્ઞાનના ક્ષેત્રમાં આપણી ભૂમિકા છે એમ સમજી આપણે તે જગ્યાએથી વિજ્ઞાન વધારવું જોઈએ.

આને લીધે આજે જેટલાં થોડાં વર્ષમાં વૈજ્ઞાનિક નિયમોની માહિતી મળે છે, તેટલા કાળમાં આપણને તે નહિ મળી શકે એ ખરું; પણ જેટલા દાયકાઓ કે સૈકાઓ યુરોપને ગયા એટલા આપણને ગાળવા જ પડશે એમ નહિ કહી શકાય. કારણકે, એનાથી તદ્દન દૂર રહેવાનું તો બની શકે એમ છે જ નહિ. વરાળ, વીજળી વગેરેના ઉપયોગથી ચાલતાં સાર્વજનિક સાધનો ચાલ્યાં જવાનાં નથી. એ સાધનોની પાછળ રહેલા વૈજ્ઞાનિક નિયમ આપણે પુસ્તકોમાંથી જાણીએ છીએ, તેને બદલે એનાં અવલોકનથી શોધીએ, તો જે જ્ઞાન થશે તે આપણું જ થશે. અને કદાચ એટલા સૈકાઓ જાય તોયે શું? એ આપણો સ્વભાવ બનશે.

પણ વિજ્ઞાનનો સદુપયોગ સત્યને જાણવા માટે જ છે એ ઉપર ભાર મૂકું છું. જગતને કાંઈક અંશે પણ સમજ્યા વિના કોઈ પણ વિચારક જગતના આદિ તત્ત્વ સુધી નથી જઈ શકતો. એનો વ્યાવહારિક ઉપયોગ પોતાના ઉચ્ચ ગુણોના વિકાસ માટે કે બીજાના દુઃખ-નિવારણાર્થે કરી શકાય એટલો અનાયાસે થશે જ. પણ

પોતાના જીવનને એશઆરામ આપવા માટે એનો ઉપયોગ થાય તે આધ્યાત્મિક દૃષ્ટિએ નહિ હોય.

જેમાં બીજાને પીડવાની અપાર શક્તિ રહેલી છે એવી ભયંકર વસ્તુનો, ગુણવિકાસ પર ભાર મૂકવાવાળો મારા જેવો માણસ, કેમ મહિમા ગાઈ શકે એ આશ્ચર્યકારક લાગે. પણ અબુદ્ધિને, ભ્રમણાઓને, વહેમોને ટાળવાની એનામાં જે શક્તિ રહેલી છે, તેનો નિરાદર કર્યે નહિ ચાલે એમ લાગે છે. એવી કઈ શક્તિ છે કે જેનો ગુણહીન માણસે દુરુપયોગ નથી કર્યો? ખુદ અધ્યાત્મવિદ્યા — જેને સર્વ વિદ્યાઓની શિરોમણિ કહી છે — તેને પણ માણસે અનાચારને પોષવા માટે વાપરી છે; યોગમાંયે પાખંડ ચલાવી શકાય છે; ભક્તિને નામે પણ ચાલી શકે છે; તેમ વિજ્ઞાનથીયે જગતને રંજાડી શકાય. પણ ચિત્તવિકાસ પછી સત્યની ઉપાસના માટે બીજું સાધન ભૌતિક તેમ જ ચિત્તપ્રકૃતિનું શોધન હોવાથી એનો ત્યાગ કરી શકાય એમ નથી.

# ૩

# વિજ્ઞાન વિષે ચેતવણી

વિજ્ઞાનના ખેડાણના પક્ષમાં મેં એટલું બધું કહ્યું છે કે એ વિષે એક વિશેષ ચેતવણી પણ આપવાની જરૂર છે.

જાણેઅજાણે પાશ્ચાત્ય વિજ્ઞાને અત્યાર સુધીમાં એવું વલણ લીધું છે કે જે ચાર્વાક મતને અનુકૂળ થનારું કહેવાય. એટલે કે, ચૈતન્ય એ જડનો વિકાર છે એવી માન્યતા તરફ પાશ્ચાત્ય ભૌતિકશાસ્ત્રીઓ તેમ જ માનસશાસ્ત્રીઓનું ઢળાણ માલૂમ પડી આવ્યા વિના રહેતું નથી. પાશ્ચાત્ય વૈજ્ઞાનિકના મનમાં ઊંડે ઊંડે પોતાના સ્વરૂપ વિષે એવો ખ્યાલ બંધાયેલો જણાશે કે હું એક પ્રકારનું અત્યંત અટપટું રાસાયનિક દ્રવ્ય છું, અને સરળ તત્ત્વોમાં વિવિધ નૈસર્ગિક બળોને લીધે થયેલી ક્રિયાઓથી નિર્માણ થયો છું. કરોડો પેઢીઓ પૂર્વે એ રાસાયનિક

દ્રવ્ય આજ કરતાં અતિશય સાદા સ્વરૂપમાં નિર્માણ થયું, પછી ક્રમે ક્રમે એની અટપટાઈ વધતી ગઈ, અને પરિણામે હું આજનું વીસમી સદીનું અતિશય અટપટા સ્વરૂપવાળું અને તેથી જ અત્યંત સુધરેલું પ્રાણી બન્યો છું, અને આ જ પ્રમાણે મારા વંશજોમાં સુધારો થતાં થતાં ક્યાંક દૂર ટોચ આવશે.

વળી, આને જ પરિણામે એના હૃદયની એવી માન્યતા જણાય છે કે, પરિસ્થિતિ અને સંજોગોએ જેવો મને બનાવ્યો છે તેવો હું બન્યો છું. પરિસ્થિતિ અને સંજોગો (environments)ને અનુકૂળ થવા માટે જ મને પ્રેરણા છે. મારામાં ઊપજતી પ્રેરણાઓને ઇચ્છા કહો, ક્રિયા કહો, જ્ઞાન કહો, તે બધી મારી આજુબાજુનાં પરિસ્થિતિ અને સંજોગોથી જ નિશ્ચિત થાય છે. એવી કેટલીક પ્રેરણાઓ જેવી કે આત્મરક્ષાની, વંશ વધારવાની વગેરેને — એ તે અટપટા રસાયનમાં ઊપજેલા ધર્મો માનતો હોય એમ જણાય છે.

આ માન્યતાઓના પાયા પર જ ચાર્વાકોની માફક પાશ્ચાત્ય વિજ્ઞાનથી રંગાયેલાઓ પણ ભૌતિક સુખવાદમાં માને છે; અમુક પ્રેરણાઓ જેને એ ચૈતન્યાત્મક રસાયનના સ્વરૂપભૂત માને છે, તે હોવી અને પોષવી એને જ એ સૃષ્ટિનો સાધારણ નિયમ માને છે, ન હોવી એને અપવાદ માને છે, અને અપવાદને ન્યૂનતા, વ્યંગતા કે રોગની નિશાની માને છે.

એકબે ઉદાહરણોથી આ વિશેષ સ્પષ્ટ થશે. સર્વ પ્રાણીઓને શરીર પ્રિય હોય છે; એકાદ માણસ શરીર વિષે

ઉદાસીન હોય તો તેને એ અપવાદ ગણી વ્યંગ તરીકે ગણશે; પછી એ ઉદાસીનતાનું કારણ એના શરીરની ભૌતિક રચનામાં જોવા માંડશે. સર્વે પ્રાણીઓમાં અમુક ગ્રંથિઓ (glands) હોય છે; આ માણસમાં નથી: પરિણામ—એની શરીર માટે ઉદાસીનતા. સર્વ પ્રાણીઓને વંશવૃદ્ધિની ઇચ્છા થાય છે: આ માણસને નથી: શરીર શોધતાં અમુક ગ્રંથિઓ નાની અથવા ઓછી માલૂમ પડી: પરિણામ—એનામાં વૈરાગ્ય; અને અપવાદ હોવાથી એક પ્રકારની વ્યંગતા.

મૂળ ચૈતન્યનો ઇનકાર કરવાથી, અને અપવાદ એટલે વ્યંગતા કે રોગિતા માનવાથી એ જ માણસમાં અમુક ગ્રંથિઓ કાં નથી એ સવાલનો જવાબ એ આપશે કે "આજુબાજુની પરિસ્થિતિ અને સંજોગો."

એકાદ માણસ એક તમાચો મારનારને દશ તમાચા લગાવી દે તો તે પાશ્ચાત્ય વૈજ્ઞાનિકને સૃષ્ટિના કાયદા પ્રમાણે લાગશે; પણ જો તે ઇશુ ખ્રિસ્તનો કોઈ શિષ્ય નીકળે અને બીજો ગાલ સામો ધરે તો તેને શંકા થશે કે એનામાં કાંઈ વ્યંગ તો નથી? એના મગજમાં સર્વે ગ્રંથિઓ બરાબર છે કે નહિ તે જોવી ઘટે છે.

એકાદ માણસને અનેક સ્ત્રીઓ હોય, તો તેના મગજનો અમુક ભાગ અતિશય વધી ગયો છે એમ કહેશે, પણ એકાદ રામકૃષ્ણ પરમહંસ પોતાની સ્ત્રીને માતા કહી પગે લાગશે, ત્યારે એમના મગજમાં કાંઈક વ્યંગ છે એમ એ શંકા લેશે.

ટૂંકામાં શરીરરચનાને પરિણામે પ્રાણીઓના સ્વભાવની વિવિધતા છે, એમ માનવાનું પાશ્ચાત્ય વિજ્ઞાનનું વલણ

જણાય છે. આપણા તત્ત્વજ્ઞાનની પરિભાષામાં કહીએ તો લિંગદેહ એ સ્થૂળદેહનું કાર્ય છે, અને સ્થૂળ દેહ એ પૂર્વજો અને આજુબાજુની પરિસ્થિતિનું કાર્ય છે એવી પાશ્ચાત્ય વિચારસરણી લાગે છે.

આપણા પૂર્વજોને કારણરૂપે જ—(પરિણામરૂપે નહિ)—આત્મતત્ત્વના નિશ્ચય ઉપર આવ્યા પહેલાં આ જ ક્રમમાંથી પસાર થવું પડ્યું હશે એવો સંભવ છે. પાશ્ચાત્ય વિજ્ઞાન ગમે તે દિશાઓમાં ફંટાઈ જાય તોયે એ અનન્ય નિષ્ઠાથી જગતના સ્વરૂપને શોધવા અવિશ્રાંત પ્રયત્ન કરી રહ્યું છે એ ના પાડી શકાય એમ નથી, અને તેથી એ પણ અંતે સત્ય પર જ આવીને થોભશે એમ આશા રાખી શકાય. પણ પાશ્ચાત્ય વિજ્ઞાન સાથે આપણે આપણા વારસાનો ત્યાગ ન કરીએ તો સારું.

આપણો વારસો આદિકારણરૂપે આત્મતત્ત્વની શોધનો છે. વધારે ઊંડાણ કે ચર્ચાસ્પદ વિષયોમાં ન ઊતરતાં, એનો ઓછામાં ઓછો અર્થ એ છે કે, આજુ-બાજુની પરિસ્થિતિ અને સંજોગોની ભલે મારા પર અસર થતી હોય, ભલે મારે ઘણી વાર એમને અનુકૂળ થવું પડતું હોય, ભલે મારા લિંગદેહમાંયે એથી લાંબે કાળે ફરક પડતો હોય, છતાં મારામાં એક એવી શક્તિ ભરેલી છે કે જેથી હું પરિસ્થિતિ અને સંજોગોનો બનાવેલો બન્યો છું એમ ન કહી શકાય. એ શક્તિ તે મારો સંકલ્પ, અથવા બહુ વિશાળ અર્થમાં કર્મ. મારા સંકલ્પથી ધીમે ધીમે સૃષ્ટિમાંયે એવું પરિવર્તન થાય છે કે જેને લીધે પરિસ્થિતિ અને સંજોગોને મારો સંકલ્પ સિદ્ધ થાય

એમ અનુકૂળ થવું પડે છે. જેમ રેતીમાંથી બટાટા કેવી રીતે પોતાને પોષક દ્રવ્યો ખેંચી લે છે એ આપણે ઠીક રીતે નથી જાણતા, અને તેથી એ અદ્દ્ભુત રીતે એમ કરે છે એમ કહીએ; તેમ મારો સંકલ્પ ધીમે ધીમે અદ્દ્ભુત રીતે બાહ્ય પ્રકૃતિને પણ એવી ફેરવી નાખે છે કે પરિસ્થિતિ એની સિદ્ધિને અનુકૂળ થાય.

આથી, સાધારણ માણસો કરતાં અમુક માણસ ભિન્ન ખાસિયતનો છે તો તે એની પરિસ્થિતિને લીધે થયેલી વ્યંગતા છે કે એના સંકલ્પનું પરિણામ છે એ એક સ્વતંત્ર પ્રશ્ન જ રહે છે. તેનો ઉત્તર કેવળ એનું શરીર ચીરી એની ગ્રંથિઓની સંખ્યા કે રસોના રાસાયનિક પૃથક્કરણ કરવાથી ન મળે. કેટલેક અંશે એની શારીરિક રચના એના સંકલ્પને પરિણામે થઈ છે; પરિસ્થિતિને લીધે શારીરિક રચના અને તેને પરિણામે એનો સ્વભાવ બન્યો છે, તથા એવી અસામાન્યતા એની વ્યંગતાની નિશાની છે કે લોકોત્તર વિકાસની નિશાની છે, એ દરેક ઠેકાણે સ્વતંત્રપણે વિચારવા જેવી વસ્તુ છે. તે એના સમગ્ર શરીર, ઇંદ્રિય, મન, બુદ્ધિ અને નીતિના વિકાસનો, અને જીવનમાં એકધારીપણાના તથા શાંતવાહીપણાના પ્રમાણનો વિચાર કરી ઠરાવી શકાય.

૪

# ભાષાજ્ઞાન

થોડાંક વર્ષ ઉપર 'નવજીવન અને સત્ય' માસિકમાં 'અંગ્રેજી મદિરા' નામે એક લેખ મેં લખ્યો હતો. તેમાં અંગ્રેજી ભાષાએ આપણા ઉપર કરેલી કેફના જેવી અસરનું કટાક્ષયુક્ત વિવેચન કર્યું હતું. અંગ્રેજી ભાષામાં જ એવી કોઈ મોહક શક્તિ રહી છે એવો આપણામાંથી ઘણાનો ખ્યાલ છે. ફલાણી ભાષા તેજસ્વી છે, ફલાણી મોળી છે, ફલાણી મધુર છે, ફલાણી ઘુસણિયા (aggressive) છે, વગેરે વિશેષણો ભાષાઓને આપણે ઘણી વાર લગાડીએ છીએ. વિશેષ વિચાર કરતાં જણાય છે કે અંગ્રેજી ભાષાએ આપણા ચિત્ત ઉપર મેળવેલો કાબૂ અંગ્રેજી ભાષાની જ કોઈ ખાસિયતને લીધે છે એમ માનવાને કારણ નથી, પણ એનું કારણ આપણી પ્રજાની ખાસિયતમાં રહ્યું છે.

જૂના કાળથી આપણો ઇતિહાસ તપાસતાં માલૂમ પડે છે કે જુદી જુદી ભાષાઓમાં લગભગ એ ભાષા બોલનારાઓના જેટલી જ પ્રવીણતા મેળવવાનો પ્રેમ અને સ્વભાષા કરતાં પરભાષા માટે આદર આપણા દેશમાં ઘણા લાંબા સમયથી ચાલી આવ્યો છે. આજે જે મહત્ત્વ આપણે અંગ્રેજીને આપીએ છીએ તે જ મહત્ત્વ એક વાર સંસ્કૃત ભાષાને આપતા, અને આજે પણ આપણો એ ભાષા માટેનો આદર સ્વભાષા કરતાં ઘણી વાર વધારે હોય છે. જેમ માતૃભાષામાં બોલવા કરતાં અંગ્રેજીમાં બોલવું આપણા વિદ્વાનોને આજે વધારે રુચે છે, અને ખૂબ મહેનત લેવાને લીધે ફાવી ગયું છે, જેમ સ્વભાષામાં જોડણીના કે વ્યાકરણના દોષો થાય તે કરતાં અંગ્રેજીમાં તેવા દોષો થાય તો આપણને શરમના શેરડા ગાલે આવે છે, અથવા એવા દોષો કરનારની હાંસી કરવાની વૃત્તિ થાય છે, તેવી જ દશા આપણી એક વાર સંસ્કૃત પરત્વે હતી. અંગ્રેજી ભાષા શીખ્યા પછી માતૃભાષા બોલવામાં જંગલીપણું માનવા-વાળા અને બાળકોને માતૃભાષા પહેલાં અંગ્રેજી આવડે તે માટે ઘરમાં પણ અંગ્રેજીમાં વ્યવહાર કરનારા જેમ આજે આપણી પ્રજામાં કેટલાક માણસો છે, તેમ સંસ્કૃત ભાષામાં જ બોલવાનું વ્રત લેનારા, અને ઉપનયનની સાથે જ કે એની પણ પહેલાં શબ્દરૂપાવલી અને ધાતુરૂપકોષ શીખવનારા શાસ્ત્રીઓ પણ હતા, અને આજે પણ કોઈક હશે. આજે જેમ અંગ્રેજી ભાષા પરના મોહને માટે પ્રજા પર ગાંધીજી જેવા

ઠોક પાડે છે, તેમ સંસ્કૃત ભાષા પરના અઘટિત મોહ માટે અખા, એકનાથ, અને જ્ઞાનેશ્વર જેવાને ઠોક પાડવા પડ્યા હતા; અને એકનાથ જેવા સ્વભાષામાં જ ગ્રંથ રચવાના આગ્રહીઓને સંસ્કૃતના આગ્રહીઓ તરફથી ત્રાસ પણ સહન કરવો પડ્યો હતો.

પ્રાચીન કાળમાં સંસ્કૃતને બદલે માતૃભાષાનો આદર વધારવાવાળામાં બુદ્ધ અને મહાવીર અગ્રણી જણાય છે. ત્યાર પછી મહારાષ્ટ્રના સંતોએ મરાઠી ભાષાને સંસ્કૃતના જેટલી જ માન્ય કરવા પ્રયત્ન કર્યો. ગુજરાતમાં પ્રેમાનંદે ગુજરાતી ભાષાની સેવા શરૂ કરી; પણ પ્રેમાનંદને સંસ્કૃત અને ગુજરાતીનો મુકાબલો કરવો નહોતો; એમને પ્રાંતીય ભાષામાં ગુજરાતીને ઉચ્ચ સ્થાન અપાવવું હતું. સંસ્કૃત સાથે સ્વભાષાનો મુકાબલો તો ગુજરાતમાં અખાએ કર્યો. એકનાથના જેવી જ પણ વધારે તીખી ભાષામાં એમણે કહ્યું કે,

'ભાષાને શું વળગે ભૂર, જે રણમાં જીતે તે શૂર;
'સંસ્કૃત બોલે તે શું થયું, કાંઈ પ્રાકૃતમાંથી નાશી ગયું;
'બાવનનો સઘળો વિસ્તાર, અખો ત્રેપનમો જાણે પાર.
'સંસ્કૃત પ્રાકૃત જે વડે ભણે, જેમ કાષ્ઠ વિષે રહ્યો ભાથા કાણે;
'તે છોડયાં બાણો નાવે અર્થ, તેમ પ્રાકૃત વિના સંસ્કૃત તે વ્યર્થ;
'બધા દામ વેપારી લખે, અખા વ્યાજ ન્હોય છૂટા પખે.'

પણ શાસ્ત્રીઓમાં આંતરપ્રાંતીય ભાષા તરીકે તો સંસ્કૃત અત્યાર સુધી રહી જ છે.

પણ પરભાષા શીખવાનો આપણો એ ઉમંગ સંસ્કૃતમાંથી કાંઈક ઊતર્યો ત્યારે કોઈ બીજી ભાષા ઉપર

બેઠો. એ રીતે મુસલમાનોનું રાજ્ય થતાં જે મહત્ત્વ આજે અંગ્રેજી ભાષાને આપણે આપ્યું છે, તે જ ફારસીને આપણા પૂર્વજોએ આપ્યું. ખુદ મુસલમાનો સાથે ફારસી ભાષાના જ્ઞાનમાં ટક્કર ઝીલે એવા સમર્થ ફારસીના વિદ્વાનો હિંદુઓમાં થઈ ગયા. તે જમાનામાં ફારસી ભાષા જાણતા માણસને બધા માન આપતા. જેમ રસ્તા પરના કોઈ મોચીને અંગ્રેજી સારું આવડે છે એમ જાણતાં આપણને આશ્ચર્ય થાય છે, અને જેમ સ્ટેશન ઉપર જે કામ ગુજરાતીમાં બોલવાથી ન થઈ શકે તે અંગ્રેજીમાં એક શબ્દ નાંખી દેવાથી થઈ જાય છે, તેમ તે વખતે ફારસીનું હતું. 'પઢે ફારસી બેચે તેલ, દેખો યહ કુદરતકા ખેલ;' એનો અર્થ જ એ કે ફારસી જાણવાવાળો તેલ વેચવાવાળાના જેવી સામાન્ય સ્થિતિમાં હોય એ આશ્ચર્ય ગણાય.

જે પ્રજાની ધૂંસરી સ્વીકારી તે પ્રજાનાં પહેરવેશ, ભાષા, રિવાજ બધુંયે દાખલ કરી દેવાની આપણને જૂના કાળથી ટેવ પડી ગયેલી છે. શિવાજી મહારાજે હિંદુ રાજ્ય સ્થાપ્યું, પણ રાજભાષા, વેષ અને લિપિ તો ઘણો વખત સુધી મુસલમાનોનાં જ રહ્યાં. રજપૂતાનામાં આજે પણ ઘણાં હિંદુ રાજ્યોમાં રાજભાષા ઉર્દૂ છે, અને તે પૂર્વે ફારસી હોવાનો સંભવ છે. ઉત્તર હિંદુસ્તાનમાં ઘણા હિંદુઓ એવા છે જેમને બાળપણથી ઉર્દૂ લિપિનું જ જ્ઞાન આપવામાં આવે છે, અને દેવનાગરી લિપિ વાંચી જ નથી શકતા.

આ જ કારણથી અંગ્રેજી રાજ્ય આવતાં અંગ્રેજીએ પણ એ જ પ્રાધાન્ય સ્વાભાવિક રીતે જ લીધું. અસલથી

ઉચ્ચારશુદ્ધિ અને વ્યાકરણ ઉપર આપણા દેશમાં ખૂબ મહેનત લેવાતી. તેથી આપણને ગમે તે ભાષાના ઉચ્ચારો શુદ્ધ રીતે કરતાં, અને ભાષા પર કાબૂ મેળવતાં બીજી પ્રજાઓ કરતાં વધારે ઠીક ફાવી ગયું છે. બેચાર ભાષા શીખી લેવી એ આપણે મન રમતની વાત છે. આથી રાષ્ટ્રીય શિક્ષણની ચળવળ શરૂ થતાં હિંદીને અભ્યાસક્રમમાં સ્થાન અપાવવામાં કશી મહેનત ન પડી. હિંદીને ફરજિયાત કરી, અંગ્રેજીને મરજિયાત એટલે કોઈ કોઈ શીખે એવી કરવી એવો તે વખતે કેટલાકનો ઉદ્દેશ હતો; પણ ઘણીખરી શાળાઓ અને વિદ્યાર્થીઓએ અંગ્રેજીને રાખી જ મૂકી અને વધારામાં હિંદી પણ પહેરી લીધી. એટલે આજે અનેક વિદ્યાર્થીઓ ગુજરાતી, અંગ્રેજી, હિંદી અને સંસ્કૃત—ફારસી— કે ફ્રેન્ચ એમ ચાર ભાષા શીખતા હોય છે. જે કાંતે નહિ તે એક ભાષા વધારે શીખે એવો જો વિકલ્પ આપવામાં આવે તો ઘણા વિદ્યાર્થીઓ હજુ એક વધારે ભાષાનું ઘરેણું પહેરવા તૈયાર થઈ જાય.

આ એક આપણી પ્રજાએ મેળવેલી સિદ્ધિ કહેવાય ખરી. પણ દરેક સિદ્ધિ જેમ અંતિમ ધ્યેયને પ્રાપ્ત કરવામાં વિઘ્નરૂપ થાય છે, તેમ આનું પણ છે. સિદ્ધિ પોતાનો ભાવ વધારી મૂકી ધ્યેયને ભુલાવી દે છે. ભાષાની ખાસિયત, ભાષાનો પ્રાણ તે ભાષાના શબ્દોમાં નથી, પણ તે ભાષા બોલનારના ચારિત્રમાં છે, એ આપણે ભૂલી જઈએ છીએ અને માનીએ છીએ કે અમુક ભાષામાં જ વધારે તેજ, માધુર્ય, કર્કશતા વગેરે રહ્યાં છે, અને એ

ભાષા શીખવાથી આપણામાંયે એવા ગુણો આવશે. એક અમેરિકન વ્યાયામશાસ્ત્રીએ શૌર્ય કેળવવાની એક વિચિત્ર સલાહ આપી છે. એ કહે છે કે, વાંસો, ગરદન અને માથું અમુક રીતે રાખીને ચાલવાથી તમે દમામ કેળવી શકશો. સાચું છે; દમામથી ચાલવાનો ડોળ કરી શકાય છે ખરો; પણ જ્યાં સુધી સામે ખરો દમામદાર આવીને ઊભો થતો નથી ત્યાં સુધી જ. તે વખતે દમામ કરવાની આવડત છતાં વાંસો, ગરદન અને માથું એ રીતે રાખવાનું ફાવતું જ નથી; કારણ કે ધડકતી છાતીએ એ કેમ થઈ શકે?

'જમ પંડે જબ બાહરે, સબ નીકલે સંસાર;
'સચ્ચા પક્કા પારખા, જબ નીકસે તરવાર.'

એ જ રીતે આપણને એમ લાગે છે કે, જે ભાષામાં આપણે બોલીએ, તે ભાષાભાષીઓના ગુણોના આપણે ભાગીદાર થઈએ છીએ. બીજી પ્રજાની ભાષા (અને તે જ પ્રમાણે વેશ) સ્વીકારવાથી એ પ્રજાના ગુણો આવતા હોય તો સિંહનું ચામડું ઓઢી ગધેડું સિંહ બનવાની આશા કેમ ન રાખે? ગુણો કે જ્ઞાન એ ચિત્તના ગુણો છે, વાણીના (કે કપડાના) નથી; વાણી (અને વેશ) એનું કંઈક દર્શન કરાવી શકે, પણ એને ઉપજાવી ન શકે.

માતૃભાષા માટેનો અનાદર એ આપણો જૂના કાળનો રોગ જણાય છે. આપણી પોતાની ભાષા આપણને હંમેશાં પંગુ જ લાગેલી છે. અને એ સ્વભાષા પ્રત્યેનો અનાદર આત્મવિશ્વાસને અભાવે જ ઉત્પન્ન થયો છે. જેમ ગુલામીના સ્વીકારના મૂળમાં સ્વાભિમાન અને આત્મ-

વિશ્વાસની ઊણપ રહેલાં છે, તેમ જ પરભાષા માટેના મોહમાંયે છે.

બીજી ભાષાઓ શીખવી કે શીખવવી નહિ એ સ્વભાષાનો આદર વધારવાનો ઉપાય નથી. કાકાનું અપમાન કર્યાથી પિતાનું માન વધારવા જેવો એ વિચિત્ર માર્ગ થાય. પણ પરભાષા આવડવી એમાં કાંઈ માન, મોટાઈ કે વિદ્વત્તા રહેલાં છે એ ખ્યાલ દૂર થવો જોઈએ. પ્રયોજન ન હોય તો માણસને એકેય બીજી ભાષા જાણવાની જરૂર નથી; જરૂર પડતાં એને વારંવાર નવી નવી ભાષાઓ શીખવી પડે. જે જરૂર ખાતરીપૂર્વક પડવાની છે એમ માલૂમ હોય તે ભાષાઓ શીખવાની ભલે પ્રયોજન જેટલી સગવડ કરવામાં આવે. પણ એ ભાષાને લીધે વિદ્યાર્થી કાંઈ વધારે આદર આપવા યોગ્ય થાય છે એ ખ્યાલ ન હોવો જોઈએ, અથવા બીજી ભાષાઓ ન આવડવાથી વિદ્યાર્થીના વિકાસમાં કાંઈ ખામી આવે છે એ પણ ભ્રમ ન હોવો જોઈએ.

પારકી ભાષા તે ભાષાના લોકો જેવી જ શુદ્ધ રીતે બોલતાં અને લખતાં આવડવી જોઈએ એવું મિથ્યાભિમાન આપણી જ પ્રજાએ પોષેલું છે, અને તે એ પ્રજાની આપણને પહોંચેલી શેહનું પરિણામ છે. જાપાનીઓ લાખોનો વેપાર ભાગીતૂટી અંગ્રેજીથી ચલાવી શકે છે; એમની અંગ્રેજીની અનાવડતની એમને શરમ નથી લાગતી; શ્રી. પોલ રિશાર જેવા પણ અશુદ્ધ અંગ્રેજી બોલે તેથી શરમાતા નથી; કારણકે, એ લોકો જાણે છે કે 'અંગ્રેજી એ મારી સ્વભાષા

નથી. કામ પૂરતી જ હું એ જાણું છું.' પણ આપણી ઑફિસોમાં અંગ્રેજીના કાબૂની અનહદ કિંમત આંકવામાં આવે છે. વરસોથી મુંબઈમાં રહ્યાં છતાં આપણે મરાઠીમાં બોલતાં દોષો કરીએ, કે દક્ષિણીઓ ગુજરાતીમાં બોલતાં ભૂલો કરે તો તે બોલનારને કે સાંભળનારને હાંસીપાત્ર નથી લાગતું. પણ અંગ્રેજીની એક નજીવી ભૂલ થાય ત્યારે પૃથ્વી પાસે માગ માગીએ એવી આપણને શરમ ઊપજે છે.

ગુજરાતી અને સંસ્કૃતના ભાષાસંબંધને લીધે સંસ્કૃતનું જ્ઞાન ગુજરાતીનુંયે ઠીક જ્ઞાન કરવામાં આવશ્યક થાય એ હું સમજી શકું છું: પણ જ્યારે કોઈ એમ કહે કે સંસ્કૃત ન જાણે તે પૂરો કેળવાયેલો નથી અથવા તેના વિના હિંદુ પોતાનો વિકાસ પૂર્ણપણે ન સાધી શકે ત્યારે એ શબ્દો મને વિચિત્ર લાગે છે. ત્યારે મને લાગે છે કે, જ્ઞાન એ પદોનો વિષય નથી પદાર્થોનો વિષય છે એ આપણે સમજ્યા નથી. જે પદાર્થને જાણે છે તે જ્ઞાન મેળવે છે. પદાર્થને માટે અમુક ભાષામાં યોજાયેલા નામને ન જાણતો હોય તો તે નવું નામ આપી શકશે; પણ કેવળ પદને જાણનાર પદાર્થને નહિ ઓળખી શકે.

૫

# સાહિત્ય, સંગીત અને કળા

આજે ગુજરાતમાં જ્યાં ત્યાં સાહિત્ય, સંગીત અને કળાની ઉપાસના થતી હું જોઉં છું. આપણા મહાવિદ્યાલયમાંયે એને માટે ઘણી કાળજી રખાય છે. 'કળા એ રાષ્ટ્રનો પ્રાણ છે' એવું એક પાટિયું સત્યાગ્રહાશ્રમનાયે વણાટમંદિરના દ્વારે લગાડેલું છે, અને છેલ્લી પચ્ચીસીમાં 'સંગીત'ની ઉપાસના ત્યાંથી જ ગુજરાતમાં શરૂ થઈ છે એમ કહીએ તો ખોટું નથી. ભર્તૃહરિએ સાહિત્ય, સંગીત અને કળાવિહીન મનુષ્યને પશુથીયે નપાવટ ગણ્યો છે. એક શ્રુતિ રસને જ બ્રહ્મરૂપે વર્ણવે છે. આટલા જબરદસ્ત આધારો હોવા છતાં સાહિત્ય, સંગીત અને કળાની જે આજે વિચારહીન ઉપાસના ચાલી રહી છે તેનો નિષેધ કરવાની ફરજ પડે છે. સાહિત્ય, સંગીત અને કળા મનુષ્યને પૂર્ણતા સમીપ પહોંચાડે છે એમ માનવાનો હું

ઇનકાર કરું છું. એ ત્રણે એક મનુષ્યમાં હોય, છતાં એ મનુષ્યોમાં અધમ હોય એવા દાખલા શોધી શકાય. એમ તો કશીયે વસ્તુ બ્રહ્મથી ભિન્ન ન હોવાથી (રસનો અર્થ સાહિત્ય, સંગીત અને કળાને પોષનારી વૃત્તિ કરીને પણ) रसो वै सः એ વાક્યને હું ખોટું નથી કહી શકતો; છતાં મારે એટલું કહેવું જોઈએ કે, મનુષ્ય-જન્મની પૂર્ણતાએ જે ઉપાસના પહોંચાડી શકે અને જેના વડે સમગ્ર પ્રજાનું કલ્યાણ થાય, તે સાહિત્ય, સંગીત અને કળાની ઉપાસના નહિ.

એક મનુષ્યને બીજાને જે કાંઈ કાર્ય પ્રસંગે અથવા એના હિતાર્થે કહેવું પડે તેને એ યોગ્ય હોય તેટલા જ શબ્દોમાં (સભ્યતાની અને સૌજન્યની દૃષ્ટિએ) શુદ્ધ વાણીમાં, એક જ અર્થ નીકળી શકે એવી વાક્યરચના વડે, પોતાનો ભાવ બને તેટલો પૂર્ણપણે પ્રગટ કરી શકે એવા સ્પષ્ટ શબ્દોની અને દૃષ્ટાંતોની યોજનાથી કહી શકે એટલી શક્તિ પ્રાપ્ત કરવામાં જેટલી સાહિત્યની ઉપાસના થાય, ત્યાં એ ઉપાસનાની સીમા આવવી જોઈએ એમ હું સમજું છું. તેના હૃદયમાં અનુભવાતી સાત્ત્વિક પ્રસન્નતા તથા તેના જીવનની પૂર્ણતા એ વાણીમાં જેટલો આનંદ ઉપજાવી શકે, તે જ સાહિત્યનો સાચો રસ છે, અને તેમાં જેટલી સ્વાભાવિક સુંદરતા દેખાય તેટલી જ સાચી કળા છે.*

જે ઉદ્ગારને કોઈ પણ આવશ્યક કાર્યનો સંબંધ નથી, જેથી કોઈનું હિત સાધી શકાતું નથી, તેવા ઉદ્ગારો

* આ છેલ્લું વાક્ય બીજી આવૃત્તિમાં ઉમેર્યું છે. (સં. ૧૯૮૮)

માટે કરેલો વાગાડંબર, ભલે ઉચ્ચ સાહિત્યમાં આવતો હોય તોપણ, તેને હું મનુષ્યત્વના વિકાસ માટે નિરુપયોગી સમજું છું.

તે જ પ્રમાણે હૃદયમાં ચાલતા ઉદાત્ત મન્થનના પરિણામે સ્વાભાવિક રાગબદ્ધ કે તાલબદ્ધ અર્થવાળા શબ્દોનો ઊભરો નીકળે તેમાં રહેલું સંગીત હું ક્ષમ્ય માનું છું; કેવળ વૈજ્ઞાનિક શોધને માટે એ સંગીતમાં રહેલા સ્વરોનો અભ્યાસ ક્ષમ્ય માનું છું: પણ અર્થને છોડી દઈને કે ગૌણ કરીને, જે કેવળ સ્વરોની કસરત કરવામાં આવે છે, તેથી માનવજાતિના વિકાસમાં કશી મદદ મળે છે એમ મારા સમજવામાં આવતું નથી.

કળાને પણ હું એટલું જ મર્યાદિત સ્થાન આપું છું. મારા ઉપયોગની વસ્તુ એટલી વ્યવસ્થિત રીતે બનાવેલી હોય કે એને વાપરવામાં મારી પૂર્ણ સગવડ જળવાય, તેવી અને તેટલી કળા આગળ તેની આવશ્યક સીમાની હદ આવી જાય છે. ઉદાહરણાર્થ, મારે રેંટિયો વાપરવો હોય તો તે ટકાઉ હોય, તેના સાંધાઓ તકલીફ ન આપે એવા જોડ્યા હોય, તેના સર્વે ભાગો બરાબર પ્રમાણમાં હોય, તેમાં ઘર્ષણ ઓછામાં ઓછું થતું હોય, તેનાં ત્રાક અને ચક્ર સરળતાથી ફરતાં હોય, તેમાં તેલ પૂરવાનાં સ્થાનો જે જગ્યાઓમાં તેલની જરૂર નથી, તેને બગાડે નહિ એવી રીતે રચ્યાં હોય, તો એમાં કારીગરે પોતાની પૂર્ણ કુશળતા બતાવી છે એમ હું માનું. હું એ રેંટિયાને વિવિધ રંગોથી સજાયેલો જોવાની અપેક્ષા ન રાખું. એના થાંભલાઓમાં કોતર-

કામની અપેક્ષા ન રાખું. જેટલી કળા કર્મમાં કુશળતા આપવાવાળી છે, એટલી જ કળા મનુષ્યત્વના વિકાસ માટે આવશ્યક છે; એથી વધુ આડંબર એ એને મનુષ્યજીવનના ધ્યેયથી વિમુખ કરવાવાળો છે.

પણ જેમને સાહિત્ય, સંગીત અને કળાની ઉપર કરેલો આ પ્રહાર અરુચિકર લાગે, તેમને મારી વિનંતિ છે કે તેઓ એટલું તો કરે જ કે એ ત્રણ વિભૂતિઓને જીવનમાં સર્વસ્વપણે ઉતારે.

જ્યારે હું કોઈ સાહિત્યકારની ખાનગી વાતચીત ગલીચ અને ક્ષુદ્રતાથી ભરેલી સાંભળું છું ત્યારે મારે કબૂલ કરવું જોઈએ કે, એમણે લખેલા સાહિત્યને વાંચવા વિચારવાનો મને ઉત્સાહ રહેતો નથી.

એવા ગવૈયાઓ હોય છે કે જેમનાં ગાનતાને સભાઓને મુગ્ધ કરી નાંખી હોય, પણ એમના જીવનમાં કશુંયે સંગીત દેખાય નહિ. જેટલી એમની રાગબદ્ધ વાણી મધુર, તેટલી જ સાદી વાતચીતની વાણી એવી કઠોર કે એમની સાથે વ્યવહાર કરવો મુશ્કેલ થઈ પડે.

મેં એવા ચિત્રકાર અને સુતારો જોયા છે કે જેમની કારીગરીની વાહવાહ કરીએ, પણ એમનાં કપડાં, ઘરબાર, રાચરચીલાં એટલાં કઢંગાં અને અવ્યવસ્થિત હોય કે કંટાળો આવે. તે વખતે મને એમ થઈ આવે છે કે, આ કળાધરો પોતાની કળાનિપુણતામાંથી થોડું ઓછું કરી કપડાં ધોવામાં, એમને સાંધી સીવી નાંખવામાં, ઘર સાફ કરવામાં, બારીબારણાંનાં મજાગરાં બરાબર કરવામાં, ખાટલાના પાયા સીધા કરવામાં, કપડાંને ખીંટીએ ટંગાડવામાં, અને કળાનાં

હથિયારોને કોઈના પગને ઈજા ન કરે એવી રીતે રાખવામાં સમય આપે તો એમના વિશ્વકર્મા દેવ વધારે પ્રસન્ન થવાનો સંભવ છે. જેમ જેના ચારિત્ર વિષે મને આદરભાવ ન હોય તેના આધ્યાત્મિક લેખોમાં ગમે તેટલું કુશળ તર્કપટુત્વ કે યોગસામર્થ્ય હોય તોયે હું એને ત્યાજ્ય સમજું છું, તેમ જેની દિનચર્યામાં સાહિત્ય, સંગીત, કળાની ભક્તિથી જે ફરક પડવો જોઈએ, તે ન જોઉં તો તેની એ સિદ્ધિઓનો કશો લાભ ઉઠાવવા મને ઇચ્છા નથી થતી.

આ સાહિત્ય, સંગીત અને કળા પ્રત્યેની આપણી વૃત્તિનો તમને ફરીથી વિચાર કરવા હું વિનંતી કરું છું. મારા વિચારો મને એમ સૂચવી રહ્યા છે કે, જેમ કરકસર અને પરિશ્રમમાં સમૃદ્ધિનો પ્રાણ રહેલો છે, અને વિલાસભોગમાં સમૃદ્ધિનો વ્યય છે, તેમ ગીત, બાજા, અને મજૂરીની સાદાઈ અને વ્યવહારોપયોગિતામાં રાષ્ટ્રનો પ્રાણ રહેલો છે અને સાહિત્ય, સંગીત અને કળાનો — વિલાસ કહો કે વિકાસ કહો — એમાં રાષ્ટ્રના પ્રાણના વ્યયની શરૂઆત છે.*

* 'સાબરમતી' પત્રના સં. ૧૯૮૦ના વર્ષાઅંકમાં વિદ્યાર્થીઓને લખેલા પત્રમાંથી.

## ૬

# સામુદાયિક ઉપાસના વિષે વ્યાવહારિક ચર્ચા*

શાળાઓ છાત્રાલયો અને એવી જ બીજી સંસ્થાઓમાં સામુદાયિક ઉપાસના જેવું કાંઈક ગોઠવવાનો કાર્યક્રમ આજે લગભગ રૂઢિ જેવો થઈ ગયો છે.

તે સાથે જ વિદ્યાર્થીઓ તેમ શિક્ષકોમાંયે સામુદાયિક ઉપાસનાની વિરુદ્ધ પણ એક ચળવળ ચાલી રહી છે. ગુજરાતની દરેક સંસ્થામાં એ પ્રશ્ન આજે ઊભો થયો જણાય છે.

વિરોધની પાછળ દલીલો તથા માનસિક વૃત્તિઓ અનેક પ્રકારની છે. દાખલા તરીકે કેટલાકને એ ફરજિયાત રાખવામાં

---

* 'જીવનશોધન'ની બીજી આવૃત્તિના ૧૦મા પ્રકરણમાં આ વિષય તાત્ત્વિક રીતે મેં લંબાણથી તપાસ્યો છે. એને અનુસરી છાત્રાલયો જેવી સંસ્થાઓની દૃષ્ટિએ એને વિષે કેટલીક વ્યાવહારિક સૂચનાઓ જ અહીં કરી છે. એ પ્રકરણને આ સાથે વાંચેલું સમજવું જોઈએ.

આવે છે માટે તેનો અણગમો છે. શિક્ષણશાસ્ત્રીઓમાં ફરજિયાત–મરજિયાત વિષે આજે એક ભારે વાદ મચેલો છે, અને તે વાદ આ બાબતમાં દાખલ કરવામાં આવે છે. કેટલાકનો, ઉપાસના સામુદાયિક નહિ પણ વ્યક્તિગત જ હોવી જોઈએ, એ વિચારથી વિરોધ છે; કેટલાકનો ઉપાસના માટે જ શ્રદ્ધા મંદ પડેલી હોવાને લીધે વિરોધ છે. આમ કેટલાકનો વિચારપૂર્વક વિરોધ છે, અને પછી કેટલાકનો દેખાદેખીથી વિરોધ થાય છે.

સામુદાયિક ઉપાસનાના શુદ્ધ સ્વરૂપમાં શું હોવું જોઈએ એ તપાસીએ.

## ૧ શ્રદ્ધા

સૌથી પહેલી વસ્તુ તો ઉપાસકોમાં શ્રદ્ધા હોવી જોઈએ. સામુદાયિક ઉપાસના જોઈએ કે ન જોઈએ એ ચર્ચાનું કારણ તપાસીશું તો જણાશે કે એ ઉપાસના કરવાની ફરજ અશ્રદ્ધાળુ પર આવેલી હોય છે. ઉપાસના કોને માટે રાખેલી છે, એ પૂછવા જઈશું તો તે કોઈની માલિકીની નહિ જણાય. છાત્રાલયોમાં ગૃહપતિ માનતા હોય છે કે, "આ ઉપાસનાની મારે જરૂર નથી; મારે પોતાને માટે તો હું ખાનગીમાં અથવા નોખી રીતે ઉપાસના કરું. આ ઉપાસના કેવળ વિદ્યાર્થીઓ માટે છાત્રાલયોએ સ્વીકારેલા સંકેત મુજબ છે." વિદ્યાર્થીઓ માનતા હોય છે કે, "અમને આ ઉપાસનાની ભૂખ નથી. ગૃહપતિના નિયમને વશ થઈ અમે હાજરી આપીએ છીએ."

સંપ્રદાયોમાં આમ નથી. આરતીની ઘંટા સાંભળતાં જ બધાં ત્યાં દોડે છે, ત્યારે પોતા સિવાય બીજાને માટે

જાય છે એમ કોઈને લાગતું નથી. કારણ, તે પોતાની શ્રદ્ધાથી જ જાય છે.

છાત્રાલયો જેવી સંસ્થાઓમાં આમ નથી થતું; કારણ ઉપાસનાની પ્રથા અને પદ્ધતિ રચનાર ગૃહપતિઓએ સ્વસંતોષ કે આત્મોન્નતિ માટે એ રચેલી હોતી નથી, વિદ્યાર્થીઓએ સ્વયં-પ્રેરણાથી એનું સ્વરૂપ ઘડ્યું હોતું નથી પણ દરેકે કોઈ બીજા માટે જ એ બનાવી હોય છે. સામુદાયિક ઉપાસનાને લગતી તકરારોનું, એની નિષ્ફળતાનું તથા એ વિષે વાદવિવાદનું કારણ આ જ છે.

ત્યારે પહેલી આવશ્યકતા એ છે કે, સમુદાય રચનાર — ગૃહપતિ કે બીજો કોઈ સંસ્થાપક — પોતે સત્સંગનો ભૂખ્યો હોવો જોઈએ. એને પોતાને ઉપાસના કરવી છે અને તે માટે એ વિદ્યાર્થીઓના સમાગમ શોધે છે એવી એની વૃત્તિ હોવી જોઈએ. વિદ્યાર્થીઓ એમાંથી પોતાની શક્તિ મુજબ જે લેશે તે લેશે, કોઈ દંભ કે પાખંડ કે દુરાચાર તો નહિ જ શીખે, પણ પોતે તો એમાંથી ઘણો લાભ લેશે જ લેશે એવી એની માન્યતા હોવી જોઈએ. સંસ્થાનાં બીજાં કામોમાં ભલે એ ગુરુસ્થાને અને બીજા શિષ્યસ્થાને હોય, ઉપાસનામાં એ જિજ્ઞાસુ જ થઈને રહે અને બીજાઓની — કોઈ નાના બાળકનીયે — સાધુતાનો પૂજનારો બનીને રહે.

જો વ્યવસ્થાપક આવી વૃત્તિવાળો હશે, તો એ વિદ્યાર્થીઓ માટે નહિ પણ પોતાના અભ્યુદય માટે ચિંતા કરતો રહેશે, અને પોતાની ઉપાસનામાં બીજા સત્પુરુષોને વારંવાર બોલાવતો રહી, તેમનો લાભ લેવા ઇચ્છા રાખશે.

જો વ્યવસ્થાપક શ્રદ્ધાવાન હશે તો તેની અસર સરળ ચિત્તના અને સ્વભાવથી જ પૂજવાની વૃત્તિવાળા વિદ્યાર્થીઓ ઉપર પડ્યા વિના નહિ રહે. ઉપાસના ફરજિયાત હોવી જોઈએ કે મરજિયાત એ પ્રશ્ન તીવ્રપણે નહિ ઊઠે.

વિદ્યાર્થીઓએ ખાવું જ જોઈએ એવો નિયમ ઘડવાની ભાગ્યે જ કોઈ સંસ્થાને જરૂર પડે છે; પણ ખાવું હોય તેમણે અમુક સમયે હાજર રહેવું એવો નિયમ કરવો પડે છે. ઉપાસના જો અન્નના જેવી તૃપ્તિ આપનારી થાય તો તે પણ એ જ નિયમને અનુસરે.

એટલે ઉપાસના એ ઉપાસકોની શ્રદ્ધાથી નિર્માણ થયેલી હોવી જોઈએ, અને તેમાં સત્પુરુષોનો સમાગમ મળવો જોઈએ—એ સામુદાયિક ઉપાસનાનું પ્રથમ આવશ્યક તત્ત્વ છે.

## ૨ વિવિધતા

સામુદાયિક ઉપાસના એક જ અંગવાળી હોય તો ઉપાસકોને સંતોષ નહિ આપે. જુદી જુદી રુચિવાળા ઉપાસકોની જુદી જુદી ભાવનાઓને પોષે એવી વિવિધતા સામુદાયિક ઉપાસનામાં સધાવી જોઈએ. ઉપાસનાને મોહક, રમ્ય, કે અતિશયોક્તિભર્યા મહિમાના ભારથી ભવ્ય બનાવવામાં ન આવે, એને સકામ ભક્તિનાં વિવિધરંગી ફૂલોથી શણગારવામાં ન આવે, તો વિવિધતાથી ડરવાનું નથી કે એમાં નુકસાન નથી.

જેમ, અનેક ખાનારાઓની જ્યાં વીશી ચાલતી હોય ત્યાં કેટલોક ખોરાક દરેક ખાશે એમ માની લીધું હોય છે; પરન્તુ બીજી કેટલીક વાનીઓને ખાનારની રુચિ અનુસાર

સ્વીકારવા ન સ્વીકારવાની છૂટ હોઈ શકે છે: અને જો એ બધી વાનીઓ જીભને લલચાવવાની દૃષ્ટિએ નહિ પણ પથ્ય ભોજનને પણ રુચિકર કરવાની દૃષ્ટિએ જ હોય તો તે વાનીઓ ભોજનમાં દોષરૂપ નહિ પણ ગુણરૂપ જ ગણાય. તેમ ઉપાસનામાં સાધેલી એવી વિવિધતા વિષે સમજવું જોઈએ.

આવી વિવિધતા દ્વારા ફરજિયાત – મરજિયાતનો ઝઘડો પણ ઘણે અંશે પતી જશે. જેમ ખોરાકના રોટલી કે ભાત જેવા મહત્ત્વના પદાર્થોમાં સર્વેનો હિસ્સો હોય જ, જેમ શિક્ષણમાં સ્વભાષા જેવા મહત્ત્વના વિષયમાં સર્વેનો ભાગ હોય જ, તેમ ઉપાસનાનાં મહત્ત્વનાં અંગોમાં સર્વેનો ભાગ હોય; પણ જેમ અથાણાં કે શાકો વગેરેમાં ખાનાર રુચિ પ્રમાણે વર્તે, જેમ પરભાષા શીખવી ન શીખવી એમાં વિદ્યાર્થીની રુચિને માન આપી શકાય, તેમ ઉપાસનાનાં ગૌણ અંગોમાં ઉપાસકોની રુચિને માન આપવું ઘટે.

એવાં મહત્ત્વનાં અંગો કયાં અને ગૌણ અંગો કયાં એનો નિશ્ચય કરવો જરૂરી છે.

ઉપાસનાના સ્વરૂપનો વિચાર કરતાં આપણે ('જીવન-શોધન'માં) જોયું છે કે એમાં ત્રણ પ્રયત્નો થાય છે. પરમાત્મા સાથે અનુસંધાન કરવાનો પ્રયત્ન, સાત્ત્વિક ભાવ નિર્માણ કરવાનો પ્રયત્ન, અને તત્ત્વ કે ધર્મવિચારનો પ્રયત્ન.

મારી દૃષ્ટિએ, આ પૈકી અનુસંધાનના પ્રયત્નને સમુદાયમાં ગૌણ સ્થાન છે. જેમ મોટા સમુદાયમાં સંગીતની કેવળ અભિરુચિ ઉત્પન્ન કરી શકાય, કોઈને નિષ્ણાત ન કરી શકાય, તેમ સામુદાયિક ઉપાસના દ્વારા પરમાત્મા સાથે

અનુસંધાન કરવાની રુચિ ઉપજાવી શકાય, પણ એનો વિકાસ તો ખાનગીમાં જ થાય. એટલે, આ અંગનું બીજ નંખાય અને નવા બીજને પોષણ મળે એવી સામુદાયિક ઉપાસનાની રચના હોવી જોઈએ. આથી, જેનામાં આ બીજ પોષાયું છે અને જે ખાનગી રીતે અનુસંધાન કરવા પ્રયત્નશીલ રહે છે, તેને સામુદાયિક ઉપાસનાના આ ભાગ માટે રુચિ ન રહે એ સંભવ છે. આ દૃષ્ટિએ આ ભાગ ગૌણ અંગમાં ગણવો જોઈએ.

સાત્ત્વિક ભાવો નિર્માણ કરનારું અંગ એ સામુદાયિક ઉપાસનાનું મહત્ત્વનું સ્વરૂપ કહી શકાય. જેમ ભોજનને રુચિકર કરનાર મસાલા અને વાનીઓ વિવિધ હોય છે, અને બધા જ મસાલા અને વાનીઓનો એક દિવસે ઉપયોગ નથી થતો, તેમ આ પ્રયત્નનું પણ છે. એનું સ્વરૂપ એક કાયમ માટેનું ગોઠવેલું ન હોય; એમાં રોજ રોજ થોડો ઘણો ફરક હોય. એ હોય તો ખરું જ; પણ જેમ મસાલા અને વાનીઓનો અતિરેક દોષરૂપ છે, તેમ આનું પણ સમજવું જોઈએ. સાત્ત્વિક ભાવ પણ,

सुखसंगेन बध्नाति ज्ञानसंगेन चानघ ।

(સુખની અને જ્ઞાનની આસક્તિ દ્વારા બંધન કરે છે.) એ પણ એક પ્રકારનો ઉન્માદ નિર્માણ કરે છે. જ્યારે ઉન્માદ નિર્માણ થાય, ત્યારે સાત્ત્વિકતા લગભગ દોષરૂપ થઈ જાય છે.

મરાઠી નાટકોમાં સંગીતમાં ઉસ્તાદ હોય એવા એકાદ પાત્રના ગળામાં ઠાંસી ઠાંસીને ગીતો ભરી દેવાનો રિવાજ પડી ગયો છે. એવું પાત્ર રંગભૂમિ પર આવતાં જ અર્ધોક

ડઝન ગાયનો સાંભળવાની પ્રેક્ષકે તૈયારી રાખવી જોઈએ. ઘણા પ્રેક્ષકો સંગીતના એટલા બધા શ્રવણથી કંટાળતા નથી એ હું જાણું છું, પણ એમાં પ્રેક્ષકોની કેળવાયેલી અભિરુચિ છે એમ મને લાગ્યું નથી. જેમ કોઈની જીભ એકલો ગોળ ખાધા સિવાય ગળપણનું અસ્તિત્વ પારખી શકે નહિ અને તૃપ્ત થઈ શકે નહિ એવી હોય, તો તેની જીભ કેળવાયેલી ન કહેવાય; તેમ જે ડઝનેક ગીતો સાંભળ્યા સિવાય સંગીતથી તૃપ્ત ન થઈ શકે તેના કાન, મારી દૃષ્ટિએ, જડ ગણાવા જોઈએ. નિયમ તો એવો હોવો જોઈએ કે જે પાત્ર સંગીતમાં પ્રવીણ હોય તેના સિવાય બીજાને માટે ગાવાનો ભાગ જ ન હોય, અને એ પાત્ર પણ એક કે બે જ ગીતો સુંદરમાં સુંદર રીતે ગાઈ સંભળાવે.

આ જ રીતે સાત્ત્વિક ભાવો નિર્માણ કરવા માટે અનેક રીતો એક જ દિવસે યોજી લેવી એ મને અણઘડ પદ્ધતિ લાગે છે. આ રીતે ધૂનના ૨-૪ પ્રકાર, એ પ્રકારોમાં આરોહ અવરોહની ચાલબાજીઓ, અનેક ભજનો વગેરે રીતો યોગ્ય નથી એમ મારો મત છે. ધૂન અને ભજનો સંગીત માટે કે એના સહેલા તાલ અને સહેલી 'સા રી ગ મ 'થી ટોળાંઓને ગાંડાં કરવા માટે નથી. ટોળાં ધૂન કે ભજન ઝીલતાં ગાંડાં બની ડોલવા લાગે, નાચવા લાગે, તાલ આપવા લાગે ત્યારે એમાં ઠીક રસ જામ્યો એમ ઘણી વાર મનાય છે. 'રસ જમાવવા'ની દૃષ્ટિએ આ બરાબર છે. ઉપાસનાની દૃષ્ટિએ આ ઉપાસનાની નિષ્ફળતા છે. ધૂન કે ભજન જ્યારે એ રીતે વધતાં જાય કે ધીમે ધીમે નાચનારા બેસી જાય, ડોલનારા સ્થિર થઈ જાય, તાલ

આપનારો શાંત થઈ જાય, તાર સ્વરમાં ગાનારો મંદ્રમાં આવી જાય, અને જાણે આખો સમૂહ હવે જાગ્રત છતાં ગંભીર બની ગયો છે એમ લાગે, ત્યારે એ સફળ બન્યાં એમ કહેવાય. જે ચાલી રહ્યું હોય તેની સ્પષ્ટ અસર શી થઈ તે ઉપાસના પૂરી થયા બાદ ૨-૪ કલાકે માલૂમ પડે અને તે વખતે એક પ્રકારની શાંત પ્રસન્નતા લાગે ત્યારે એ ઉપાસના સફળ થઈ એમ કહેવાય.

પહેલાંના કરતાં સામુદાયિક ઉપાસનાનું આ વધારે મહત્ત્વનું અંગ છે. છતાં જેમ ઘણા માણસો રોટલી કે ભાત સાથે દાળ કે કઢી જેવી વસ્તુઓને લેતા જ હોય છે, તો પણ એમાં અપવાદ હોઈ શકે છે, અને કેટલાક કેવળ દૂધ, છાશ કે મોહાથી ચલાવી લેનાર હોય છે, તેમ કેટલાકને આવા સમુદાયમાંથી સાત્ત્વિક ભાવ પોષવાની જરૂર ન લાગે એમ બને. આવા અપવાદને માટે સામુદાયિક ઉપાસનામાં અવકાશ હોવો જોઈએ. સામાન્ય રીતે એવો અપવાદ લેનારા થોડા હોય એમ માનવાને હરકત નથી.

પણ સામુદાયિક ઉપાસનાના ઘઉંચોખા તો એ સમુદાયમાં થતો ધર્મવિચાર અને તત્ત્વવિચાર છે. એ વિચાર કોઈ સત્પુરુષના ચારિત્રવાચન દ્વારા થાય, પ્રશ્નોત્તરી દ્વારા થાય, કોઈ ગ્રંથના અધ્યયન દ્વારા થાય, પ્રવચન દ્વારા થાય, સંતવાણી કે ભજન મારફતે ઉપજે કે કોઈ ભક્ત-કીર્તનકાર કીર્તન દ્વારા કરાવે, પણ એ જ મહત્ત્વનું અંગ છે. જે વિચારશુદ્ધિ માણસ પોતાની મેળે જ કરવામાં હંમેશાં ફાવતો નથી અને તેથી સત્પુરુષ, સચ્છાસ્ત્ર કે સદ્ગ્રંથનો આશરો શોધે છે, તેની સગવડ કરી આપવી એ

જ સામુદાયિક ઉપાસનાનું મોટામાં મોટું પ્રયોજન છે. અલબત જેટલે અંશે ઉપાસનાના સંચાલક જાગ્રત, વિચારશીલ, વિશાળ દૃષ્ટિવાળા કર્મયોગી પુરુષો હશે તેટલે જ અંશે એ ઉપાસના કેવળ રૂઢિગ્રસ્ત નહિ હોય. પણ ઉપાસના રૂઢિગ્રસ્ત હોય કે નવી જાતની હોય, ધર્મ કે તત્ત્વવિચારની જેમાં લહાણી થતી હોય તેવા જ ઉપાસક-સમુદાયને શ્રેયાર્થી શોધતા હોય છે.

એ પણ ખરું કે આ ધર્મ કે તત્ત્વવિચારની ચર્ચા શ્રોતાઓની ભૂમિકાને અનુસરીને હળવી કે ભારે, સીધી કે કથાઓ દ્વારા હોવા જોઈએ. પાંચ કે પંદર વર્ષના શ્રોતાઓ આગળ ઉદ્દાલક અને અને શ્વેતકેતુની ચર્ચાનું વિવેચન ન કરી શકાય, પણ દેવો અને યક્ષનો અથવા પ્રાણ અને ઇંદ્રિયોનો સંવાદ વર્ણવી શકાય ખરો; સૂક્ષ્મ ધર્મોની ચર્ચા ન કરી શકાય પણ જીવનના વ્યવહારોમાં જે સ્થૂલ ધર્મોનું પાલન થવું જોઈએ તેની ચર્ચા કરી શકાય ખરી. વળી એમાં સીધી ચર્ચા કરતાં કથાત્મક ચર્ચાને વિશેષ સ્થાન હોય.

બધી ભૂમિકાના મિશ્ર શ્રોતાઓમાં સંચાલકને ચર્ચાની વધારે છૂટ રહે; કોઈ વાર સીધી ચર્ચા હોય, કોઈ વાર કથાત્મક હોય; કોઈ વાર હળવી હોય તો કોઈ વાર ગંભીર હોય.

આમાં સંચાલક રસને ખાતર કે મનોરંજનને ખાતર સત્યને ન છોડે, પાંડિત્યને ખાતર મૂંઝવી નાખનારી દલીલબાજીમાં ન પડે, વક્તૃત્વને ખાતર વાગાડંબરમાં ન પડે, વસ્તુના રહસ્યને પ્રગટ કે વધારે સ્પષ્ટ કરનાર નહિ પણ વધારે ગુપ્ત અને અગમ્ય કરી મૂકનાર કાવ્યચાતુર્યમાં (જેવું

ધીરો, કબીર વગેરેનાં કેટલાંક ભજનોમાં હોય છે તેમ ) ન પડે, પોતાને ઉપયોગી નથી પણ બીજાને આપવું છે એવા ભાનથી નહિ, પણ પોતાનેયે કાંઈક મળે એમ છે, પોતાને મળી આવ્યું છે તે બીજા સાથે વહેંચી લેવું છે એવા આશયથી ઉપાસનાના સંચાલક આમાં સાંભળનારાની શક્તિને ધ્યાનમાં રાખી વિવિધતા યોજવાનો વિવેક કરે તેમાં કશું ખોટું નથી.

જેમ કેટલાક માણસ ઘઉંચોખા કરતાં શાક અને અથાણાથી જ પેટ ભરનારા હોય છે, તેમ કેટલાક ઉપાસકોને આ મહત્ત્વનો ભાગ નીરસ અને કંટાળાભર્યો લાગે, અને પહેલાં બે અંગોમાં જ એ કાંઈયે ભાગ લઈ શકે એમ બને. આથી મૂંઝાવાનું ન હોય. કારણ, સામુદાયિક ઉપાસનામાં જો માનસિક ભૂખ ભાંગવાની કોઈ વિશેષ શક્તિ હોય તો તે આ છેલ્લા અંગમાં જ છે. સાચી ભૂખ ન હોય ત્યાં સુધી જ માણસ શાક અને અથાણાં ખાઈ શકે જાય છે. પણ ધીમે ધીમે સાચી ભૂખ ઊઘડ્યા પછી તે ઘઉં–ચોખાને છોડી નહિ જ શકે. તેમ આ ઉપાસક પણ સામુદાયિક ઉપાસનાનાં કેવળ ધૂન, ભજન અને નિત્યપાઠથી તૃપ્ત નહિ થાય પણ મહિને–છ મહિનેયે એવા વિચારાત્મક ભાગનો ભૂખ્યો થશે. આમાં જ સામુદાયિક ઉપાસનાનો સત્સંગ રહેલો છે. જે સમુદાયમાં આ ખોરાક મળતો હશે, તે સમુદાયથી બહુ દૂર રહેવાનું એકાંતસેવી યોગી પણ પસંદ નહિ કરે. આવા સમુદાયો જનસમાજની વચ્ચે ક્યારેક જ મળે છે. જે સમુદાયો જનસમાજની વચ્ચે ચાલતા હોય છે, તેમાં ધર્મશોધન કે તત્ત્વશોધન જૂજ જ

હોય છે. આવું માલૂમ પડવાથી જ શ્રેયાર્થી એ વિષે ઉદાસીન થાય છે, અને એકાંતને વિશેષ પસંદ કરે છે. પણ કોઈ ઠેકાણે સાચો સંતસમાગમ મળી શકે એમ છે એમ જ્યારે એને માલૂમ પડે છે ત્યારે તે (વિશેષ સાધનામાં ન હોય તો) એકાંતનો જ ભોગી નથી રહેતો. હિમાલયમાં જનારાઓ પણ ત્યાં સમુદાય રચે છે.

## ૩ શાંતિ અને ગાંભીર્ય

જો સમુદાયમાં શાંતિ અને ગાંભીર્ય ન જળવાય તો ઉપાસકોને શ્રદ્ધા અને સત્સંગનાં ફળ નહિ મળે. નાટકોમાં જેમ 'પિટ' ના પ્રેક્ષકો માટે યોજેલાં કેટલાંક દૃશ્યો હોય છે, તેમ સામુદાયિક ઉપાસનામાંયે થતું જોવામાં આવે છે. ગડબડધાંધાટનો પાર નથી હોતો અથવા ગડબડધાંધાટને જ સામુદાયિક ઉપાસના સમજી લેવામાં આવે છે. હિંદુ ઉપાસકોના સમાજોમાં શાંતિનો ગુણ મારા જોવામાં બહુ નથી આવ્યો. તહેવારોને દિવસે થતા મેળાઓમાં જેવું દૃશ્ય હોય છે, તેની જ નાની આવૃત્તિ સામુદાયિક ઉપાસનામાં ઘણું ભાગે હોય છે. રડતાં બાળકોના, તોફાની બાળકોના, અંદર અંદર વાતો કરતી સ્ત્રીઓના, બીજાને કોણી મારી આગળ માર્ગ કાઢવા મથતા પુરુષોનો ઘોંઘાટ એવો થાય છે કે એકંદર દેખાવ ઉપાસના કરતાં તમાશાનો વધારે લાગે છે. તેમાં, વળી, 'શંખો, નગારાં, ઢોલ, મૃદંગ અને રણશિંગાં એક સાથે વાગીને, આકાશ અને પૃથ્વીને ગજાવી મૂકે છે.' સહિષ્ણુતાની અને અન્ય દૃષ્ટિએ મુસલમાનોનું ગમે તે કર્તવ્ય હોય, સામુદાયિક ઉપાસનાની શુદ્ધતાની દૃષ્ટિએ

ઉપાસના સમયે આજુબાજુ શાંત વાતાવરણની તેમની માગણી ગેરવાજબી છે એમ નહિ કહી શકાય. શંખ, નગારાં વગેરે વાદિત્રોમાંથી એકાદ સાધનનો ઉપયોગ શાળામાં જેમ સમય સમયના ઘંટ વાગે છે તેમ ભલે કરાય; એની ઉપયોગિતા એટલી જ સમજવી જોઈએ. એ વાદિત્રો દેવોને જાગ્રત કરવા માટે નથી, ઉપાસકોને ભેળા કરવા માટે છે. આરતી સમયે ઘંટડીની જરૂર હોય જ તો એક નાનકડી ઘંટડીનો અવાજ બસ ગણાય. જો ઘંટડી ઉપાસનારૂપે વાગતી હોય તો તે વખતે ઉપાસકોની શાંતિ એવી હોવી જોઈએ કે ઘંટડીનો અવાજ આખો સમુદાય સાંભળી શકે. સાચું પૂછતાં આ બધા કર્મકાંડથી છૂટા થવાય એમાં જ શ્રેય છે. પણ જેને આવી શ્રદ્ધાઓ રહેલી જ છે, તેમનેયે શાંતિ અને ગંભીર વાતાવરણ જાળવવા જે વધારેમાં વધારે કરી શકાય અથવા ઓછામાં ઓછું કરવું જોઈએ તે જણાવ્યું છે.

ચિત્ત પ્રસન્ન હોય ત્યારે માણસમાં વિનોદ સહજપણે જણાય છે. એ વિનોદ બીજાને રમૂજ કરાવવા શોધીને યોજાયેલો નથી હોતો, પણ પોતાની મેળે ઉપજી આવે છે. ઉપાસનાનાં ભજનોમાં કે પ્રવચનોમાં એ એમ કોઈ વાર તરી આવે તેની સામે રીસ કરવાપણું ન હોય. પણ જ્યારે શ્રોતાઓનાં મનરંજન માટે વિનોદી કાર્યક્રમ, શ્લેષ વગેરેનાં શબ્દચાતુર્ય વગેરે ઇરાદાપૂર્વક ગોઠવવામાં આવે છે, જ્યારે પ્રવચનકારોને એમના એવા ચાતુર્ય માટે જ પસંદ કરવામાં આવે છે, ત્યારે એ ઉપાસના નથી રહેતી, પણ ભવાઈ બની જાય છે.

## ૪ ઉપાસનાની યોજના અને સંચાલના

ઉપાસનાના નિત્યપાઠ અને ભજનધૂન વગેરેની પસંદગીમાં કરવા જોઈતા વિવેક વિષે પણ થોડું કહેવા ચાહું છું.

નિત્યપાઠનો અર્થ એ છે કે, એમાં રહેલી વસ્તુ રોજ મનન કરવા યોગ્ય લાગે છે. એમાં કેટલુંક પરમેશ્વરસ્તવન હોય, કેટલુંક વંદનીય પુરુષોનું સ્મરણ હોય, કેટલુંક ધર્મના અને જીવનના આદર્શોનું ચિંતન હોય, કેટલીક ક્ષમાયાચના કે કૃતજ્ઞતાની ભાવના હોય, કેટલીક ચિત્તશુદ્ધિ, કર્તવ્યપાલન વગેરે વિષે રોજ સ્મરણમાં રાખવા યોગ્ય બાબતો હોય.

આવા નિત્યપાઠમાં એ સમુદાયમાં રહેતી કોઈ વ્યક્તિને ખટકે એવું કશું ન હોવું જોઈએ. દાખલા તરીકે, સનાતની અને આર્યસમાજીના મિશ્ર સમુદાયના નિત્યપાઠમાં वक्रतुण्ड-महाकाय જેવો શ્લોક આવતો હોય તો તે આર્યસમાજીને ખટક્યા વિના ન રહે. અને मूर्तिपूजाऽधमाऽधमा વાળો શ્લોક રોજ બોલવા માટે રાખ્યો હોય તો સનાતનીને ખટક્યા વિના ન રહે. એની ઈશ્વરવિષયક એકંદર વિચારસરણીને એ એટલો બધો આઘાત પહોંચાડનારો અથવા અજુગતો લાગે કે એને તે નિત્યપાઠ તરીકે સ્વીકારતાં અચકાય જ.

આ જ પ્રમાણે જે નિત્યપાઠમાં પરમેશ્વરને કરચરણ વિનાનો નિર્ગુણ નિરાકાર કહ્યો હોય તેને રોજ બોલતાં સ્વામીનારાયણ જેવા સગુણોપાસક સંપ્રદાયવાળા અચકાયા કરે, અને તેથી ઊલટું, જેમાં એને દિવ્ય સાકાર કહ્યો હોય તેને રોજ બોલવાનો પ્રસંગ આવતાં વેદાંતી કે આર્યસમાજીને આંચકો લાગે. ઉપર તેમ જ અહીં બન્નેની દૃષ્ટિને દલીલથી

સમજાવી દેવી શક્ય છે, પણ રોજ રોજ બુદ્ધિથી સમજૂત કરી નિત્યપાઠ બોલવામાં કોઈ ભક્તને રસ ન આવી શકે. ભક્ત પોતાની સમજણને અનુરૂપ સહેજે બોલી શકે એવા પાઠને ઇચ્છે, રૂપક યોજી અથવા કાઢી નાખી કે બુદ્ધિવાદ દોડાવી પાઠ પોતાની સમજણને અનુરૂપ જ છે એવો પ્રયત્ન રોજ કરવા ન ઇચ્છે.

આ જ રીતે હિંદુ, મુસલમાન, ઈસાઈ વગેરેના મિશ્ર સમુદાયોમાંયે નિત્યપાઠ યોજવામાં વિવેક કરવો ઘટે છે.

મિશ્ર સમુદાયનો અર્થ એ નથી કે, મહેમાનની માફક આવી પહોંચતાં માણસોનેયે સંતોષી શકે એવી રીતે પાઠની યોજના થવી જોઈએ. પણ જે સમુદાય કોઈ રૂઢ સંપ્રદાયને વળગેલો નથી, અને જેમાં અનેક ધર્મ અને સંપ્રદાયના માણસોને રોજ ભાગ લેવાનો રહે છે તે મિશ્ર સમુદાય છે.

નિત્યપાઠને જે બંધનો લાગુ પડે છે તે ભજનોને લાગુ નથી પડતાં. કોઈ માણસ તુલસીદાસને માટે કહેવાય છે તેમ, એવો અનન્યાશ્રયી હોય કે રામને બદલે કૃષ્ણને માથું ન નમાવે, તે પણ તુકારામનો વિઠોબાના નામથી રચાયેલો અભંગ ગવડાવવામાં આવે તો ઝીલતાં અચકાશે નહિ. એ સમજશે કે એમાં નામ ગૌણ છે, ભાવ મુખ્ય છે. વિઠોબા બોલતાંયે એ તે વડે પોતાના જ ઇષ્ટદેવનો વિચાર કરશે. આ દૃષ્ટિએ, ઈશ્વર સગુણ સાકાર છે એમ કહેતાં જ છંછેડાઈ પડનારા ભક્તો પ્રભુના 'ચરણ' માં માથું મૂકવાની, એનો વરદ 'હસ્ત' પોતાને માથે મૂકવાની, એના 'પ્રકાશ'માં નાહવાની અભિલાષા કરે છે.

વૈષ્ણવો શિવ કે દુર્ગાનાં ભજનની કદર કરી શકે છે. પણ આવાં ભજન નિત્યપાઠમાં આવે તો તેની બરદાસ્ત કરવી એમને કઠણ થાય. કારણ કે એ ચિંતન પોતાની સ્થિર નિષ્ઠાને વિરોધી થાય છે.

ઉપાસનાને સમયે કર્મેન્દ્રિયો કે જ્ઞાનેન્દ્રિયોને કાંતવું, કાલાં ફોલવાં, સીવવું વગેરે કોઈ સમાજોપયોગી કામમાં રોકી દેવાય કે નહિ એ પ્રશ્નને વિચારવાની જરૂર લાગે છે.

"ખાતાં, પીતાં, હરતાં, ફરતાં, કરતાં ઘરનું કામ;
"સ્વામીનારાયણ, સ્વામીનારાયણ, મુખે રટિયે નામ–
હો સંભારિયે રે."

આ એક બાબત છે, અને સ્તવન–ઉપાસના વખતે, ભલેને શુદ્ધ હોય તો પણ, સામાજિક હોય તેવું કામ લઈને બેસવું એ બીજી બાબત છે. મારી દૃષ્ટિએ એમ કરવું બરાબર નથી. 'જીવનશોધન'માં વિવેચન કર્યા પ્રમાણે કર્મોપાસના કે સહજોપાસનામાં રહી જતી એકાંગિતા ટાળવી, કર્મ કરતાં છતાં કર્મના બંધનમાંથી અને પ્રવૃત્તિના મોહમાંથી છૂટવું—એટલા માટે સ્તવનોપાસનાની આવશ્યકતા છે. જેને એ હેતુ સિદ્ધ થઈ ગયો છે, તેને માટે સ્તવનોપાસના આખીયે નિરુપયોગી બની છે. એને માટે તો ઉપરની કડીયે નકામી છે. એ તો,

"કહું સો નામ, સુનૂં સો સુમિરન, જો કરૂં સો પૂજા;
... ... ... ...
"જબ સોઊં તબ કરૂં દંડવત, પુજૂં ઔર ન દેવા"

—એવી સ્થિતિમાં રહી શકે.

પણ જેને સ્તવન-ઉપાસનાની જરૂર રહી છે, તેને એની સિદ્ધિ માટે જરૂરનું છે કે એ સ્તવન-ઉપાસના સમયે જગતનાં સર્વે સ્વાર્થી કે પરમાર્થી કર્મોને દૂર મૂકે અને એને વીસરી જવાનો પ્રયત્ન કરે. એકચિત્તે માળા ફેરવવા કરતાં ભૂખ્યાને ભોજન આપવું કે નવસ્ત્રા માટે વસ્ત્ર કરવું એ વધારે મહત્ત્વનું હોઈ શકે; તેમ લાગે ત્યારે ભૂખ્યાને ભોજન આપી કે કાંતી — તેને ઈશ્વરપૂજા માનવી અને તે વખતે જ ઈશ્વરનામ લેતા રહી — બીજી ઉપાસનામાં ગૂંચાવું નહિ એ યોગ્ય છે પણ જો સ્તવનોપાસના માટે એ ખાસ સમય રાખી બેસવાનો કાર્યક્રમ યોજે તો એકાગ્ર સાધનાની દૃષ્ટિએ, તથા કર્મયોગના આગ્રહનેયે મર્યાદા છે — એ જાણવાની દૃષ્ટિએ પણ, મનુષ્યોના અર્થ અને કામ સાથે સંબંધ હોય તેવાં કર્મોથી નિવૃત્ત થઈને બેસવું એ ઇષ્ટ છે. એવા કર્મો તે નમસ્કાર કરવા, માળા ફેરવવી, (મૂર્તિપૂજક હોય તો) પ્રદક્ષિણા કરવી વગેરે હોઈ શકે. એમાંનું કાંઈ કરવું જ જોઈએ એમ હું કહેતો નથી. શાંત ચિત્તે, એકાસને, સ્થિર બેસવું એ હું બસ અને શ્રેષ્ઠ ગણું છું; પણ ચંચળ ઇંદ્રિયોને એમ કહેણ પડતું હોય તો અર્થ અને કામ સાથે સંબંધ ન રાખનારાં કર્મોમાં એને જોડવી એ વધારે ઠીક છે.

'મનુવા તો ચહુ દિશ ફિરે,' છતાં આખો દિવસ માળા હાથમાં રાખવાનો મિથ્યાચાર એ જેમ એક જાતની કર્મજડતા છે, તેમ કાંતવું એ યજ્ઞકર્મ છે માટે સ્તવન માટે આગ્રહપૂર્વક રાખેલા સમયે પણ કાંતતા બેસવું એ બીજી જાતની કર્મજડતા છે. જ્યાં 'એક પંથ દો કાજ' કરવાની

વણિગ્બુદ્ધિ ઉત્પન્ન થાય છે. ત્યાં તત્ત્વ માર્યું જાય છે એમ કહેવાને હરકત નથી.

એક શિષ્ય વિષે વાત છે કે એક વાર એ પોતાની તુંબડી ઓસરી પર ભૂલી પૂજા કરવા બેસી ગયો. પૂજા કરતાં તુંબડી ભૂલી ગયાનું યાદ આવ્યું અને તે કૂતરું બગાડશે એવી ધાસ્તીથી ઘડી ઘડી એની વૃત્તિ તે તરફ દોડવા લાગી. પરંતુ પૂજા કરતાં ન ઉઠાય એવા નિગ્રહથી તે ઊઠીયે શક્યો નહિ. આ જોઈ ગુરુએ પૂછ્યુ :

"દૈવત તુંબીપાત્રમેં, કિવા દૈવત ધ્યાન ?
"દૈવત તુંબીમેં અધિક, કિંવા દોઉ સમાન ?"

જો તુંબડી ઊંચી મૂકવી વધારે મહત્ત્વની હોય તો તે પહેલું કરવું જોઈએ, જો પૂજા વધારે મહત્ત્વની હોય તો તુંબડીની ચિંતા છોડવી જોઈએ. એ જ પ્રમાણે જો કાંતવામાં વિશેષ સત્કર્મ લાગતું હોય તો સ્વસ્થાને નિરાંતે બેસીને કાંત્યા કરવું જોઈએ અને સ્તવનની જંજાળ કોરાણે મૂકવી જોઈએ. જો તે સમયે સ્તવનમાં શામિલ થવું વધારે મહત્ત્વનું હોય તો કાંતવું યજ્ઞાર્થે હોય છતાં બંધ કરવું જોઈએ.

છેવટે, ઉપલાં બધાં દૃષ્ટિબિંદુઓને ધ્યાનમાં રાખી સમય તથા કાર્યક્રમની વહેંચણી કેમ થઈ શકે તેની એક યોજના આપી દઉં છું.

આ યોજનામાં મેં એવી અપેક્ષા રાખી છે કે એ સમુદાયની દરેક વ્યક્તિ એમાં ઓછામાં ઓછી વીસ મિનિટ અને રુચિ હોય તો વધારે વખત ભાગ લે. કાર્યક્રમના જુદા

જુદા ભાગોનું સંચાલન એક જ વ્યક્તિ કે જુદી જુદી વ્યક્તિઓએ કરવું તે સગવડ અને લાયકાતનો વિષય છે. જે વ્યક્તિઓને જે ભાગમાં શામિલ રહેવાની ઇચ્છા ન હોય તે શાંતપણે બીજાને હરકત કર્યા વિના ચાલી જઈ શકે, અને પાછળથી દાખલ થનાર એ જ પ્રમાણે આવી શકે એવી વ્યવસ્થા હોય. એક વાર બેસી ઊઠી ગયા બાદ, વળી બીજા કાર્યક્રમ માટે આવે અને ઊઠી જાય, તેમ જ કાર્યક્રમ ચાલતો હોય તે દરમિયાન ઊઠી જાય એવો અવિનય કોઈ ન કરે એમ માન્યું છે.

સામાન્ય રીતે શિક્ષણસંસ્થાઓમાં પહેલો ઘંટ બધાને એકત્ર કરે છે અને બીજે ઘંટ થતાં જ નિત્યપાઠ શરૂ થાય છે. એને બદલે હું એમ સૂચવું છું કે બીજા ઘંટ સાથે કે તે પહેલાંયે ભજનમંડળ પોતાનાં ભજન અને ત્યાર બાદ ધૂન શરૂ કરી દે અને ઉપાસકો દરમિયાનમાં મૂગા મૂગા આવી ગોઠવાતા જાય. સમયની વહેંચણી સવાર સાંજ બંને માટે નીચે મુજબ કરાય :

**કાર્યક્રમ**

| મિનિટ (આશરે) | |
|---|---|
| ૧૦ | ભજન |
| ૫ | ધૂન |
| ૫ | સ્તવનપાઠ |
| ૧૫ | (સવારે) સ્વાધ્યાય (સાંજે) કથા–કીર્તન–વાચન |
| ૫ | ભજન |
| ૧૫ | પ્રવચન |
| ૫ | ધૂન |

પ્રવચન નિયમિત ન થતું હોય તો કુલ સમય ૪૦ કે ૪૫ મિનિટનો થાય, અને નહિ તો ૬૦ મિનિટનો થાય. જે વાચન કે પ્રવચનમાં ઊંઘી જનારા હોય તેઓ શરૂઆતથી સ્તવનપાઠ સુધી ભાગ લે; જે તેની જ રુચિવાળા હોય તેઓ તેમાં ભાગ લઈ શકે એવી રીતે જોડાય. જેમને બધા કાર્યક્રમ માટે ભક્તિ, રુચિ અને ફુરસદ હોય તેઓ પૂરો કલાક આપે. સાઠ મિનિટ ગોઠવવી શક્ય જ ન હોય તો સવારે સ્વાધ્યાય કે વાચન અને સાંજે પ્રવચન ગોઠવી શકાય. પ્રવચનકારને અભાવે વાચન પણ રાખી શકાય. જરૂર લાગે તો બીજા ભજન અને ધૂન માટે જુદી વ્યક્તિ જવાબદાર હોય.

સ્વાધ્યાય માટે એક વાત કહી દેવાની જરૂર છે. ઘણી વાર સ્વાધ્યાય એટલો લાંબો રાખવામાં આવે છે કે નિશ્ચિત સમયમાં તેને પૂરો કરવા માટે મેલ ટ્રેન દોડાવવી પડે છે. આમાં કાંઈ અર્થ નથી. સ્વાધ્યાય એ નિત્યપાઠ નથી, પણ મનન કરવા યોગ્ય મોઢે કરેલા વિશાળ સાહિત્યમાંથી થોડોક ભાગ છે અને ઘટે તો સાથે તેનું થોડું વિવેચન છે. એ રોજ એક જ જાતનો હોવાની જરૂર નથી.

## ઉપસંહાર

છેવટે ઉપસંહારરૂપે કેટલીક સૂચનાઓ કરી જાઉં. જેને સાચે જ સામુદાયિક ઉપાસનાની જરૂર નથી રહી તે કોઈ એવા સમાજ સાથે બંધાયેલોયે નથી હોતો કે જેમાં એનું સ્તવન–ઉપાસના સમયે હાજર રહેવું એને માટે ફરજિયાત મનાતું હોય. જે અપવાદરૂપ વ્યક્તિઓ એથી પર થયેલી હોય છે તેની અપવાદ લેવાની યોગ્યતા સૌ કોઈ સ્વીકારે છે, અને નથી સ્વીકારતા તો તેને એ સમુદાયમાં બંધાઈ રહેવા

જેટલી પરવાયે નથી હોતી. આથી આ ઝઘડો જ્યાં ઊપજે છે, ત્યાં એનાં કારણો તાત્ત્વિક નહિ પણ શ્રદ્ધામંદતાનાં જ હોય છે.

પણ સામુદાયિક ઉપાસનાનો કેટલોક ભાગ કોઈ ખાનગી રીતે કરવા માટે અથવા પોતાને માટે બિનજરૂરી લાગતો જણાવે તે મિથ્યાભિમાની છે એમ માનવું એ બરાબર ન ગણાય. કેટલીક નિશાળોમાં બાળકોએ દરેક પાડો અમુક વખત બોલવો જ એવો નિયમ હોય છે. મોટે ભાગે એની પદ્ધતિ સામે બાળકો તકરાર કરતાં નથી. પણ કોઈ બાળક એમ કહે કે 'હું એક એકાનો. દશ એકાનો, અને દરેક પાડાનો એક અને દશનો ગુણાકાર ગોખીશ નહિ,' તો તે બાળક બુદ્ધિ વાપરે છે કહી એને છૂટ આપશું કે એને જડ નિયમના સાંચામાં બંધાઈ જ રહેવું જોઈએ એમ કહીશું? આ જ ન્યાય સામુદાયિક ઉપાસનાના કેટલાક ભાગને લાગુ પડી શકે.

વળી, સામુદાયિક ઉપાસના આવશ્યક છે માટે ગમે તેવી સામુદાયિક ઉપાસના ચાલી જ શકે એ પણ દુરાગ્રહ ગણાય. ઉપાસકનાં બુદ્ધિ તેમ જ હૃદય બંનેને સંતોષદાયક થાય તો જ એ ઉપાસના ખોરાકરૂપ ગણાય. જો તેમ ન થાય અને શ્રદ્ધાળુ ઉપાસક એમાં ફેરફાર સૂચવે તો તેવો ઉપાસક એક જ હોય અને બીજા ઉપાસકો એની અપેક્ષાએ ઓછા શ્રદ્ધાળુ ન હોય પરંતુ ઓછા વિચારનિષ્ઠ હોય તો. બીજાને અસંતોષ ઉપજાવ્યા વિના. એ એકને વધારે સંતોષ મળે એવો ફેરફાર કરવામાં જ સંચાલકે ડહાપણ માનવું જોઈએ.

એ જ પ્રમાણે, સ્તવન-ઉપાસના સામુદાયિક તેમ જ ખાનગી બન્ને પ્રકારની હોવાથી, અને સામુદાયિક ઉપાસનાનો હેતુ છેવટે ખાનગી ઉપાસનાને પોષવાનો હોવાથી, કેટલીક બાબતોમાં, અથવા સંપૂર્ણપણે પણ, કોઈ વ્યક્તિ ખાનગી ઉપાસના જ કરવા ઇચ્છે તો તેને તપાસી તેવી સગવડ કરી આપવી એમાં સમુદાયસંચાલકોને સંકોચ ન હોવો જોઈએ.

ટૂંકામાં સંચાલક, વ્યવસ્થાપક, ગૃહપતિ, આચાર્ય વગેરે પોતાને ઉપાસનાની કવાયત કરાવી લેનાર ડ્રિલ-માસ્તર સમજે તો તેઓ તેને ફરજિયાત કરી તેમાં 'બંદોબસ્ત' જળવાય એવું સાધી શકશે ખરા; એક જ સમકમાં, એક જ સૂરમાં, તાલ અને વેગને બરાબર જાળવી, ઉચ્ચારણની શુદ્ધતા પણ એ આણી શકશે. એ કવાયત ઉપાસકોને કંટાળાભરી ન લાગે એવુંયે થઈ શકે; અને કંટાળો ચાલી જાય એટલે સહેજે એનું બંધાણ પડી જાય એમ પણ બને. છતાં એ ઉપાસના ન કહેવાય. એ કવાયત જ છે.

પણ જો સંચાલક પોતાને નરસિંહ મહેતા કે તુકારામના જેવો શ્રેયાર્થી સમજે, અને પોતાના શ્રેય માટે બાળ કે મોટા હરિજનોનું મંડળ જમાવવા ચાહે, અને એવા ભક્ત મંડળનો પોતે એકલો કે બે ચાર સહાયક સાથીઓ સહિત મુખી બને તો એમાં સાચી ઉપાસનાનાં તત્ત્વો દાખલ કરી શકશે. એની સાથે ઉપરના જેવી વ્યવસ્થિતતા હશે, તો તે બેવડી દીપશે. એ પોતે નરસિંહ મહેતો કે તુકારામ બની ન શકે, છતાં એ સમુદાય માટે એની એવી ભક્તિ—નિષ્ઠા—હશે તો તેમાં સાચા નરસિંહ મહેતાને જોડાઈ જવાનું મન થશે.

# સ્ત્રીકેળવણી*

એ પાસે પાસે ઊભેલા આંબા તથા લીમડાને જુદી જુદી જગ્યાએથી જોઈએ તો એક જગ્યાએથી આંબો લીમડાની જમણી બાજુએ જણાશે, અને બીજી જગ્યાએથી ડાબી બાજુએ જણાશે; વળી ત્રીજી દિશામાંથી એ લીમડાની આગળ જણાશે અને ચોથી જગ્યાએથી પાછળ જણાશે. આ બધાં દર્શનનો ભેદ ઝાડમાં કાંઈ જગ્યાફેર થવાને લીધે થતો નથી, પણ જોનારનો જગ્યાફેર થવાને લીધે થાય છે.

કેળવણીનું પણ કાંઈક આવું જ છે. કયે સ્થાને ઊભા રહી આપણે જીવનને નિહાળીએ છીએ, તે ઉપરથી જીવન વિષે આપણો ખ્યાલ બંધાય છે અને તેનું એક કે બીજું અંગ ઓછું કે વધારે મહત્ત્વનું લાગે છે. કેળવણીનું ધ્યેય

---

* અમદાવાદના વનિતાવિશ્રામના રજતમહોત્સવ પ્રસંગ માટે લખાયેલો નિબંધ—ડિસેંબર ૧૯૩૧.

જીવનને ઘડવાનું હોવાથી ઉપર મુજબ થતા દૃષ્ટિબિંદુના ફરકને લીધે કેળવણીમાં કઈ વસ્તુને મહત્ત્વ આપવું તે વિષે મતભેદ થાય છે.

પણ કેવળ જોનારના સ્થાનફેરને લીધે જ કેળવણીના પ્રશ્નો વિષે મતભેદ નથી થતા, આંબા અને લીમડાની બાબતમાં તો કેવળ જોનાર જ સ્થાનાંતર કરે છે; ઝાડો સ્થિર રહે છે. જીવનની બાબતમાં નવા નવા અનુભવને લીધે આપણું જેમ સ્થાનાંતર થાય છે, તેમ એકંદર માનવસમાજનું જીવન પણ નવાં નવાં રૂપો લેતું જાય છે. આથી કેળવણી વિષે હંમેશાં નવા નવા પ્રશ્નો ઉત્પન્ન થતા જ જાય એમાં નવાઈ નથી.

આથી આપણે જીવનને કોઈ ઊંચા અને ઠીક ઠીક સ્થિર સ્થાનેથી તપાસી કેળવણીનો વિચાર કરવા પ્રયત્ન ભલે કરીએ, પણ આપણે ખ્યાલ રાખવો જોઈએ કે એ વિષેના આપણા ઘણા વિચારોમાં વારંવાર સુધારા થયા કરવાના જ, અને આજે જે બાબતો મહત્ત્વની લાગે છે તે કાલે ગૌણ થાય અને આજે ગૌણ લાગતી બાબતો કાલે મહત્ત્વની બને.

આ રીતે આપણા નિર્ણયો અસ્થિર હોવાનો સંભવ છે. જે જગ્યાએ આજે પગલું માંડ્યું છે ત્યાંથી કાલે ખસેડવું પડે. પણ આજનું પગલું જો સાચી દિશામાં પડ્યું હોય તો આવતી કાલે તેને ઉપાડીને સાચી દિશામાં જ મૂકવાની વધારે આશા રહે છે. આથી ભલે આપણાથી એક જ ડગલું જોઈ શકાતું હોય. એ ડગલું સાચું પડે તો આપણે સલામત હોવાની આશા રાખી શકીએ.

કેળવણી એટલે જીવન ઘડવાની પદ્ધતિ એવી એક નાનકડી વ્યાખ્યા સ્વીકારીને આપણે આ વિષયનો વિચાર કરવા બેસીશું તો કાંઈક સગવડ થશે એમ ધારું છું. એ વ્યાખ્યા જ આપણી આગળ પ્રશ્નોની પરંપરા રજૂ કરશે.

સૌથી પહેલો પ્રશ્ન તો એ કે 'જીવન ઘડવું' એટલે શું? પણ 'ઘડવું' શબ્દનો અર્થ શોધવા બેસતાં જ 'કોનું જીવન?' એ બીજો પ્રશ્ન ખડો થાય છે. કદાચ, આનો ઉત્તર એવો આપવામાં આવે કે સ્ત્રીઓનું જીવન. પણ આ ઉત્તર પૂરો નથી. કારણ કઈ સ્ત્રીઓ—કયા વર્ગની સ્ત્રીઓ—આપણી નજર આગળ તરે છે, તે ઉપરથી આપણી આ પ્રશ્નોના ઉત્તર શોધવા બુદ્ધિ દોડશે. જો આપણી નજર આગળ શહેરોની, તેમાંયે શ્રીમંત કે મધ્યમ વર્ગની સ્ત્રીઓ દેખાતી હશે તો તેના ઉત્તરો એક રીતે સૂઝશે અને જો ગામડાંઓની અને પછાત તથા ગરીબ વર્ગની સ્ત્રીઓ દેખાતી હશે તો તેના ઉત્તરો બીજી રીતે સૂઝશે.

જે સંસ્થાએ આ નિબંધ લખવા મને આજ્ઞા કરી છે તેનું કાર્યક્ષેત્ર બહુ શ્રીમંત નહિ છતાં અતિશય હાડમારી ન ભોગવનારી મધ્યમ વર્ગની, તેમ જ સંસ્કારી જ્ઞાતિઓની છતાં ગરીબ વર્ગની સ્ત્રીઓમાં મર્યાદિત છે એમ માની તેટલા જ ક્ષેત્રમાં ઉત્પન્ન થતા પ્રશ્નોનો મેં વિચાર કર્યો છે. ગુજરાત પરત્વે બોલીએ તો બ્રાહ્મણ, વૈશ્ય, પાટીદાર, બ્રહ્મક્ષત્રિય, કાયસ્થ વગેરે જ્ઞાતિઓનો આમાં સમાવેશ થાય છે એમ સાધારણ રીતે કહી શકાય.

વિશાળ જનતાની દૃષ્ટિએ વિચાર કરીએ તો આ વર્ગ ખોબા જેટલો છે એમ કહેવાય. આથી, સ્ત્રીકેળવણીનું

મોટું નામ આપીને એક નજીવા વર્ગને જ લગતા પ્રશ્નોની ચર્ચા કરવામાં મેં નકામી શક્તિ ખર્ચી છે એમ આક્ષેપ આવવાનો સંભવ છે. પણ સંપૂર્ણ ચર્ચા કરવા જતાં નિબંધ કેવળ તાત્ત્વિક થઈ જાય અને જેઓની પ્રેરણાથી મેં એને લખ્યો છે તેમને માટે એ વહેવારુ રીતે બહુ ઉપયોગી ન થાય એમ સંભવ હતો. આથી ખોબા જેટલા છતાં આટલા વર્ગની જ સ્ત્રીકેળવણીના પ્રશ્નો મેં દૃષ્ટિમાં રાખ્યા છે.

પણ આમ ક્ષેત્રને મર્યાદિત કરવા છતાં એ મર્યાદામાંયે જેટલો બને તેટલો વિશાળ દૃષ્ટિએ અને વ્યાપક વિચાર કરવો જોઈએ. અને તે માટે જીવન વિષે જેટલું બને તેટલું સાચું દૃષ્ટિબિંદુ શોધી, તે દૃષ્ટિએ કેળવણીના પ્રશ્નો ચર્ચવા જોઈએ. આ બાબતમાં હું કેટલાક વિચારો સૂત્રરૂપે જ રજૂ કરવા ધારું છું અને માનું છું કે વિચાર કરવાથી એ સૂત્રો દરેકને સ્વીકારવા જેવાં લાગશે.

પહેલા સૂત્રરૂપે હું નીચેનો વિચાર રજૂ કરું છું:

**૧. માણસજાત રાજપદ્ધતિ, સમાજપદ્ધતિ, શિક્ષણ-પદ્ધતિ, શાસનપદ્ધતિ, ધાર્મિક વર્તનના નિયમો, નૈતિક વર્તનના નિયમો વગેરે દ્વારા એક જ વસ્તુ સિદ્ધ કરવા મથે છે: તે એ કે પોતાના જીવનની જુદી જુદી પ્રવૃત્તિઓમાં આંતરિક મેળ બેસાડવો, તેમ જ પોતાનાં અને બીજાં પ્રાણીઓનાં જીવન વચ્ચે મેળ બેસાડવો.**

આ બેવડા પ્રયત્નો પૈકી આપણે પોતાના જીવનનો મેળ બેસાડવાના પ્રયત્નનો હાલ વિચાર નહિ કરીએ; કારણકે આજે આપણે શિક્ષણના પ્રશ્નોનો વિચાર કરવો છે, અને

તે પણ સ્વશિક્ષણની દૃષ્ટિએ નહિ, પણ બીજાને કેળવવાની દૃષ્ટિએ. આથી આમાં કેળવણી યોજનાર અને કેળવણી લેનાર એવા બે પક્ષો રહેલા છે એમ માની ચાલી શકાય. આથી પહેલા સૂત્રના પરિણામે બીજું સૂત્ર નીચે મુજબ રજૂ કરું છું:

**૨. કેળવણી એટલે કેળવણી લેનારાઓનાં જીવનને એવી રીતે ઘડવાનો પ્રયત્ન કે જેથી તે યોજનારાઓને એમ અનુભવ થાય કે તેમનાં અને કેળવણી લેનારાના જીવન વચ્ચે તેમ જ સમાજનાં જુદાં જુદાં અંગો વચ્ચે મેળ છે.**

આ રીતે કેળવણીની યોજના કરનારાઓના બે ભાગ પડે છે: (૧) પોતાનાં અને કેળવણી લેનારનાં જીવન વચ્ચે મેળ બેસાડવા મથનારાઓનો અને (૨) સમાજનાં જુદાં જુદાં અંગો વચ્ચે મેળ બેસાડવા મથનારાઓનો.

પહેલા પ્રકારના કેળવણીકારોનાં કેટલાંક દૃષ્ટાંત આપું: ઘોડાને કે બળદને કેળવનાર શેઠ એ પ્રાણી પોતાને કેવી રીતે વશ રહે અને પોતાનું વધારેમાં વધારે કામ કેવી રીતે કરી આપે તે દૃષ્ટિએ એને કેળવવાના ઉપાયો યોજે છે: એ પ્રાણીનું જીવન એ એવી રીતે ઘડવા મથે છે કે જેથી પોતાના જીવન સાથે એના જીવનનો મેળ બેસે.

એ જ રીતે રાજ્યનું કેળવણીનું ખાતું એવી જ રીતે પ્રજાને કેળવણી આપે છે કે જેથી પ્રજાનું ઘડતર સરકારના અસ્તિત્વ સાથે મેળ રાખે એવું બને.

એ જ ન્યાયે ઘણી વાર એવું બન્યું છે કે ખાસ વર્ગો આમ વર્ગનું, પુરુષ વર્ગ સ્ત્રી વર્ગનું, વડીલો બાળકોનું

જીવન કેળવણી દ્વારા એવી રીતે ઘડવા મથે છે કે જેથી કેળવનારના જીવન સાથે કેળવાનારનું જીવન મેળયુક્ત ઘડાય.

આમ મેળ બેસે એવી રીતે કોઈના જીવનને ઘડવા મથવું એમાં જ દોષ નથી, પણ એમાં જો કેળવનારનું દૃષ્ટિબિન્દુ એવું હોય કે જેને પરિણામે કેળવનાર અને કેળવાનાર વચ્ચે હમેશાં સ્વામી અને દાસનો જ સંબંધ રહે, તો એમાં અન્યાય થાય છે.

પણ, આ રીતે—

**૩. પોતાના જીવનમાં ફેરફાર કર્યા વિના બીજાના જીવનને પોતાને અનુકૂળ થાય એવી રીતે ઘડવાના પ્રયત્નમાં સાધારણ રીતે ભય, લાલચ, ખુશામત, વહેમનું પોષણ, સત્યની છુપામણી અથવા અસત્યકથન વગેરે ઉપાયો શિક્ષણપદ્ધતિનાં અંગો બને છે, અને મનુષ્યની ધર્મની, ભક્તિની, પ્રેમની, કૃતજ્ઞતાની વગેરે સર્વ કોમળ ભાવનાઓનો અયોગ્ય લાભ પણ લેવામાં આવે છે.**

આ ન્યાયે રાજ્યોએ ખોટા ઇતિહાસ, ધર્મોપદેશકોએ ખોટી શ્રદ્ધાઓ, પુરુષોએ પોતા પ્રત્યે ખોટી ભક્તિ વગેરે શીખવવાના જે પ્રયાસો કર્યા છે તે જાણીતા છે.

પણ અંતે અસત્ય ટકતું નથી. વહેલો કે મોડો અસંતોષ પ્રગટી જ ઊઠે છે અને બળવો જાગે છે.

પ્રજાઓનો સરકાર સામેનો બળવો, આમ વર્ગોનો ખાસ વર્ગો સામેનો બળવો, સ્ત્રીઓનો પુરુષ વર્ગ સામેનો બળવો, યુવકોનો વૃદ્ધો સામેનો બળવો, અનુયાયીઓનો ધર્મગુરુઓ સામેનો બળવો એ બધા બળવા ઉપર

મુજબ સ્વાર્થદૃષ્ટિએ મેળ સાધવાના પ્રયત્નનું કેટલેક અંશે પરિણામ છે, અને આપણે આશા રાખીએ કે કોઈક દહાડો પ્રાણીઓ પણ માનવસમાજ સામે આવો બળવો કરે.

આવી રીતે જ્યારે બળવો થાય ત્યારે એવું ઘણી વાર બની જાય છે કે એ પદ્ધતિથી નીપજેલાં કેટલાંક સારાં પરિણામો પણ અનિષ્ટો ભેળાં ધોવાઈ જાય છે.

કેળવણીની યોજના કરનારા હમેશાં આમ ઇરાદાપૂર્વક — ગણતરીપૂર્વક — ખોટી રીતે શિક્ષણ આપે છે એમ સમજવાનું નથી. પણ પોતાના જ વર્ગમાં આખો માનવસમાજ આવી જાય છે અને પોતાની જીવનપદ્ધતિ સારામાં સારી છે, તથા તેમાં જ પ્રાણીમાત્રનું કલ્યાણ રહેલું છે એવી અધૂરી દૃષ્ટિને લીધે આવું અનાયાસે જ બને છે. આવી અધૂરી દૃષ્ટિનું કારણ શરૂઆતમાં કહ્યું તેમ જીવનની ખોટે સ્થાનેથી કરેલી તપાસ છે.

આખી સૃષ્ટિના જીવનને પરિપૂર્ણ રીતે, તેના સાચા સંબંધોમાં અને કોઈ પણ ખાસ વર્ગના જીવન માટે મમત્વ રાખ્યા વિના તટસ્થપણે કોઈ જોઈ શકે કે કેમ એ શંકા છે, અને એવો કોઈ પુરુષ થાય તોયે તેના કેળવણીના સિદ્ધાંતો બીજાઓ સ્વીકારે કે કેમ એ પણ શંકા છે. છતાં એટલું તો કહી જ શકાય કે—

**૪. શક્ય તેટલા નિઃસ્વાર્થી અને વિશાળ દૃષ્ટિબિન્દુથી પ્રામાણિકપણે જીવનનો વિચાર કરી સમાજનાં સર્વ અંગો વચ્ચે સર્વેનું સમાન હિત કરનારો મેળ બેસે એ રીતે કેળવણી યોજવી જોઈએ.**

જો આવો પ્રયત્ન પ્રામાણિક હોય તો કેળવણી યોજનાર ભલે ભૂલો કરે, ભલે જેને એ વિશાળ અને સર્વહિતકર દૃષ્ટિ સમજતો હતો તે સંકુચિત દૃષ્ટિ હતી એમ માલૂમ પડે, છતાં એથી નુકસાન નહિ થાય; કારણ એમ માલૂમ પડતાં જ એ કેળવણીની દિશા બદલવા, અને કોઈ એક જ વર્ગને જીવનનો નમૂનો ન રાખતાં તે વર્ગના જીવનનેયે ફેરવવા તૈયાર રહેશે.

જો ઉપરનાં ચાર સૂત્રો વિષે મતભેદ ન હોય તો પ્રસ્તુત સ્ત્રીકેળવણીની બાબતમાં નીચેનાં બે સૂત્રો નીકળે છે:

**૫. ભલે આપણી આગળ મધ્યમ વર્ગની સ્ત્રીઓની કેળવણીનો પ્રશ્ન મુખ્ય હોય, છતાં એ કેળવણી આમ-વર્ગની સ્ત્રીઓનાં જીવન સાથે મેળ રાખે એવી હોવી જોઈએ. આમવર્ગ અને ખાસ વર્ગ વચ્ચે વિરોધ ન હોવો જોઈએ અને તેથી ખાસ વર્ગનું જીવન ઘડવામાં ઘટતો ફેરફાર કરવાની તૈયારી હોવી જોઈએ.**

અને,

**૬. કેળવણીની યોજનામાં પુરુષ કે સ્ત્રી બેમાંથી એકને પ્રધાનપદ આપનારા દૃષ્ટિબિન્દુથી જીવનનો વિચાર ન થવો જોઈએ, પણ બન્નેના જીવનને સરખું મહત્ત્વ આપી બન્ને વચ્ચે મેળ બેસાડવા પ્રયત્ન થવો જોઈએ. આથી પુરુષની કેળવણીની પદ્ધતિમાં સ્ત્રીના હિતનો વિચાર, અને સ્ત્રીની કેળવણીની પદ્ધતિમાં પુરુષના હિતનો વિચાર થવો જોઈએ.**

આ ઉપરથી એમ પણ સૂચવી શકાય કે—

**૭. પુરુષની તેમ જ સ્ત્રીની કેળવણીની યોજના પુરુષ તથા સ્ત્રી બન્નેએ મળી ઘડવી જોઈએ, તથા તેમાં આમ-**

**વર્ગનાં હિતોને સમજનારાનોયે હાથ હોવો જોઈએ. પણ આવા યોજકો માત્ર પોતાના વર્ગના પ્રતિનિધિ તરીકે જ વિચાર કરવાની ટેવ છોડી દે, અને બને તેટલી સર્વે વર્ગોથી પર થઈને વિચારવાની ટેવ પાડે.**

વિચાર માટે આટલા સિદ્ધાંતો સ્વીકારીને હવે આપણે સ્ત્રીકેળવણીના એક એક મુદ્દાને લઈએ.

સૌથી પહેલાં તો આમ-વર્ગના જીવન અને મધ્યમ વર્ગના જીવન વચ્ચેના કેટલાક મોટા ભેદો લક્ષમાં લેવાની જરૂર છે, અને આમ-વર્ગનું જીવન યોગ્ય સ્થિતિની વધારે સમીપ છે એ સ્વીકારવું આવશ્યક છે :

એ ભેદો તે આ :

(૧) આમ-વર્ગમાં સ્ત્રી અને પુરુષ લગભગ સમાન ભૂમિકા પર છે. સ્ત્રી કરતાં પુરુષનાં જ્ઞાન, શ્રદ્ધા, વિચાર-સરણી, રૂઢિનાં બંધન વગેરે વધારે ઊંચી સ્થિતિએ નથી. બન્નેનાં જ્ઞાન તેમ જ અજ્ઞાન સરખાં છે.

(૨) આમ-વર્ગમાં સ્ત્રી અને પુરુષ બન્ને લગભગ સરખી સ્વતંત્રતા ભોગવે છે: વિવાહ અને છૂટાછેડાની બાબતમાં બન્નેને ઘણે અંશે સરખા હકો છે. બન્ને ગામમાં અને સમાજમાં સરખી છૂટથી ફરે છે; બન્નેમાં ચારિત્રની શુદ્ધિ કે શિથિલતા જે હોય તે સરખી છે. પુરુષની શુદ્ધિ માટે વધારે પૂજ્યભાવ અને શિથિલતા માટે આંખમિચામણી, અને સ્ત્રીની શિથિલતા માટે વધારે શિક્ષા કે તિરસ્કાર નથી. પુરુષ અને સ્ત્રીને પોતાના લિંગભેદનું ભાન, પ્રમાણમાં, ઓછું સ્ફુર્યા કરે છે. જો આ બાબતોમાં કાંઈ અસમાનતા થઈ હોય તો તે ખાસ વર્ગની નકલ

કે ખાસ વર્ગના પ્રયત્નોથી પોષાયેલા સંસ્કારોને પરિણામે થઈ છે.

(૩) આમ-વર્ગમાં સ્ત્રી અને પુરુષ બંને સરખો શ્રમ કરે છે. સ્ત્રી પોતાના નિર્વાહ માટે વિવાહ કે પુનર્લગ્ન કરતી નથી, અને વિવાહથી પુરુષ પર બોજો વધતો નથી અથવા બંને પર સરખો વધે છે. આથી સ્ત્રીનું વૈધવ્ય એ નિર્વાહની દૃષ્ટિએ આપત્તિરૂપ નથી બનતું; વિયોગની દૃષ્ટિએ ભલે હોય.

(૪) આમ-વર્ગમાં પુરુષની દૃષ્ટિ વધારે વિશાળ છે અને સ્ત્રીની સંકુચિત છે, અથવા પુરુષ વધારે ગણતરીબાજ છે અને સ્ત્રી ભાવનાવશ છે એમ ઝાઝું કહી શકાય નહિ. હૃદયની વિશાળતા કે સંકુચિતતા, તથા ગણતરીબાજપણું અને ભાવનાવશતાની દૃષ્ટિએ આમ પ્રજાના વર્ગો પાડીએ તો દરેક વર્ગમાં સ્ત્રી અને પુરુષ સરખી સંખ્યામાં મળી આવે એવો સંભવ છે.

આનો અર્થ એ નથી કે આમ-વર્ગમાં પુરુષ અને સ્ત્રીનો દરજ્જો સાવ સમાન છે. પોતાને આધીન રહે એવી રીતે સ્ત્રીને ઘડવાનો પ્રયત્ન પુરુષે કર્યો જ છે, અને તેમાં આમ વર્ગના પુરુષો અપવાદરૂપ નથી; છતાં આવી અસમાનતા જેટલી ખાસ વર્ગમાં છે તેટલી આમ વર્ગમાં નથી અને આ બાબતમાં આમ વર્ગ એ યોગ્ય સ્થિતિની વધારે સમીપ છે. આથી,

**૮. જ્ઞાન, ધર્મ, ચારિત્ર, ભાવનાબળ અને વ્યવહાર-દૃષ્ટિ એમાં પુરુષ અને સ્ત્રીની યોગ્યતા સરખી રહે એવી રીતે બન્નેની કેળવણી યોજાવી જોઈએ; ગામ અને**

**સમાજમાં ફરવાની તથા વિવાહ અને છૂટાછેડાની અનુકૂળતા, બન્નેને સરખી હોવી જોઈએ; અને નિર્વાહને માટે કે ગૃહવ્યવસ્થા રાખવા માટે લગ્ન કે પુનર્લગ્ન કરવાની ફરજ ન આવી પડે એટલી પોતાનો નિર્વાહ કરવાની સ્ત્રીમાં અને ગૃહવ્યવસ્થા રાખવાની પુરુષમાં શક્તિ હોવી જોઈએ.**

શ્રમની બાબતમાં આમ-વર્ગ અને ખાસ વર્ગ વચ્ચે એક બીજો પણ ભેદ છે, અને તેમાંયે આમ-વર્ગ યોગ્ય સ્થિતિની વધારે નિકટ છે એમ જણાશે. તે એ કે—

(૫) આમ-વર્ગમાં સ્ત્રી અને પુરુષ વચ્ચે શ્રમભેદ છે ખરો, પણ તે દૃઢ નથી. કેટલાંક કામો સામાન્ય રીતે સ્ત્રીઓ કરે છે અને કેટલાંક સામાન્ય રીતે પુરુષો કરે છે. છતાં જરૂર પડ્યે સ્ત્રીઓનાં કામો પુરુષો કરી લે છે અને પુરુષનાં સ્ત્રીઓ કરે છે. દા. ત., સામાન્ય રીતે નીંદણ, દળણું, કાંતણ અને વણાટની ઉપક્રિયાઓ એ—સ્ત્રીઓનાં કામો હોય છે અને ખેડ, વાવણી, કાપણી, વણાટ વગેરે પુરુષોનાં કામો હોય છે. છતાં એકનું કામ બીજાં કરે જ નહિ એવું નથી.

(૬) વળી, એ શ્રમભેદ એક જ ધંધાની જુદી જુદી ક્રિયાઓમાં હોય છે. પુરુષ ખેતી કરે અને સ્ત્રી દરજીનું કામ કરે એવો શ્રમભેદ નથી હોતો. ખાસ વર્ગોમાં, સ્ત્રી અને પુરુષ બંને નિર્વાહ માટે ધંધો કરનારાં હોય તોયે તેમના ધંધા એકબીજાથી સાવ સ્વતંત્ર બની જાય છે: દા. ત., પુરુષ કારકુન હોય અને સ્ત્રી નર્સ હોય, પુરુષ દુકાનદાર હોય અને સ્ત્રી શિક્ષિકા હોય. આથી એકની અવેજી બીજાથી લઈ શકાતી નથી.

**૯. પુરુષ અને સ્ત્રી બન્ને મળીને એક જ ધંધો ચલાવતાં હોય એ રીતે પુરુષ અને સ્ત્રીની કેળવણી યોજાય અને વિવાહમાં પણ એ દૃષ્ટિ રાખવામાં આવે એ ઇષ્ટ છે.**

આજ સુધી, સામાન્ય રીતે, પુરુષે સ્ત્રી ઉપર સરસાઈ ભોગવી છે તેથી નાલાયક હોય તોયે પુરુષમાં શ્રેષ્ઠતાનું મિથ્યાભિમાન અને કુશળ હોય તોયે સ્ત્રીમાં હીનતાનો મિથ્યા ખ્યાલ પોષાયા છે. આથી પોતાનો પતિ કુશળ હોય અને પોતે મંદ હોય તેથી સ્ત્રીને પતિની અદેખાઈ નથી થતી કે એની કુશળતાને દાબી દેવાની અથવા એ પ્રત્યે શંકાથી જોવાની વૃત્તિ ઉદ્દ્ભવતી નથી. પણ પોતે મંદ હોય અને સ્ત્રી કુશળ હોય, તોયે પુરુષ પોતાની સરસાઈ રાખવા તથા સ્ત્રીની કુશળતા દાબી દેવા પ્રયત્ન કરે છે અને તે પ્રત્યે શંકાદૃષ્ટિથી જુએ છે.

**૧૦. પુરુષમાં પોષાયેલું શ્રેષ્ઠતાનું મિથ્યાભિમાન અને સ્ત્રીમાં પોષાયેલો હીનતાનો મિથ્યા ખ્યાલ—એ બંને સંસ્કારો વિઘાતક હોઈ દૂર કરવા ઘટે છે.**

વાસ્તવિક રીતે, કોઈ વાર પુરુષ બુદ્ધિશાળી હોય તો કોઈ વાર સ્ત્રી હોય, અને સ્ત્રી જેમ પોતાના બુદ્ધિશાળી પતિ માટે અભિમાન લે, તેમ પુરુષે પણ પોતાની સ્ત્રીની બુદ્ધિમત્તાનું અભિમાન લઈ તેના મદદનીશ તરીકે કામ કરવા તત્પર રહેવું જોઈએ.

કેટલીક સંસ્થાઓ પ્રમુખની કુશળતાને લીધે સારી ચાલે છે, કેટલીક મંત્રીની કુશળતાને લીધે; કોઈ વાર પ્રમુખ કુશળ મંત્રીનો કહ્યાગરો થઈ રહે છે, તો કોઈ વાર મંત્રી

પ્રમુખનો આજ્ઞાધીન થઈ કામ કરે છે. જો પોતાના હોદ્દાનું મિથ્યાભિમાન એકેને ન હોય તો એ સ્થિતિમાં બંને વચ્ચે સારો મેળ બેસે છે અને સંસ્થા સારું કામ કરી શકે છે. એ જ પ્રમાણે,

**૧૧. પુરુષ અને સ્ત્રી વચ્ચે પરસ્પર સંસ્થાના પ્રમુખ અને મંત્રી જેવો સંબંધ હોવો જોઈએ અને બેમાંથી જે વધારે કુશળ હોય તેના કહ્યાગરા થઈ વર્તવામાં બીજાને નાનમ ન લાગવી જોઈએ. કેળવણીએ આ પ્રકારનો સંસ્કાર નિર્માણ કરવો જોઈએ.**

આજ સુધી પુરુષોના મનમાં એવો ખ્યાલ રહેલો છે કે સ્ત્રીને દબાવવાનો એનો હક છે, અને સ્ત્રીએ દબાયેલા રહેવાની ફરજ છે. આથી જેને દબાવી ન શકે એવી પોતા કરતાં વધારે કુશળ સ્ત્રીને પરણવા પુરુષ નારાજ હોય છે. પણ જો ઉપર પ્રમાણે સંસ્કાર બદલાય અને પુરુષ કે સ્ત્રી એક બીજાને પૈસો, શારીરિક શક્તિ કે વિદ્યાથી દાબવાને બદલે કેવળ એક બીજાના પ્રેમને જ વશ રહેવામાં સંતોષ માને તો સ્ત્રી કરતાં પુરુષમાં ઓછી વિદ્યા હોવાથી એ વર બનવા અયોગ્ય થાય નહિ. સ્ત્રી ડાકટર હોય અને પતિ એનો કંપાઉન્ડર હોય, સ્ત્રી પ્રમુખ અને પતિ એનો મંત્રી હોય તેમાં કશું અજુગતું માનવાને ખાસ કારણ નથી. પતિ પત્નીમાં બીજા ગુણો હોય તો એવા સંબંધને કજોડું ગણવાને કારણ નથી.

આટલો પુરુષ અને સ્ત્રીની સમાનતાની દૃષ્ટિએ વિચાર થયો. હવે પુરુષ અને સ્ત્રી વચ્ચેના નૈસર્ગિક ભેદોનો તથા તે ભેદોને લીધે ઉત્પન્ન થતાં ખાસ જુદાં કાર્યોનો વિચાર કરીએ.

આ નૈસર્ગિક ભેદોમાં મુખ્ય માતૃપદને લગતો છે. એમાં વિશેષતા એ છે કે સ્ત્રી ચાહે તો માતૃપદ ટાળી શકે છે, પણ પુરુષ એને સ્વીકારી શકતો નથી. એટલે કે પુરુષ પૂર્ણપણે સ્ત્રી બની શકતો નથી, પણ સ્ત્રી પુરુષ જેવું જીવન ગાળી શકે છે. આથી,

**૧૨. સ્ત્રીને પૂર્ણપણે પુરુષ જેવું જીવન ગાળવું અશકય નથી; અને તેથી જે સ્ત્રી પુરુષનાં જ કાર્યો કરવા ઇચ્છે તેને તેમ કરવા દેવામાં પ્રતિબંધ મૂકી શકાય નહિ; એટલે સ્ત્રીને પુરુષ જેવી કેળવણી લેવાની છૂટ હોય.**

પણ આમ છૂટ હોય છતાં આપણે સમજી લેવું જોઈએ કે આવી સ્ત્રી અપવાદરૂપ ગણાય. ૯૫ ટકા સ્ત્રીઓ તો માતૃપદ સ્વીકારવાવાળી જ હોય આથી,

**૧૩. સ્ત્રીને માતૃપદ લેવાનું છે એમ ગૃહિત કરીને સ્ત્રીકેળવણી યોજવી જોઈએ.**

પણ માતૃપદના સ્વીકાર સાથે જ સ્ત્રીની સ્વતંત્રતા કેટલેક અંશે મર્યાદિત બની જાય છે અને એની ઉપર કેટલીક ખાસ ફરજો આવી પડે છે. દા. ત., એની ગામમાં તથા સમાજમાં હરવા-ફરવાની છૂટ ઓછી થાય છે. એને ગૃહવ્યવસ્થા અને બાળઉછેર ઉપર લક્ષ આપવું પડે છે. એથી જાહેર કાર્યોમાં એનાથી પુરુષના જેટલો ભાગ લઈ શકાતો નથી, તથા એને પુરુષ કરતાં હળવો અને ઘરમાં જ કે ઘરની નજીક જ થઈ શકે એવો ધંધો કરવાની જરૂર પેદા થાય છે. વળી સામાન્ય રીતે, આ માતૃપદનો બોજો વહેલી ઉંમરે આવતો હોવાથી પુરુષ કરતાં સ્ત્રીને શાળાની કેળવણી માટે ઓછો સમય મળે છે.

ઘરમાં ઓછું પુરાઈ રહેવાને લીધે જાહેર કાર્યોમાં વધારે ભળી શકવાને લીધે, સમાજમાં ફરવાની છૂટ વધારે હોવાને લીધે તથા મોટી ઉંમર સુધી કેળવણી લેવાની સગવડને લીધે વિશાળ દૃષ્ટિ કેળવવાની પુરુષને જે તક મળે છે તે સ્ત્રીને મળતી નથી, અને તેથી પુરુષ અને સ્ત્રી વચ્ચે વિચારનું અંતર વધે છે. પણ એની સાથે જ માતૃપદ સ્ત્રીમાં એક એવું કર્તવ્યનું ભાન જગાડે છે કે જેને લીધે એનું જીવન વધારે સ્વાર્થત્યાગી અને ભાવનામય બને છે. માતૃપદનાં આ બે અનિષ્ટ અને ઇષ્ટ પરિણામોનો મેળ બેસાડી શકાય તો પુરુષ કરતાં સ્ત્રી સમાજમાં બધી રીતે વધારે ચડિયાતું સ્થાન લે. આ મેળ બેસાડવા માટે મને નીચેની પરિસ્થિતિઓ નિર્માણ કરવી આવશ્યક લાગે છે:

**૧૪. વિવાહની ઉંમર સારી પેઠે લંબાવવી. (લગભગ ૨૦–૨૨ વર્ષ સુધી, અને ૧૮ થી ઓછી તો નહિ જ).**

**૧૫. બે બાળકોની વચ્ચે સારી પેઠે અંતર રહે એવી રીતે સંયમ પાળવો. (લગભગ પાંચ વર્ષનું અને ત્રણથી ઓછું તો નહિ જ).**

**૧૬. બેત્રણ બાળકો થયા બાદ પૂરો સંયમ સ્વીકારવો.**

**૧૭. પુરુષની કેળવણીમાંયે બાળઉછેરનાં અને ગૃહવ્યવસ્થાનાં કેટલાંક અંગોનો સમાવેશ કરવો જેથી તે સ્ત્રીને એ કાર્યમાં મદદગાર થઈ શકે.**

જો આવી પરિસ્થિતિઓ નિર્માણ કરી શકાય તો મને લાગે છે કે સ્ત્રી કોઈ પણ રીતે પુરુષ કરતાં પછાત ન રહે એટલું જ નહિ, પણ ઊલટું આગળ ચાલે. એથી સ્ત્રી-

જીવન ઓછી જંજાળવાળું, ઓછું ઘસારાવાળું, વધારે સંતુષ્ટ અને સુખી થાય. નૈતિક અને આધ્યાત્મિક દૃષ્ટિએ જ નહિ, પણ આર્થિક દૃષ્ટિએ પણ એથી પુરુષ અને સ્ત્રી બંનેને એ પરિસ્થિતિઓ લાભદાયી નીવડે.

આમાંથી વિવાહની ઉંમર વધારવી અને પુરુષને બાળઉછેર તથા ગૃહવ્યવસ્થાનું કેટલુંક શિક્ષણ આપવું એનો પ્રબંધ થઈ શકે; પણ સંયમ એ તો ઘણે અંશે સ્ત્રી–પુરુષ પોતાના વિચારથી જ કરી શકે. એનો એવો સંસ્કાર પાડવો એટલું જ કેળવણીકાર કરી શકે. વર્ષો પહેલાં એકત્ર કુટુંબની જીવનપદ્ધતિ તથા વળાવવા–બોલાવવાની રીતો કેટલેક અંશે એવા સંયમને પોષનારી હતી. પણ તેનો લોપ થયેલો હોવાથી સ્ત્રીની સ્થિતિ આજે અતિશય દયાજનક બનેલી છે. સવા કે દોઢ વર્ષને અંતરે બાળકો અવતરે, એકેની બરાબર ઉછેર થઈ શકે નહિ એવાં ૬–૭ બાળકોને જન્મ આપી માતા ઘસાઈને મરી જાય, અથવા પિતા કાળનો ભોગ થઈ પડે અને માતાને વૈધવ્ય આવે — આ સ્થિતિ કાળજું ચીરી નાખનારી છે. એ સ્થિતિ અટકાવવા માટે,

**૧૮. પોતાનું સર્વ બળ ખર્ચી પુરુષના અતિક્રમણને વશ ન થવાનું સ્ત્રીને શીખવવાની જરૂર છે, અને એ તેમનું કર્તવ્ય પણ છે. સ્ત્રીઓમાં આવેલી જાગૃતિ પુરુષના આવા અતિક્રમણ સામે બળવો જગાડે એ ઇષ્ટ છે.**

પણ સ્ત્રીજાતિમાં આવેલી આ જાગૃતિ એક બીજી બાબતની યાદ દેવડાવે છે. સ્ત્રી પોતાની મેળે પોતાનો નિર્વાહ કરી શકે એવી સ્ત્રીકેળવણી હોવી જોઈએ એમ ઉપર કહ્યું છે. આવેલી જાગૃતિને પરિણામે તેમ જ પોતાનો નિર્વાહ

કરવાની શક્તિ આવવાથી આજે એ જાતના વિચારો સ્ત્રીઓમાં ઉદ્‌ભવ્યા છે :

(૧) અવિવાહિત સ્વતંત્ર જીવન ગાળવાની ઇચ્છા. અને (૨) સ્વતંત્ર કમાણી કરવાની ઇચ્છા.

આ બે વિચારો કેટલે અંશે યોગ્ય છે એનો વિચાર કરવાની જરૂર છે.

આમ-વર્ગમાં સ્ત્રીમાં સ્વનિર્વાહશક્તિ હોય છે એમ આપણે જોયું. છતાં તેમનામાં અવિવાહિત સ્વતંત્ર જીવન ગાળવાની ઇચ્છા દેખાતી નથી. આ મનોદશા ખાસ વર્ગની સ્ત્રીઓમાં વધતી જાય છે. ૯૫ ટકા સ્ત્રીઓ માટે આ મનોદશા પ્રકૃતિધર્મનું પરિણામ નથી, પણ તેથી વિપરીત છે. કાંઈક વિશેષ પ્રકારના આદર્શથી પ્રેરાઈને સેંકડે ૨–૫ ટકા સ્ત્રી–પુરુષો એવાં હોઈ શકે કે જેઓને કૌટુંબિક જીવનની લાલસા ન હોય; સેંકડે પંચાણું ટકા માણસોમાં તો એ લાલસા હોય જ એમ પ્રકૃતિધર્મથી જણાય છે. એ લાલસાનો વિશેષ કારણથી સંયમ કરવો પડે એ જુદી વાત છે. પણ એ સંયમ પ્રયોજન પૂરતો રહે. પ્રાણીમાત્રમાં સામાન્યતઃ એ લાલસા એટલી તીવ્ર હોય છે કે એને માટે પ્રાણીઓ સાહસ ખેડવાને, જંજાળો વહોરી લેવાને અને પરિશ્રમ ઉઠાવવાને તૈયાર હોય છે. માનવપ્રાણી આમાં અપવાદરૂપ નથી. પોતાનું કુટુંબ હોવું, તેને પાળવું–પોષવું, તેને માટે સખત પરિશ્રમ કરવો, કાંઈક હાડમારીયે વેઠવી — એ બધાંને, અતિશય પ્રતિકૂળ સંજોગો ન હોય તો, સામાન્ય રીતે મનુષ્યોનો તે મોટો ભાગ આફત નથી માનતો પણ તેમાં પોતાના પુરુષાર્થનો વિકાસ માને છે.

પણ મધ્યમ વર્ગમાં સ્ત્રી આ બોજો ઉઠાવવા નારાજ થતી જાય છે. આ સૂચવે છે કે મધ્યમ વર્ગના જીવનમાં કાંઈક રોગ પેઠેલો છે, તે વર્ગમાં સ્ત્રીજાતિ પર કૌટુંબિક જવાબદારીનો બોજો એટલો બધો ભારે છે અને વિવાહિત જીવનની બેડી એટલી સખત છે કે એની કલ્પના જ સ્ત્રીને ત્રાસદાયક થાય છે, અને એની કૌટુંબિક લાલસા દબાઈ જાય છે. વળી, એ એમ પણ બતાવે છે કે મધ્યમ વર્ગમાં કૌટુંબિક વિષયોમાં પુરુષનું જીવન એટલું સ્વાર્થી અને અવિચારી છે, કે જે કૌટુંબિક ભાર વધારવામાં એ આગેવાની લે છે, તેના પ્રત્યેની ફરજો અદા કરવામાં એ પૂરતો કામ આવતો નથી, અને પરિણામે સ્ત્રી એ ભાર નીચે કચરાઈ જાય છે.

આ બન્ને વાતો સાચી છે એમ વિચારતાં જણાઈ આવશે. આ માટે પુરુષની કેળવણી સુધારવાની જરૂર છે. એની પાસે કૌટુંબિક ફરજો વધારે અદા કરાવી લેવાની, અને એનો સ્ત્રી પર પડતો ભાર ઓછો થવાની જરૂર છે. આમ થાય તો કેળવણી અથવા સ્વનિર્વાહ શક્તિ એટલે કૌટુંબિક જીવન પ્રત્યે ઘૃણા એવો અર્થ નહિ થાય. *

* કૌટુંબિક જીવન પ્રત્યે ઘૃણા અને વૈરાગ્ય એ બેનો ગોટાળો ન થવો જોઈએ. સંસારની ઉપાધિઓથી ત્રાસીને સંસાર પ્રત્યે અણગમો આવવો એ વૈરાગ્ય નથી, પણ સાંસારિક જીવનથી ઊંચા જીવનમાં રસ દેખાવાથી સાંસારિક જીવન વિષે ઉદાસીનતા એ વૈરાગ્ય છે. એ વૈરાગ્ય કૌટુંબિક જવાબદારીઓ પ્રત્યે ઘૃણાદૃષ્ટિએ નથી જોતો, પણ પોતાનું જ કુટુંબ હોય તો જ એ જવાબદારીઓ ઉઠાવી શકે એટલા સંકુચિત વિચારનો ન હોવાથી પોતાનું કુટુંબ કરવા પ્રયત્ન નથી કરતો.

સ્ત્રીજાગૃતિને પરિણામે પોતાની સ્વતંત્ર કમાણી કરવાની ઇચ્છા મધ્યમ વર્ગમાં બહુ પ્રબળ થતી જણાય છે. આ ઇચ્છા કેવળ નવી ઊછરતી બાળાઓમાં નથી, પણ વચલી વયની સ્ત્રીઓમાં પણ ઘર કરી રહી છે.

સ્ત્રીમાં સ્વનિર્વાહની શક્તિ હોવી એ એક વસ્તુ છે, અને પોતાની સ્વતંત્ર કમાણી કરવી જ એ બીજી વસ્તુ છે. પહેલી બાબત એને સાધનસંપન્ન રાખે છે, પણ એ સાધનનો એણે ઉપયોગ કરવો જ જોઈએ એમ કાંઈ હમેશાં આવશ્યક નથી. જે પુરુષ સ્ત્રીની સાથે કુટુંબનો ભાર ઉપાડે છે, તે પુરુષની કમાણીમાં એ સ્ત્રીનો ફાળો છે જ. તે ઉપરાંત એ સ્ત્રીએ પોતાની જુદી કમાણી દેખાઈ આવે એમ ધંધો કરવો જ જોઈએ એમ આવશ્યક ન હોવું જોઈએ...

પણ આમાંયે સ્ત્રીકેળવણીનો દોષ નથી, પણ પુરુષ-કેળવણીનો દોષ છે.

સ્ત્રીઓમાં આવી ઇચ્છા પ્રબળ થતી જણાય છે એ બતાવે છે કે (૧) સ્ત્રીપુરુષનો સંબંધ જોઈએ તેટલો હાર્દિક અને વિશ્વાસભર્યો નથી, અને (૨) તેમાં પુરુષનું જીવન વધારે સ્વાર્થી અને કૃતઘ્નતાભર્યું છે એવી સ્ત્રીની પ્રતીતિ થતી જાય છે.

નીચેના કાવ્યમાં દર્શાવેલી ભાવનાઓ આજે સ્ત્રીવર્ગમાં ફેલાતી જાય છે એમ સ્વીકાર્યા વિના ચાલશે નહિ :

અમે લગ્નવિડંબન પન્થે હંકાઈશું નહિ કદીયે;
અમે મૂંગાં મેંઢાં પેઠે દોરાઈશું નહિ કદીયે.
જે કરારથી અમે પામ્યાં ટુકડાથી વધુ ન જરીયે;
તે વગરજરૂરના બંધે બંધાઈશું નહિ કદીયે.

અમે પુરુષનાં બહુ પાસાં જુગ જુગથી સેવ્યાં તોયે–
અમે પુરુષમાં નવ ભાળ્યું, બસ, કૃતઘ્નતા વિણ કંઈયે.
અમે સેવ્યા ને અમે ચાહ્યા, ને સહાય તેમને કીધી,
તેને હાય ! ધર્મ ને રૂઢિ ! ને ગુલામી ! સ્થાપી દીધી.*

[ભાનુ]

કૌટુંબિક અને સામાજિક જીવન માટે આ સ્થિતિ આરોગ્યસૂચક નથી. પણ એ સ્થિતિ સુધારવાનો ઉપાય કેવળ સ્ત્રી ઉપર 'સુસંસ્કારો' પાડવાનો અને મહાન સતીઓનાં સ્વાર્થત્યાગી જીવનોને આદર્શ તરીકે રજૂ કરવાનો નથી. પુરુષે સ્ત્રીનો વિશ્વાસ સંપાદન કરવા માટે પોતાનું જીવન સુધાર્યે જ છૂટકો છે અને જ્યાં સુધી બે વચ્ચે હાર્દિક સંબંધ ન થાય ત્યાં સુધી સ્ત્રીને સંતોષ થાય એવો તોડ કાઢવાનો છે.

આ તોડ કાંઈક નીચે સૂચવેલી રીતે થઈ શકે:

**૧૯. જે સ્ત્રીને કૌટુંબિક સગવડને માટે સ્વતંત્ર આજીવિકા માટે પરિશ્રમ કરવો શકય ન હોય, તેનો કૌટુંબિક આવકના અમુક ભાગ ઉપર હક સ્વીકારાવો જોઈએ. અને અમુક પ્રસંગોમાં એ ભાગ જુદો મળી શકવો જોઈએ. આ માટેની વ્યવસ્થા પલ્લાની રકમની માફક વિવાહ પહેલાં કરારથી થઈ શકે. એવી વ્યવસ્થા આગ્રહપૂર્વક કરાવવા સ્ત્રીને શીખવવું ઘટે છે.**

આ સૂચનાની સામે એવો આક્ષેપ મુકાવાનો સંભવ છે કે હિંદુધર્મની લગ્નની આધ્યાત્મિક ભાવનામાં આવો આર્થિક વિષય ભેળવવાથી એ આદર્શ હલકો થઈ જાય છે. અત્યાર

* 'ઉષા' માસિકમાંથી; અંગ્રેજી પરથી અનુવાદ.

સુધી માત્ર પુરુષ જ ગણતરીખોર બન્યો છે, હવે સ્ત્રીનેયે ગણતરીખોર કરી આદર્શથી ઉતારવી યોગ્ય નથી.

પણ આવી ટીકા વાજબી નથી. જેમ બ્રિટિશ સરકાર આપણને કહે કે અમારી ખાનદાની પર વિશ્વાસ રાખો અને ગણતરીઓ છોડી દો તે તેમનાં આજ સુધીનાં વર્તનને લીધે અશ્રદ્ધેય થાય તેમ પુરુષની ખાનદાની પર વિશ્વાસ રાખવાનું સ્ત્રીને કહેવું એ આજે અશ્રદ્ધેય છે, અને એમાં દંભની ગંધ આવે છે.

વળી હિંદુ લગ્નની આધ્યાત્મિક ભાવના કન્યાવિક્રયની, વરવિક્રયની, અને પલ્લાના કરારોની આડે આવતી નથી તો આવી વ્યવસ્થા કરવામાં કોઈ વિશેષ હલકો કરાર થાય છે એમ કહી શકાય નહિ. પલ્લાની રીત પાછળ જે હેતુ રહેલો છે તે જ હેતુ આની પાછળ છે.

આવી વ્યવસ્થા આધ્યાત્મિક ભાવનાને આડે આવતી નથી. જો કુટુંબમાં સંપ અને હાર્દિક સંબંધ વધે તો એ કેવળ કાગળ ઉપર જ રહે. જો એવો સંબંધ ન વધે તો સ્ત્રીને અન્યાય ન થાય અને એને પુરુષની દયા પર નભવું ન પડે.

જો સ્ત્રીને માટે આટલી સગવડ થઈ શકે તો કુટુંબ-ભારની કલ્પનાથી જ જે એને આજે ત્રાસ છૂટે છે તે ઓછો થશે, પુરુષને પણ ગૃહવ્યવસ્થામાં વધારે સહકાર આપવો પડશે, અવિચારી કુટુંબવૃત્તિ પર સંયમ મૂકવો પડશે, અને એકત્ર કુટુંબ માટે, સામાન્ય રીતે સ્ત્રીને જે અણગમો છે તેને માટે પણ એક કારણ ઓછું થશે. આમ સ્વાધીનતાના વિશ્વાસવાળી સ્ત્રી જ ગાઈ શકશે કે—

અમે નવજુવાનની સામે, માંડી છે મીટ હવે તો:
અમે શોભાએ સાથે સાથે—
અમે સાથ અનેરો દઈએ, અમને તે મુક્ત કરે તો;
સાથે રહી સહાય કરીશું, સેવા ને સ્નેહ ધરીશું,
વ્રત જીવનમાં એ વણીશું, ને ધર્મ ગણી પાળીશું.
[ઉપરના કાવ્યની છેલ્લી કડી]

હવે મધ્યમ વર્ગની સ્ત્રીઓના કેટલાક ખાસ પ્રશ્નોનો વિચાર કરીએ.

હું કોઈક વાર વિનોદમાં કહું છું કે મરજાદી વૈષ્ણવના આચાર અતિશય ચોખ્ખા ખરા, પણ એ ધર્મ ગરીબને ન પાલવે. એક જ જોડ લૂગડાંભેર જેનું જીવન જતું હોય તે પાંચ વાર નાહવાનો ધર્મ કેવી રીતે પાળી શકે? એ ભગવાનને ખડી સાકર ને દૂધનો ભોગ કેવી રીત ધરાવી શકે? નાહી ન શકે ત્યારે દૂધની પૂરી જ ખાઈ શકાય એવો ધર્મ એને કેવી રીતે પાલવે? જેને આઠ કલાક મજૂરીએ જવું પડતું હોય તે પાંચ પાંચ મિનિટે હાથ ધોવાનો અને અડધો કલાક નાહવાનો આચાર કેવી રીતે પાર પાડે? પણ જો ઘરમાં નોકરચાકર હોય, પૈસો હોય અને સમયનો સદુપયોગ કરતાં આવડતું ન હોય તથા દુરુપયોગ કરવો ન હોય તો કેવળ દિવસ વિતાડવા માટેયે મરજાદી બનવું જોઈએ. એટલું જ નહિ, પણ આધુનિક જંતુશાસ્ત્રનો આશ્રય લઈ જૂના મરજાદી ધર્મમાં સારી પેઠે વધારો પણ કરવો જોઈએ.

પણ જો આમ-વર્ગ મરજાદી વૈષ્ણવની કંઠી બાંધે તો આફત જ વહોરી લે.

મધ્યમ વર્ગની કાંઈક આવી જાણીને આફત વહોરી લેનારાના જેવી સ્થિતિ છે. એ વર્ગ એંગ્લોઇન્ડિયનોના જેવો છે. તેઓ અંગ્રેજ બનવા જાય છે પણ અંગ્રેજો એમને સ્વીકારતા નથી, અને હિંદીઓને એમણે છોડ્યા છે. તેમ મધ્યમ વર્ગ એટલે શ્રીમંત ધર્મનું અનુકરણ કરવા મથનાર આમ-વર્ગનો છૂટો પડેલો ભાગ.

જેમ મરજાદી ધર્મ એ શ્રીમંતને જ પાલવી શકે છે, તેમ કુલીનતાના કેટલાક ખ્યાલો પૈસાદારને જ પાલવી શકે છે. જગતના બધાયે દેશોમાં અમીર કે રાજાની વિધવાને પુનર્લગ્ન કરવું અકુલીન લાગે છે, કારણ વિધવા રહેવાથી એને પૈસો, મોભો અને કુલીનપણાનો યશ ત્રણે મળે છે અને એ ત્રણને આધારે એ પતિના વિયોગ ખમી લઈ શકે છે. વિધવાવિવાહને અભાવે જે ચિંતા મધ્યમ વર્ગને રહે છે, તેનો શ્રીમંત વર્ગમાં અભાવ છે.

મધ્યમ વર્ગ શ્રીમંતના ધર્મોનું અનુકરણ કરવા જતાં ‘લાંબા સાથે ટૂંકો જાય, મરે નહિ તો માંદો થાય’ એ સ્થિતિમાં આવી પડ્યો છે. કેટલાકને માટે કદાચ એમ હોય કે આજનો મધ્યમ વર્ગ એ ઘસાઈ ગયેલો શ્રીમંત વર્ગનો વંશજ હોય. પણ તોયે એણે માનવ પ્રજાના મોટા ભાગનો સાથ છોડી દઈ, બહુ જ નાનકડા વર્ગના ધર્મો સ્વીકારવામાં અને રાખી મૂકવામાં ડહાપણ કર્યું નથી.

શ્રીમંત સ્ત્રીને ખુલ્લા બજારમાં નીકળવું, અંગમહેનતનાં કામો કરવાં, ભાર ઊંચકવો, ખેતરમાં કામે જવું વગેરે હીણપતભર્યું લાગે એ સ્વાભાવિક છે. એમ ન કરવું એને પાલવી શકે એમ છે, એમ ન કરવાથી એ પોતાના પૈસાનો

ઉપભોગ કરી શકે છે, બીજાઓને આશ્રય આપી શકે છે અને તેમના પર સત્તા ચલાવી શકે છે. મધ્યમ વર્ગે એવા જીવનને આદર્શ માનવાથી એને પૈસેટકે, તેમ જ શારીરિક સંપત્તિમાં વધારે ખેંચ ખમવી પડી છે, એ સિવાય કાંઈ વધારે લાભ થયો નથી. બહાર નીકળવાને ગાડી મળે નહિ અને કામ કર્યા વિના છૂટકો નહિ, એટલે એને કપાળે ઘરમાં ગોંધાઈ રહેવાનું અને બારણું બંધ કરી જેટલાં કામો કરી શકાય તેટલાં જ કરવાનું લખાયું.

હવે એ બહાર નીકળી શકે છે, તોયે બેઠાડુ કામો કરવાની જ એ હિંમત કરી શકે એમ છે અને બેઠાડુ કામોમાં ઘણાનું પોષણ થઈ ન શકે.

મધ્યમ વર્ગનાં સ્ત્રી તથા પુરુષ બંનેના પ્રશ્નોની પાછળ આ વસ્તુસ્થિતિ છે, તેથી એમાંથી નીકળાય એ રીતે જ વિચાર થવો જોઈએ: એટલે કે,

**૨૦. પુનર્વિવાહ ન કરનાર સ્ત્રી પુનર્વિવાહ કરનાર સ્ત્રી કરતાં વધારે કુલિનતા દેખાડે છે એ ખ્યાલ કાઢી નાંખવો જોઈએ.**

અને,

**૨૧. ખેતરના, જંગલના અને બીજા પરિશ્રમના ધંધાઓમાં મધ્યમ વર્ગની સ્ત્રી ધીમે ધીમે ટેવાઈને જોડાઈ શકે એવી રીતે એની કેળવણીનો પ્રબંધ કરવો જોઈએ.**

જો આ વિચારો ઠીક હોય તો એમ કહી શકાય કે —

**૨૨. વનિતાવિશ્રામ જેવી સંસ્થાની કોઈ બહેન પુનર્લગ્ન કરે તો સંસ્થાને નીચું જોવાનું થાય, અને તેથી**

કોઈ બહેનની પુનર્લગ્ન કરવાની સ્પષ્ટ ઇચ્છાને દબાવી દેવા મથવું જોઈએ, તથા પોતાની બહેન કે દીકરી પુનર્લગ્ન કરશે તો કુળને હીણપત લાગશે એ ખ્યાલો ભૂલભરેલા સમજવા જોઈએ.

તથા,

**૨૩. વનિતાવિશ્રામ જેવી સંસ્થાઓ શહેર બહાર ખેતરો અને જંગલો પાસે હોય એ ઇષ્ટ છે, અથવા એમ કહો કે આ સંસ્થાઓની ખેતરો અને જંગલો પાસે પણ શાખા હોવી જોઈએ.**

છેલ્લા સૂત્રમાં વિકલ્પ મૂકવાનું કારણ એ છે કે શહેરમાં રહેલી આવી સંસ્થાની ઉપયોગિતા જ નથી એમ કહેવાનો મારો આશય નથી, પણ ગામડાની શાખા વિનાની આવી સંસ્થા લંગડી છે, અને મધ્યમ વર્ગના પ્રશ્નોનો ઉકેલ આણવા અસમર્થ રહેશે.

હવે શહેર અને ગામડું બંનેમાં શાખા સ્થાપીને રહેલી આવી સંસ્થાના કાર્યક્ષેત્ર વિષે મારા વિચારો દર્શાવું છું.

**૨૪. આવી સંસ્થાની પ્રવૃત્તિના બે વિભાગ હોય : સામાન્ય અને વિશિષ્ટ.**

**સામાન્ય પ્રવૃત્તિઓ :**

**(૧) ગૃહઉદ્યોગ : કાંતણ, પીંજણ, સીવણ, ગૂંથણ ઇત્યાદિ.**

**(૨) ગૃહકર્મ : રસોઈ, પાણી, કલાઈ, ધુલાઈ વગેરે.**

**(૩) ગૃહમંડન અને સ્વચ્છતા.**

**ખાસ પ્રવૃત્તિઓ.**

**(૧) બાળઉછેર અને કુમાર-કુમારી છાત્રાલય.**

**(૨) બાળમંદિર અને કુમારમંદિર.**

(૩) સ્રીઓ તથા બાળકોનું શુશ્રૂષાલય.
(૪) ગોપાલન.
(૫) વણાટ, છીંટકામ ઇત્યાદિ ઉદ્યોગો.
(૬) સામાજિક જાહેર જીવનની પ્રવૃત્તિઓ.

૨૫. સામાન્ય પ્રવૃત્તિઓમાં દરેક બહેન દરેક કાર્યમાં ભાગે પડતો ફાળો નિયમિત આપે. ખાસ પ્રવૃત્તિઓમાં જેને જે માટે તૈયાર કરવામાં આવી હોય તે તેને સંભાળે.

૨૬. સામાન્ય રીતે દરેક સ્રી પર એકાદ બાળકની ઉછેર કરવાની જવાબદારી હોય, અને તેમને એ માટે ઉત્તેજન હોય.

સામાજિક જાહેર જીવનની પ્રવૃત્તિઓમાં ભાગ લેવાની હોંશ ધરાવનાર બહેનોને સામાન્ય પ્રવૃત્તિઓમાં જણાવેલાં ગૃહકાર્યો માટે તેમ જ બાળઉછેર માટે કંટાળો હોય છે. મારી દૃષ્ટિએ આ વૃત્તિ પોષવા લાયક નથી.

સામાન્ય રીતે આવી સ્રીઓ માટેની ખાસ સંસ્થાઓમાંયે બાળકવાળી વિધવાને ભાગ્યે જ સ્થાન મળે છે. મને લાગે છે કે ૨૬મા સૂત્રમાં દર્શાવેલો વિચાર બરાબર હોય તો—

૨૭. બાળકવાળી વિધવાને—બીજી રીતે તે યોગ્ય હોય તો—જરૂર સંઘરવી જોઈએ. એ વધારે સ્થિરપણે કામને વળગી રહેશે, અને માતૃભાવનું સારું કે નરસું ઉદાહરણ પૂરું પાડશે. બીજી રીતે પણ બાળક વિનાની વિધવા કરતાં નાનાં બાળકોવાળી નિરાધાર વિધવા વધારે દયાપાત્ર છે. એની ન્યાતમાં પુનર્વિવાહ થઈ શકતો હોય તોયે એવી વિધવાને એ દ્વાર ઉઘાડું નથી હોતું, કારણ કે બાળકને ઉછેરવાની એને શિર જવાબદારી હોય છે.

હવે જે ખાસ પ્રવૃત્તિઓ મેં કહી તેના સમર્થનમાં કારણો દર્શાવું છું.

**બાળઉછેર**—મને લાગે છે કે સ્ત્રીમાં રહેલા સ્વાભાવિક માતૃભાવને લીધે, બાળઉછેર સ્ત્રીનું ખાસ કાર્ય છે. જન્મથી જ એને એ કાર્યની હોંશ હોય છે. એ કાર્ય એની અનેક કોમળ વૃત્તિઓને ખીલવે છે, એની પાસે સ્વાર્થત્યાગ કરાવે છે અને એને સંતોષ આપે છે. કોઈ એમ કહેશે કે એ ખરું, પણ એ પોતાનું બાળક હોય તો જ. બીજાના બાળક માટે એવો ભાવ નથી ઊઠી શકતો. મને લાગે છે કે આ બરાબર નથી. જો સંસ્થાનો નિયમ હોય કે દરેક સ્ત્રીએ એકાદ બાળકનું સંગોપન તો કરવું જ જોઈએ, તો પોતાને સોંપાયેલા બાળક પ્રત્યે એને મમતા બંધાશે. કદીક આ ખોટું યે પડે. પણ મારી માન્યતા છે કે સામાન્ય રીતે બાળઉછેરની જવાબદારીને લીધે એ સ્ત્રીને પોતાના જીવનની ઉપયોગિતા લાગશે, અને સ્થિરતાથી કામ કરવાની ટેવ પડશે. આવાં બાળકો મળી રહેશે એમાં શંકા નથી. આમ નાનાં બાળકોથી માંડીને કુમાર-કુમારીનાં છાત્રાલયો સ્ત્રીઓને હાથે ચલાવી શકાય.

**પ્રાથમિક શિક્ષણ**—હિંદુસ્તાનની પ્રાથમિક કેળવણીનો વિચાર કરતાં મને લાગ્યું છે કે, આપણા ગરીબ દેશમાં એ પ્રશ્નનો ઉકેલ એક જ રીતે સપાટાબંધ અને ઓછે ખર્ચે આવી શકશે: તે પ્રાથમિક કેળવણી આપી શકે એવી શક્તિ માતાને આપીને. છોકરા તથા છોકરીની કુમારમંદિર સુધીની કેળવણી માટે સંસ્થાની સ્ત્રીઓને તૈયાર કરવી હોય, તોયે તે સંસ્થાને હસ્તક બાળમંદિર કે કુમારમંદિર ચાલવું જોઈએ.

**શુશ્રૂષાલય**—બાળઉછેરની જાતનું જ શુશ્રૂષાનું કાર્ય છે, અને તે માટેયે સ્ત્રીની યોગ્યતા વધારે છે. પણ એ સાથે જ હું એમ માનું છું કે સ્ત્રીઓએ ધંધા તરીકે નર્સના કામમાં પડવું એકંદરે અયોગ્ય થાય છે અને શુશ્રૂષા કરવા માટે સ્ત્રીઓ જ હોવી જોઈએ એમ જરૂરનું નથી. આથી પુરુષોની ઇસ્પિતાલોમાં શુશ્રૂષા કરનાર પુરુષ વર્ગ હોય એ વધારે ઇષ્ટ છે. એથી આવી સંસ્થા સાથે સ્ત્રીઓ અને બાળકોનું શુશ્રૂષાલય હોય તો તે ઉપયોગી વિભાગ થવા ઉપરાંત સ્ત્રીને યોગ્ય તાલીમ મળી રહે. સંસ્થાની સ્ત્રીને નર્સના ધંધા માટે તૈયાર કરવી એ હું ઇષ્ટ નથી સમજતો, પણ આવી તૈયાર થયેલી સ્ત્રી બહાર જઈ એ ધંધો કરે તો જેવી તેની ઇચ્છા.

**ગોપાલન**—એ બાળઉછેર જેવું જ કામ છે. માણસનું વાત્સલ્ય બાળકથી બીજે દરજ્જે પોતાનાં ઢોર પ્રત્યે હોય છે. એ ધંધો આમ-વર્ગમાં સ્ત્રીઓની મહેનતથી જ થાય છે, અને એને માટે આજે પૂરતો અવકાશ છે.

વણાટ, છીંટકામ વગેરે ઉદ્યોગો માટેયે આજે અવકાશ છે. એ ધંધાઓ સ્ત્રીઓ સારી પેઠે કરી શકે છે. અને તેમાંથી પોતાના નિર્વાહ પણ કાઢી શકે છે. એ ધંધા સખત પરિશ્રમના નથી, તેમ સાવ બેઠાડુયે નથી.

આવી સંસ્થાઓમાંથી જાહેર જીવનમાં ભાગ લેનારી અને જનસેવા માટે પોતાનું જીવન અર્પણ કરનારી બહેનો નીકળે એમ સૌ કોઈ આશા રાખે જ. સમાજનાં અઘરાં અને વિશેષ બલિદાન માગનારાં કાર્યોમાં આ બહેનોની

આગેવાની હોવી જોઈએ, અને તે માટે સંસ્થામાં પૂરતી અનુકૂળતા અને તાલીમની વ્યવસ્થા હોવી જોઈએ.

આટલું વનિતાવિશ્રામ જેવી ખાસ પ્રકારની સ્ત્રીઓની સંસ્થાઓ વિષે. આ સંસ્થાઓ ભલે નિરાશ્રિત થયેલી સ્ત્રીઓ માટે યોજાઈ હોય, પણ એ કેવળ રોટલાનો અને રહેવાનો આશ્રય આપનારી સંસ્થા ન થવી જોઈએ. એમાં રહેતી બહેનોને પોતાના જીવનની ઉપયોગિતા જણાય, સમાજને એમની ઉપયોગિતા જણાય, અને પ્રસંગ પડયે સંસ્થાથી સ્વતંત્ર થઈને જીવન ગાળી શકે એટલી એમનામાં શક્તિ આવવી જોઈએ. એવી શક્તિ આવી છે કે નહિ તેની એક કસોટી એ ગણાય કે જો કોઈ બહેનને સંસ્થામાં તીવ્ર અસંતોષ લાગતો હોય, અથવા કોઈ બાબતમાં સિદ્ધાન્તનો મતભેદ લાગતો હોય, છતાં તેને છોડી જવાની હિંમત ન કરી શકે, તો એનામાં એવી શક્તિ આવી નથી એમ કહેવાને હરકત નથી.

આવી શક્તિ ઉત્પન્ન કરવી એ પ્રત્યે સંચાલકોનું ધ્યાન રહેવું જોઈએ. એ શક્તિ કેવળ નિર્વાહોપયોગી કોઈ ધંધા જાણવાથી કે સામાન્ય કેળવણી લેવાથી આવે છે એ માન્યતામાંયે થોડી ભૂલ છે, અને એ બે વસ્તુઓ કશા મહત્ત્વની જ નથી એમાંયે થોડી ભૂલ છે. હકીકતે જોતાં મનુષ્યને સ્વાવલંબી બનાવવામાં ચારિત્રની દૃઢતાનો ફાળો સૌથી મોટો છે. છતાં નિર્વાહોપયોગી ધંધાનું જ્ઞાન તથા સામાન્ય કેળવણી એમાં ઠીક પૂર્તિરૂપે થાય છે. ચારિત્રની દૃઢતાને અભાવે ધંધાનું શિક્ષણ તથા સામાન્ય કેળવણી પણ આત્મવિશ્વાસ લાવવા શક્તિમાન થાય જ એમ ખાતરી નથી.

આમાં ચારિત્રનો અર્થ શુદ્ધ, અકલંકિત જીવન અથવા શીલ એટલો જ કરવાનો નથી. માણસને આત્મવિશ્વાસ ઊપજવાને ચારિત્રનાં અનેક અંગો કારણભૂત થાય છે. એ વિશ્વાસને લીધે એને પોતાનું શું થશે, એ વિષે બહુ ડર લાગતો નથી. પોતે પોતાનું ફોડી લઈ શકશે અથવા ઈશ્વર એને સંભાળશે જ એવી એને ખાતરી લાગે છે. એ અંગોમાં શુદ્ધ શીલ, ઈશ્વરશ્રદ્ધા, ઉત્સાહ, (વીર્ય), ખંત, મહેનતુ સ્વભાવ, સાહસી સ્વભાવ, સંતોષી સ્વભાવ, સહનશીલતા, હળીમળીને ચાલવાની આવડત, પરગજુપણું, નીડરતા વગેરે છે. એમાંથી એકાદ અંગની પણ અતિશયતા હોય તો તેને પેટની ચિંતા ઓછી લાગે છે. પણ અતિશય ન હોય, તોયે બે ત્રણ અંગોનો ઠીક ઠીક વિકાસ હોય તો પણ તેને રખડી પડવાનો વખત આવતો નથી. એની સાથે જો કોઈક ધંધાનું શિક્ષણ અને કોઈક વિષયમાં પ્રવીણતા હોય તો એને લગભગ પૂરો આત્મવિશ્વાસ રહે. પણ કેવળ ધંધાની કે વિદ્યાની કેળવણીથી આત્મવિશ્વાસ આવતો નથી. એટલે પોતાના સ્વભાવમાં આવા એકાદ ગુણની ઉછેર બહુ મહત્ત્વની છે.

**૨૮. માણસમાત્રમાં ચારિત્રનાં આત્મવિશ્વાસ ઉત્પન્ન કરનારાં અંગોમાંથી એકાદ બે ગુણોનું બીજ તો હોય જ. એ બીજને શોધીને પોષવું એ કેળવણીનું કર્તવ્ય છે.**

સંસ્થાઓ ચલાવવામાં, અને ખાસ કરીને સ્ત્રીઓની સંસ્થાઓ ચલાવવામાં, મોટામાં મોટી મુશ્કેલી અંદર અંદરના કલહોને લીધે ઉત્પન્ન થાય છે. સ્ત્રીજાતિ વિષે અનાદરને લીધે નહિ, પણ એક ખેદજનક હકીકતરૂપે જ કહું છું કે હિંદુસ્તાનમાં સ્ત્રીઓમાં સ્વજાતિશત્રુત્વ

વિશેષ છે. હું બીજા દેશો વિષે જાણુતો નથી, માટે વ્યાપક ભાષા વાપરતો નથી. આનો અર્થ એટલો જ થાય કે સ્ત્રીઓનાં જીવન પોતપોતામાં મેળ બેસે એવી રીતે ઘડવામાં આવ્યાં નથી. પુરુષને જ આશ્રયદાતા માની, દાસ જેવું હોય તોયે, એની સાથે જ મેળ રાખવાને અને એની પર જ વધારે વિશ્વાસ મૂકવાને એ ટેવાયલી છે.

આનું એક પરિણામ એવું પણ આવે છે કે કામ કરવાનો ઉમંગ ધરાવનાર સ્ત્રીઓ પુરુષનો સહકાર જેટલો શોધે છે, અને તેમની પાસેથી જેટલો ઉત્સાહ મેળવતી જણાય છે તેટલો સહકાર કે ઉત્સાહ પોતાની સાથી બહેનો પાસેથી નથી મેળવતી.

સૈકાઓની પરતંત્ર દશાનું આ પરિણામ છે અને ધીમે ધીમે સ્ત્રીસ્વભાવમાંથી ચાલી જશે એમ માનું છું. પણ જો બહેનોનું એ પ્રત્યે લક્ષ જાય તો તેઓ એ સ્થિતિમાંથી વધારે વેગથી નીકળી જઈ શકે.

આને માટે સ્ત્રીકાર્યકર્તાને કેટલાક સ્થૂળ નિયમો સૂચવું છું. એથી હમેશાં સફળતા મળશે જ એમ માનવાનું નથી, પણ અદેખાઈ કે કલહનાં કેટલાંક કારણો ઓછાં થવા સંભવ છે.

(૧) જો તમે એક સ્ત્રી કાર્યકર્તા હો, અને તમારા કાર્યને અંગે કોઈ પુરુષ કાર્યકર્તા સાથે સહકાર, સલાહ, મસલત વગેરે કરવાં પડે, તો તમે તમને જાણે એ પુરુષની જ માત્ર ઓળખાણ હોય એમ ન વર્તો, પણ બને તેટલો પ્રયત્ન કરી એની પત્ની સાથે પણ ભળો અને એની દ્વારા પુરુષની મદદ લેવા પ્રયત્ન કરો. જો એ સ્ત્રી કેવળ અસં-

સ્કારી અને વહેમી હશે તો તેને સંસ્કારી કરવી અને તેનો વિશ્વાસ મેળવવો એ તમારું એક કાર્ય છે; જો એ તેવી ન હોય, તો એનો તમને કાંઇક સહકાર મળશે અને વિરોધ તો નહિ જ આવે. એની અવગણના કરી તમે પુરુષ સાથે મળશો તો તમે સ્વજાતિશત્રુત્વને પોષશો.

(૨) પુરુષ કાર્યકર્તાઓમાં યશની મોટાઇની કે એવી બીજી અભિલાષાઓ નથી હોતી પણ સ્ત્રીઓમાં જ હોય છે એમ માની તમારી સાથે કે તમારા જેવું કામ કરનારી બીજી સ્ત્રીઓ વિષે મનમાં અનાદર ન પોષો. માણસમાત્રમાં કાંઇક ગુણ—કાંઇક દોષ રહેલા જ હોય છે. કોઇ પુરુષ કે સ્ત્રીને હાથે કાંઇક ઉપયોગી કામ થતું હોય અને તે સાથે એની કીર્તિની ઇચ્છાયે સિદ્ધ થતી હોય તો તેમાં તમારું શું બગડે ? એકનાં વખાણ એટલે બીજાની નિંદા અથવા એકદર એમ માની નકામા બળવાથી લાભ થતો નથી. દુનિયામાં યશના જથો એટલો બધો છે કે એકને યશ મળવાથી બીજાને તેના વિના રહેવું પડશે એમ ધાસ્તી રાખવાની જરૂર નથી. જેમ કોઇ સ્ત્રી પોતાની દીકરી કે નાની બહેન આગળ આવે, હોશિયાર થાય, કીર્તિ મેળવે તો બળતી નથી પણ રાજી થાય છે, તેમ બીજી બહેનની એવી સ્થિતિ જોઇ પ્રફુલ્લિત થાઓ. એની હોશિયારી ખોટી જ છે, એને મળતો યશ અઘટિત જ છે એમ અભિપ્રાય ન રાખો. કોઇક વાર એવુંયે બને; પણ એમ એ સાવ ખોટું નાણું હશે તો લાંબો વખત નભવાનું નથી એમ માની ઇર્ષા ન રાખો, અને એનો વકકર ઓછો થઇ જાય ત્યારે રાજી ન થાઓ.

(૩) એક સંસ્થામાં કામ કરતી કે રહેતી સ્ત્રીઓ વચ્ચે સગી બહેનો જેવો આધ્યાત્મિક દૃષ્ટિએ સંબંધ પોષવા પ્રયત્ન કરો. એવા ભ્રાતૃ-ભાવ કે ભગિની-ભાવ વિના કોઈ સંસ્થા ઊંચે આવતી નથી.

હવે શાળાઓ દ્વારા થતી સ્ત્રીઓની કેળવણીને લગતી કેટલીક બાબતો ચર્ચીએ.

સૌ. શારદાબહેને સાચું જ કહ્યું છે કે "આજની બેજવાબદાર કેળવણી સ્ત્રીઓ માટે જરાયે યોગ્ય નથી, તેથી તે માટે કાંઈ નવો માર્ગ શોધવાની જરૂર છે." સાચું પૂછતાં પુરુષ માટેયે એ તેટલી જ અયોગ્ય છે. પણ તે વિષય આજે અપ્રસ્તુત છે.

સુતારનો અભણ છોકરો પોતાને જીવનમાં શું કરવાનું છે એ બાળપણથી જ જાણે છે, અને એ જાણતો હોવાથી ઉદ્દેશપૂર્વક લાકડાના કકડાઓમાં રમે છે અને બાપનાં ઓજારો વીંખે છે. પણ એનો ભણેલો છોકરો જેમ જેમ વધારે ભણતો જાય છે, તેમ તેમ પોતાને જીવનમાં શું કરવાનું છે તે વિષે સૂઝ વિનાનો થતો જાય છે. અને જે જે વિષયો શીખવવામાં આવે છે તેના પ્રયોજન વિષે એ વધારે ને વધારે અજાણ બનતો જાય છે. ઘણાં થોડાં છોકરા કે છોકરીઓ (પરીક્ષા સિવાય) કયા પ્રયોજનથી પોતે અમુક વિષયો શીખે છે, અને તે જાણીને તેઓ શું કરવાનાં છે તે જાણતાં હોય છે. આનું નામ બેજવાબદાર કેળવણી.

પણ આ બેજવાબદારીનું કારણ શાળાઓ જ છે. સામાન્ય શિક્ષણની શાળાઓ — આર્ટ્સ કોલેજ સુધીની —

ખરજવાબદારી જ પોષી શકે, અને લગભગ ૨૦–૨૧ વર્ષ સુધી એવી શાળામાં જ રહેવાનું થાય તો જીવનનો મોટો ભાગ બેજવાબદારી રાખવાની ટેવ જ નિર્માણ કરે. એવી શાળાઓ આમ પ્રજાને અને ગરીબ મધ્યમ વર્ગને અત્યંત વિઘાતક છે.

આશ્રમની તથા વિદ્યાપીઠની રાષ્ટ્રીય શાળાઓમાં વસ્ત્રને લગતા ધંધા સિવાય બીજા કોઈ ધંધા શીખવવાની વ્યવસ્થા ગાંધીજી કરતા નથી એવો એમને ઠપકો આપવામાં આવતો. શિક્ષણશાસ્ત્રીઓ કહેતા કે વિદ્યાર્થીને વણકર કરવો કે ચિત્રકાર એ તમે ન ઠરાવો. એની આગળ બધાં સાધનો મૂકી દો અને એને પસંદ કરી લેવા દો. ગાંધીજી કહેતા કે બધા ધંધાઓનું શિક્ષણ આપવાનું મને પોસાય એમ નથી. મારે ત્યાં હાલ તો પચાસ છોકરા આવે છે, પણ મારી નજર તો કરોડો ઉપર છે. તેમાંથી એક વીજળીનો ઇજનેર થવા માગે, બીજો યંત્રનો, ત્રીજો બાંધકામનો, ચોથો રસાયનનો, પાંચમો વૈદ થવા માગે, છઠ્ઠો ગાયક, સાતમો ચિત્રકાર, આઠમો નટ એમ જુદી જુદી પસંદગી કરે, તો એ બધાને પહોંચી વળવાનાં સાધનો ભેગાં કરતાં હું થાકી જાઉં. આથી મેં જે ધંધો વધારેમાં વધારે છોકરાઓને શીખવી શકાય એમ છે તેની પસંદગી કરી લીધી છે, અને હું છોકરાઓનાં માબાપને તેમ જ છોકરાઓને કહું છું કે વસ્ત્રને લગતી કોઈ પણ વિદ્યામાં જેને પ્રવીણતા મેળવીને તે સાથે બીજું સામાન્ય શિક્ષણ લેવું હોય તેટલા જ મારે ત્યાં આવે.

ગાંધીજીનો આ બાબતમાં એટલો કડક અભિપ્રાય છે કે આશ્રમના કેટલાક છોકરાઓ સ્વપ્રયત્નથી વિજ્ઞાનનાં પુસ્તકો

જોઈ વીજળીનાં સાધનો ભેગાં કરી ટેલિફોન વગેરે ઊભા કરતા હતા, તેમને ગાંધીજીએ એમ કરતાં અટકાવ્યા. મને તે દિવસે એ ગમ્યું નહોતું. મેં કહ્યું કે આપણે તો આ વિષયો શીખવતા નથી, પણ છોકરાઓ પોતાની મેળે શીખે છે તેને કેમ અટકાવીએ? ગાંધીજી કહે તમે સમજતા નથી; એમાંથી તો આશ્રમનો ઉચ્છેદ થઈ જશે. આશ્રમમાં રહીને હું આ છોકરાઓને વીજળીનાં સાધનો એકઠાં કરવા દઉં તો બીજાઓને બીજી જાતનાં કાં ન કરવા દઉં? મને એમની પ્રવૃત્તિનો દ્વેષ નથી, પણ એ આશ્રમમાં ન શોભે. આશ્રમમાં તો હું એમની યંત્રશાસ્ત્રની બુદ્ધિનો વસ્ત્રવિદ્યાને અંગે ઉપયોગ થાય એમ ઇચ્છું. પણ એમની પસંદગી જુદી જ દિશામાં ઢળતી હોય તો ભલે એ બહાર જઈ બીજે પોતાની શક્તિનો વિકાસ કરે. ત્યાં જશે તોયે તેમને હું આશીર્વાદ જ આપવાનો છું અને કાંઈ કરી બતાવશે ત્યારે સાબાશી પણ આપીશ. પણ આશ્રમ તો માત્ર વસ્ત્રના પુનરુદ્ધાર માટે જ છે, માટે એની સાથે સંબંધ ન રાખનાર પ્રવૃત્તિને અહીં સ્થાન ન હોય. મારે ગળે આ વાત ઊતરી છે.

**૨૯. હું માનું છું કે ધંધાના શિક્ષણનો આરંભ બાળપણથી જ થવો જોઈએ, અને દરેક કુમાર કે કુમારી-મંદિરે એકાદ બે ધંધા જ શીખવવાની જવાબદારી લઈ એ શીખવા ઇચ્છનારને જ ભણવા માટે નોતરવા જોઈએ. જેથી બાળપણથી જ બાળક સમજે કે આપણે આ ધંધો કરવાનો છે. એ ધંધાની સાથે બીજી કેળવણી પણ હોય અને એવા બીજા વિષયોમાં એ ધંધાને પોષક તત્ત્વો સારી પેઠે હોય.**

આ રીતે મધ્યમ વર્ગની છોકરીઓની શાળાઓ પણ, એ વર્ગની ૮૦ કે ૯૦ ટકા છોકરીઓને કેવું જીવન ગાળવું પડવાનું છે, તેને દૃષ્ટિ આગળ રાખીને કેળવણીના એકેએક વિષયનો વિચાર કરે, તથા તેને ઉપયોગી વહેવારશિક્ષણનો જ પ્રબંધ કરે તો બેજવાબદારપણાનો આક્ષેપ રહે નહિ.

આ રીતે વિચાર કરીએ તો એમ કહી શકાય કે ૮૦–૯૦ ટકા છોકરીઓ મોટી થઈને પરણશે, બાળ-બચ્ચાંવાળી થશે, રાંધવું, કાંતવું, પીંજવું, સીવવું, ઘરના હિસાબ રાખવા, નાનાં છોકરાંને થોડુંઘણું ભણાવવું અને સારી ટેવો પાડવી, એમને ધર્મ અને ભક્તિના સંસ્કારો આપવા, ઘર સાફસુફ, વ્યવસ્થિત અને સુઘડ રાખવું, માવજત કરવી, સુવાવડ વેઠવી અને કરવી ઇત્યાદિ તો કરશે જ. આ ઉપરાંત આપણે એવી અપેક્ષા રાખીશું કે એ સમાજોપયોગી કાંઈક એવું કામ પણ શીખે કે જે એની સ્થિતિ ઠીક હોય અને મફત દે તોયે સમાજને ખપે એવું હોય, અને થોડું મહેનતાણું લઈને દે તોયે ખપે એમ હોય, જે પોતાના ઘરમાંયે ઉપયોગી થાય અને કદાચ ધણીના ધંધામાંયે ઉપયોગી થાય. આવા વિષયમાં શુદ્ધ ભાષાજ્ઞાન, સુંદર હસ્તાક્ષર, માવજત અને પ્રાથમિક તથા ઘરગથ્થુ ઉપચારો, ઘરગથ્થુ વ્યાયામ તથા પ્રાથમિક કેળવણી આપી શકે એવી લાયકાત — એટલા સામાન્યપણે ઉપયોગી વિષયો કહી શકાય. આમાં કેટલુંક પ્રાથમિક, ગરીબને પોષાય એવું અને વગર ખર્ચે કુટુંબને આનંદ આપી શકે એવું કલાજ્ઞાન, અને દૃષ્ટિને વિશાળ કરે તથા અવલોકનશક્તિને કેળવે એવી રીતે ભૂગોળ, ઇતિહાસ અને વિજ્ઞાનનું શિક્ષણ ઉમેરીએ તો

મધ્યમ વર્ગની સામાન્ય કેળવણી પૂરી થઈ એમ કહેવાને હરકત ન હોય. એટલેથી મધ્યમ વર્ગની ઘણીખરી બાળાઓની કેળવણી પણ પૂરી થયેલી ગણાય.

જો આ દૃષ્ટિએ અને આ રીતે બરાબર શિક્ષણ અપાય તો બાળા શાળામાં જે શીખી આવે તેનો એને ઘરમાં ઉપયોગ છે એમ પગલે પગલે માલૂમ પડે, અને ઘરમાં માબાપને પણ શાળાની બાળા ઉપર શી અસર થાય છે તેની જાણ આવી રહે. હાલ તો ભણતી છોકરી ઘરમાં બોજારૂપ બને છે, અને જો ઘરમાં માબાપનું હૃદય ન હોય તો એ બોજો ઉઠાવવા બીજા વાલી ભાગ્યે જ તૈયાર હોય છે.

પછી ઉચ્ચ કેળવણી લેવા ઇચ્છનાર બાળાઓ માટે ઉપર વનિતાવિશ્રામ જેવી સંસ્થાઓ માટે જે સ્વરૂપ રજૂ કર્યું છે તે જ હોવું જોઈએ એમ હું માનું છું. જેમને વૈદક, વકીલાત, સાહિત્ય, વિજ્ઞાન વગેરે વિષયોમાં જ પારંગત થવું હોય તેઓ છોકરાઓ માટેનાં મહાવિદ્યાલયોમાં ભણે તેમાં હું કશો દોષ જોતો નથી. એવી કેળવણી લેનાર સ્ત્રીવર્ગના થોડાક ટકા હોય તેથી સમાજને નુકસાન થવાનું નથી: પણ દેખાદેખીથી અથવા એવી કેળવણી કીમતી અથવા આદરપાત્ર છે એમ ધારી બાળાઓ કે બાળાના વાલીઓ એને માટે વધારે મોહ રાખે તો તેમાં કેળવણી વિષેના વિચારના મૂળ પાયામાં જ દોષ છે એમ મને લાગે છે. આજની દેશની પરાધીન સ્થિતિમાં પ્રજાકીય તંત્રોએ આવી થોડીક વ્યક્તિઓને ઉપયોગી થાય એવી સંસ્થાઓ સ્થાપવા શક્તિ અને પૈસો ખર્ચવો યોગ્ય નથી. જો પ્રજાકીય રાજ્ય હોય તો એવી સંસ્થાઓની સ્થાપના

ખાનગી સાહસથી થાય અને રાજતંત્ર એને થોડીઘણી મદદ કરે એટલું જ. પણ ઉપર કહી તેવી ૮૦ ટકા સ્ત્રીઓને ઉપયોગી થાય એવી સંસ્થાઓ રાજ્યને ખર્ચે ચાલે.

પણ હવે ધીમે ધીમે શાળા કરતાંયે છાત્રાલય કેળવણીકારોની ચિંતાનો અધિક વિષય બનતું જાય છે. આ સુચિહ્ન છે. થોડાક વિષયોની પરીક્ષા માટે વિદ્યાર્થીઓને તૈયાર કરવા એ કેળવણીનું ઓછું મહત્ત્વનું અંગ છે. વધારે મહત્ત્વનું અંગ તો વિદ્યાર્થીના ચારિત્રનું ઘડતર છે એની શિક્ષકોને વધારે ને વધારે પ્રતીતિ થતી જાય છે; આથી રાતદિવસ વિદ્યાર્થીને પોતાની નજર તળે અને સહવાસમાં રાખવા એ ઇચ્છા વધતી જાય છે.

વળી છાત્રાલય વિષેની કલ્પના પણ ફરતી જાય છે. છાત્રાલય એટલે વિદ્યાર્થીઓની રહેવા–ખાવાની ‘સરાઈ’— હૉટેલ — નહિ, પણ વધારે મહત્ત્વની શાળા અને વ્યવસ્થિત ઘર.

આ બાબતમાં મારા અભિપ્રાયો નીચે મુજબ છે:

**૩૦. સુસંસ્કારી માતાપિતાના ઘર કરતાં સારામાં સારું છાત્રાલય પણ ચડિયાતું નથી; સામાન્ય સંસ્કારી માતાપિતાનું ઘર અને સારું છાત્રાલય એ બે વચ્ચે પણ માતાપિતાનું ઘર વધારે પસંદ કરવા લાયક ગણાય, પણ સારા છાત્રાલયની નિંદા ન કરાય; પણ જ્યાં માતાપિતા સુસંસ્કારો પાડવાની શક્તિ, હિંમત કે હોંશ ધરાવતાં ન હોય ત્યાં સારું છાત્રાલય ઘર કરતાં વધારે સારું નિવાસસ્થાન છે.**

**૩૧. આવાં છાત્રાલયોની જરૂરિયાત ઘણી છે. પણ એ સાથે જ એ મધ્યમ વર્ગના ગરીબ વર્ગને પોષાય એટલું સસ્તું થવાની જરૂર છે.**

છાત્રાલયમાં ઘર કરતાં વધારે સગવડો ભોગવવાની, કુટુંબીઓ ઉપરથી હેત ઊતરી જવાની, ખર્ચાળ જીવન ગાળવાની અને માતપિતાને ખર્ચ ઉઠાવતાં કેટલી વીસીએ સો થાય છે તેની ચિંતા ન કરવાની ટેવ વધે છે. જો છાત્રાલયનો થોડો ખર્ચ સંસ્થા ઉઠાવે છે તો તેથી દાનનું અન્ન ખાવા સામે મધ્યમ વર્ગમાં જે શરમ હતી તે રહેતી નથી, તેમ જ વગર માગ્યે જે સગવડો મળે છે તેવી સગવડોમાં મળેલી કેળવણી પૂરી ફળી ઊઠતી નથી. વગર માગ્યે મળેલા દાન માટે કૃતજ્ઞતા નથી ઉદ્ભવતી. પણ અમારું નસીબ અમને આપે છે એવી વૃત્તિ રહે છે. આથી, કેળવણી લેવાની ધગશ પણ ઓછી રહે છે. આથી—

**૩૨. છાત્રાલયો બને તેટલાં ગરીબાઈના ધોરણે ચાલવાં જોઈએ. તેમાં ગરીબ કુટુંબમાં બાળપણમાં છોકરાઓને જેવું મહેનતુ જીવન ગાળવું પડે છે તેવું જીવન બધા વિદ્યાર્થીઓને ફરજિયાત ગાળવું પડવું જોઈએ. છાત્રાલયનો એટલોયે ખર્ચ જે ઉપાડી ન શકે તેમને કાંઈક અધિક શ્રમ કરાવીને મહેનતાણું આપવાની પદ્ધતિ ભલે હોય. એ મહેનતાણું આપવામાં થોડીક ઉદારતા રાખી શકાય, પણ બનતા સુધી છાત્રાલયનો નિત્ય ખર્ચ ફાળાઓમાંથી ન ચાલવો જોઈએ.**

**૩૩. જે વિદ્યાર્થીને માતા પિતા પોષતાં હોય, તેને ખાનગી પૈસા કમાવા માટે છાત્રાલયમાં કામ ન મળવું જોઈએ.**

આ બંને ઘૂંટડા ગળવા સંસ્થાઓના સંચાલકોને કઠણ લાગે એવા છે એ હું જાણું છું. પણ સંસ્થાઓ વિષેના અનુભવ પરથી મને જણાય છે કે ક્યારેક પણ

છાત્રાલયોને આવા નિર્ણય પર આવ્યા વિના ચાલવાનું નથી. એવા નિયમ વિનાની કેળવણી ખર્ચના પ્રમાણમાં ઓછી ફળદાયી થશે. વિદ્યાર્થીને લાગવું જોઈએ કે કેળવણી એ સહેજે મળી શકતી વસ્તુ નથી. એને માટે કિંમત આપવી જ જોઈએ. એ કિંમત પરિશ્રમ રૂપે જ આપવી જોઈએ.

ઉપલા વિચારોને પરિણામે જ એમ કહી શકાય કે—

**૩૪. છાત્રાલયોમાં નોકરો ન હોવા જોઈએ.**

મને બહુ મોટાં રસોડાં પર વિશ્વાસ નથી. બહુ મોટાં રસોડાંમાં સ્વચ્છતા ઓછી રહે છે, બેદરકારી અને બગાડ વધારે થાય છે, કામનો બોજો વધારે પડતો થાય છે, અને તેથી અસંતોષ પણ વધારે થાય છે. ૧૦–૧૨ માણસ સુધીનાં રસોડાં એ સામાન્ય રીતે યોગ્ય મર્યાદા છે. આનો અર્થ એ નથી કે કોઈક પ્રસંગે બધાં રસોડાં એક ન થઈ જાય. ૧૦–૧૨ માણસનું રસોડું હોય તો ઘાસલેટના ડબ્બામાં થોડું પાણી મૂકી એક ઉપર એક મૂકી શકાય એવી બે કે ત્રણ તપેલી તેમાં ગોઠવી સહેલાઈથી દાળ–ભાત–શાક રાંધી શકાય; અને તે થતું હોય તે દરમ્યાન બીજી બાજુએ રોટલી, રોટલા વગેરે થઈ શકે. અથવા એવો કૂકર ચડાવી વિદ્યાર્થિનીઓ બીજાં કામ પણ કરી શકે, અને કલાકેક પછી કૂકરને તપાસી શકે.

પણ આ એક અભિપ્રાય માત્ર છે. એને સિદ્ધાન્તના જેવું મહત્ત્વ આપવાની જરૂર નથી.

આ રીતે કેળવણી એટલે જીવનનું ઘડતર એમ તાત્ત્વિક વ્યાખ્યાથી શરૂઆત કરી કૂકર પર રાંધવાની પદ્ધતિ

સુધી આવી લાગ્યો, વધારે વિગતોમાં ન ઊતરવાથી શોભા રહેશે એમ ધારી આ નિબંધ પૂરો કરું છું.

આશા રાખું છું કે સ્ત્રીકેળવણીમાં જીવન વિતાડતાં ભાઈ–બહેનોને વિચાર કરવામાં એ કાંઈક મદદગાર થશે, અને તેમની ચર્ચા મને પણ લાભદાયી થશે.

સ્ત્રીજાતિ પોતાનું બળ અને પોતાના કાર્યક્ષેત્રની દિશા બરોબર સમજે, પુરુષનું તથા એની પ્રવૃત્તિઓનું અનુકરણ કરવાનો જ આદર્શ ન રાખે, પોતાને પુરુષની ઓશિયાળી ન માને, પુરુષને ખોટી રીતે રીઝવવાયે ન મથે અને છતાં, સ્ત્રી–પુરુષ ઉભયથી બનેલો સંસાર પરસ્પર મેળવાળો રચાય એ સ્થિતિની ઇચ્છા કરતો વિરામ લઉં છું.

# આંક શીખવવા વિષે સૂચના

આંક શીખવવાની આપણી પ્રચલિત રૂઢિ 'એકડે એક, બગડે બે' એમ 'એકડે મીંડે દશ' એ રીતે બોલાવતા જવાની અને લખાવવાની છે. એમ બોલાવવાની ટેવ બરાબર નથી એમ મને લાગે છે. 'એક, બે, ત્રણ...દશ' એમ જ બોલવાની ટેવ પાડવી જોઈએ. 'એક, બે' વગેરે સંખ્યાઓના આંકડાનાં નામ એકડો, બગડો એમ કહી શકાય, અને 'આઠ' કેમ લખાય એમ પૂછીએ ત્યારે ૮ તુરત લખી બતાવે એવી પહેલાંથી જ ટેવ પાડવી જોઈએ. 'આઠડે આઠ' એમ બોલીને લખી આપે એ ઠીક નથી. (બારાખડીને પણ આવો જ નિયમ લાગુ પડે છે. 'કને કંઈ નહિ ક, કને કાનો કા' વગેરે બોલ્યા વિના બાળકને લખવા અને વાંચવાની ટેવ પાડવી જોઈએ.)

ત્યાર પછી ૧૧ થી ૧૦૦ સુધીના આંક સુધી 'બે એકડા અગિયાર, એકડે બગડે બાર...બગડે મીંડે વીસ' ઇત્યાદિ બોલવાની ટેવ છે. આ ટેવ ખોટી છે. એ ટેવ 'અગિયાર, બાર...' લખવાની યાંત્રિક પદ્ધતિ બતાવે છે, પણ એ સંખ્યા શું છે તે નથી દર્શાવતી. તેને બદલે બાળકને આમ બોલીને લખતાં શીખવવું જોઈએ, 'દશ ને એક અગિયાર, દશ ને બે બાર, દશ ને ત્રણ તેર... દશ ને દશ વીસ, વીસ ને એક એકવીસ, વીસ ને દશ ત્રીસ' વગેરે. એ આંક લખવાની રીત પણ નીચે પ્રમાણે પાટિયા પર કે આંકની ચોપડીમાં બતાવેલી હોવી જોઈએ.

| | |
|---|---|
| ૧૦+૧=૧૧ | ૨૦+૧=૨૧ |
| ૧૦+૨=૧૨ | ૨૦+૨=૨૨ |
| ૧૦+૩=૧૩ | ૨૦+૩=૨૩ |
| ૧૦+૧૦=૨૦ | ૨૦+૧૦=૩૦ |

આ રીતે બોલવા અને જોવાથી ડાબી બાજુનો આંકડો દશકનો છે એનો બાળકને ખ્યાલ વહેલો આવવા માંડે છે.

ગુણાકારના પાડાઓમાં બાળકને નીચે પ્રમાણે પાટિયા કે પાટી પર લખીને પાડા બનાવવાની રીતનો શરૂઆતમાં ખ્યાલ આપવો જોઈએ. દાખલા તરીકે છ એકાનો પાડો :

૧ |||||| ૬

૨ |||||| ૧૨

૩ |||||| ૧૮

આ રીતે બાળક ગણીને પાડો તૈયાર કરી શકે, એટલે એને વારંવાર કરવા પડતા સરવાળા જ પાડામાં યાદ રાખવાના હોય છે એમ ખબર પડે છે, અને ગુણાકાર એટલે શું તેનો

ખ્યાલ આવે છે. વળી, એક પાડો મોઢે થયા બાદ નવો પાડો શિક્ષક લખી આપે તેને બદલે પોતાની મેળે જ બનાવી શકે છે.

આ વિચારો બાળકોને શીખવવાના પ્રયત્નમાંથી જ સૂઝેલા છે અને અનુભવેલા છે. એ ઉપયોગી લાગશે એમ આશા છે. *

---

* મને એમ પણ લાગે છે કે ઓગણીસ, ઓગણત્રીસ વગેરે શબ્દો આપણે બદલીએ તો સારું. એ માટે અનુક્રમે નીચેના શબ્દો વાપરવા જોઈએ.

| ગુજરાતી | હિંદી | મરાઠી |
|---|---|---|
| ૧૯ નવાર | नौरह | नौरा |
| ૨૯ નવ્વીસ | नौईस | नव्वीस |
| ૩૯ નવત્રીસ | नौतीस | नौतीस |
| ૪૯ નવતાળીસ | नौतालिस | नवेचाळीस |
| ૫૯ નવાવન | नौवन | नयावन |
| ૬૯ નવસઠ | नौसठ | नौसठ |
| ૭૯ નવંતેર | नवंत्तर | नव्हत्तर |
| ૮૯ નેવ્યાશી | नवस्सी | नव्वायशी |
| ૯૯ નવ્વાણું | निन्यानवे | नव्याणु |